# સંસાર સંગ્રામ

## દ્વિતીય વિભાગ

યોજક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

માળીલા ( અમરેલી-કાઠિયાવાડ )

પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર અને પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

વિક્રમાબ્દ ૧૯૭૪.  ખ્રિસ્તાબ્દ ૧૯૧૮.

મૂલ્ય રૂ. ૧-૮-૦.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.



The glories of our brith and state,
Are shadows, not sudstantial things;
There is no armour against fate,
Death lays his icy hand no kings;
Scepter and crown,
Must tumble down;
And in the dust be equal made,
With the poor crooked seythe, and spade.

શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર
દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

# સ્નેહ સમર્પણ.

પરમપ્રિય માનનીય બન્ધુશ્રી

## દેવજીભાઈ ગોવર્દ્ધનદાસ ભીમજી

મુ. મુંબઈ

આપના મારા પ્રતિના અપૂર્વ સ્નેહ તથા સ્નેહભર્યા વર્ત્તનના સ્મરણાર્થે અને ગુર્જર સાહિત્યપર આપનો જે ઉત્તમ ભાવ, શ્રદ્ધા છે અને તેને ઉન્નત જોવાની આપના હૃદયમાં જે અનુપમ અભિલાષા છે, તે સર્વના સ્મરણચિહ્ન સ્વરૂપે મારો આ અલ્પસ્વલ્પ પ્રયાસ આપની સેવામાં સમર્પિત કરીને હું કૃતાર્થ થાઉં છું.

આપનો નિરંતર શુભાકાંક્ષી—

ત્ર્યંબકલાલ જોશી

## રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત પુસ્તકો:—

| | | |
|---|---|---|
| ૧ | મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ (પ્રથમ ખણ્ડ) | ૨-૦-૦ |
| ૨ | મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ (દ્વિતીય ખણ્ડ) | ૨-૦-૦ |
| ૩ | ભવાનીનો ભોગ અથવા રાજપૂતોનો રણોન્માદ (પ્રથમ વિભાગ) | ૧-૪-૦ |
| ૪ | ભવાનીનો ભોગ અથવા રાજપૂતોનો રણોન્માદ (દ્વિતીય વિભાગ) | ૧-૪-૦ |
| ૫ | પરાક્રમની પતાકા અથવા જાપાનની કાર્યપટુતા | ૨-૦-૦ |
| ૬ | બાગે શયતાન અથવા તલ્વારનું તૂફાન | ૨-૦-૦ |
| ૭ | સંતપ્ત શયતાન અથવા કામાંધનાં કાળાંકામ (પ્રથમ વિભાગ) | ૨-૦-૦ |
| ૮ | સંતપ્ત શયતાન અથવા કામાંધનાં કાળાંકામ (દ્વિતીય વિભાગ) | ૧-૮-૦ |
| ૯ | શોક સિંધુ અથવા એજિદનો અધ:પાત! (ઇસ્લામી ધાર્મિક નવલકથા) (દ્વિતીય વિભાગ) | ૨-૦-૦ |
| ૧૦ | શોક સિંધુ પ્રથમ ભાગ | ૨-૦-૦ |
| ૧૧ | સંસાર સંગ્રામ-પ્રથમ વિભાગ | ૧-૮-૦ |
| ૧૨ | ,, દ્વિતીય ,, | ૧-૮-૦ |
| ૧૩ | કલંદરની કટાર અથવા સંસાર ખાંડાની ધાર (પ્રથમ ખણ્ડ) | ૨-૦-૦ |
| ૧૪ | કલંદરની કટાર અથવા સંસાર ખાંડાની ધાર (દ્વિતીય ખણ્ડ) | ૨-૦-૦ |
| ૧૫ | રાક્ષસોની રતિક્રીડા અથવા પિશાચોની પાપલીલા | ૧-૧૨-૦ |
| ૧૬ | રાજા દેવીદાસ (ઐતિહાસિક) | ૨-૦-૦ |
| ૧૭ | જયાસુંદરી અથવા રાજસ્થાનનું રત્ન | ૦-૪-૦ |
| ૧૮ | કમળાદેવી અથવા કૃત્રિમ પ્રેમનું વિકટ પરિણામ | ૧-૮-૦ |
| ૧૯ | નવાબનંદિની અથવા ઉસ્માન અને આયેશા (મળતી નથી) | ૧-૦-૦ |
| ૨૦ | ગુરુ ગોવિંદસિંહ (વિસ્તૃત જીવન ચરિત્ર થોડી— મુદતમાં બહાર પડશે.) | ૧-૪-૦ |
| ૨૧ | તારાસુંદરી | ૨-૪-૦ |

# પ્રસ્તાવના.



Man is his own star, and the soul that can,
Render an honest and a perfect man;
Command all light, all inluence, all fate,
Nothing to him-falls early or too late.
*Our* acts our angels are, or good or ill,
*Our* fatal shadows that walk by us still.

*Beaumont and Fletcher.*

આજકાલ ગુર્જર સાહિત્યમાં અનેક નવલકથાઓ પ્રકટ થવા લાગી છે, એ અતિ આનંદનો વિષય છે. ભવિષ્યમાં એના યોગે સાહિત્યની ઉન્નતિ થવાની સંભાવના પણ રહે છે.

પરંતુ એ નવલકથાઓમાં વિશેષતઃ સાંસારિક કિંવા સામાજિક નવકથાઓનો કાંઇક અભાવ જોવામાં આવે છે. સમાજને ઉન્નત કરવાનું પ્રધાન સાધન સામાજિક કથાઓ જ ગણાય છે, એવી અનેક વિદ્વાનોની માન્યતા છે અને મારૂં પણ પ્રાયઃ એવું જ અનુમાન છે.

આ વાર્ત્તાના સંબંધમાં મારી જે કાંઇ કહેવાની ઇચ્છા હતી, તે હું પ્રથમ વિભાગમાંજ કહી ચૂકયો છું, એટલે આ સ્થળે મને પુનઃ પિષ્ટપેષણ કરવાની અગત્ય જણાતી નથી. તેમ છતાં પણ મારા અન્ય પ્રયત્નોની પેઠે મારો આ અલ્પ પ્રયાસ પણ વાંચક બંધુઓના આદરને પાત્ર થશે, તો હું મને કૃતાર્થ માની, ભવિષ્યમાં નવા પ્રયત્નો કરવાને આશાન્વિત થઇશ. અસ્તુ.

અંતે જે અંતનામી ઇશ્વરના અનુગ્રહથી આ પુસ્તકના દ્વિતીય વિભાગને સમાપ્ત કરવાને હું ભાગ્યશાળી થયો છું, તેમનો ઉપકાર માની અહીંજ વિરમું છું. ઇત્યલમ્

પીરમશાહ રોડ—
અમદાવાદ.
તા. ૧-૧-૧૮, મંગળવાર.

સાહિત્યાનુરાગી સેવક—
ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.



# પ્રકાશકની પ્રસ્તાવના.



ગુજરાતી સાહિત્યની કાંઇક ઉન્નતિ થાય, એ જોવાને હું ઘણા વખત થયાં ઇન્તેજાર છું અને મારા મહુંમ પિતાજીની પણ એવીજ ઇચ્છા હતી. પણ કેટલાક સંજાગોને લીધે તેઓ પોતાની ઇચ્છાને અમલમાં મૂકી શકયા નહોતા. સદ્ભાગ્ય યોગે હું હમણાં થોડા વખત થયાં મારી તથા મારા પિતાજીની તે ઇચ્છામાં અમુક અંશે ફતેહમંદ નિવડી શકયો છું અને છેલ્લાં બે વરસમાં મારા તરફથી લગભગ ત્રીસ નવલકથાઓનાં, પાંચ સાત હુન્નર કળાનાં અને બીજાં કેટલાંક સાહિત્યને લગતાં પુસ્તકો બહાર પાડી શકયો છું. મારી ઇચ્છા હજી એથી પણ વધુ પુસ્તકો પ્રકટ કરી સાહિત્યમાં કાંઇક નવાં પુસ્તકોનો ઉમેરો કરવાની છે, પણ હાલમાં યૂરોપમાં સળગેલી ભયંકર લડાઇને લીધે મારી તે ઇચ્છા પાર પડવામાં ઘણાં ઘણાં વિઘ્નો આવતાં જાય છે અને પુસ્તકોના પ્રકાશનને લગતો સર સામાન સારા બાવો આપવા છતાં પણ મળી શકતો નથી. તમ છતાં પણ પ્રભુમાં વિશ્વાસ રાખી મારાથી બનતી કોશિશે હું નવાં નવાં પુસ્તકો પ્રકટ કરી રહ્યો છું અને ભવિષ્યમાં સારો સમય આવતાં પ્રતીવર્ષે એથી પણ બહોળા પ્રમાણમાં પુસ્તકો પ્રકટ કરવાની મારી ભાવના છે, તે ભાવનાને ભગવાન પૂરી કરે એવી મારી તે દયાળુને નમ્ર પ્રાર્થના છે. આ પુસ્તક મારા સાડત્રીસ કે આડત્રીસમા નવલકથાના પ્રકાશનનું છે. અસ્તુ. અંતે સર્વ શક્તિમાન પરમાત્મા મારા પ્રયત્નમાં યશ તથા સહાયતા આપી મને વધારે ઉત્સાહિત કરે, એવીજ મારી તે પરમકૃપાળુના ચરણોમાં નમ્ર પ્રાર્થના છે.

સાહિત્ય સેવક

ગોવિન્દ મહાદેવ જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

# અનુક્રમણિકા

## દ્વિતીય વિભાગ

### પ્રથમ ખણ્ડ—કર્મફળ



### દ્વિતીય ખણ્ડ—પુણ્યનો જય

# સંસાર સંગ્રામ

## દ્વિતીય વિભાગ

## પ્રથમ ખણ્ડ

### કર્મફળ

यो मनसि तिष्ठन्मनसोऽन्तरो,
यं मो न वेद, यस्य मनः शरीरं,
यो मनोऽन्तरो यमयत्येष-
त आत्मान्तर्याम्यमृतः ॥

# સંસાર સંગ્રામ

## દ્વિતીય વિભાગ

## પ્રથમ ખણ્ડ

## કર્મફળ.

### પ્રથમ પરિચ્છેદ

### પંડિતાણીની પ્રપંચજાળ

" ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते,
संगात् संजायते कामः कामात् क्रोधाभिजायते.
क्रोधाद्भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः
स्मृतिभ्रंशाद्बुद्धिनाशः बुद्धिनाशात् प्रणश्यति । "*
भगवद्‌गीता.

આદત પંડિતાણી હવે નિત્ય સોહાગને ત્યાં આવજાવ કરવા લાગી. સોહાગ પ્રતિ તેની માયા અને મમતા આદિ એકાએક વધી ગયાં. તે સર્વ સ્થળે કહેતી ફરતી કે, " સોહાગનાં લગ્ન થયા સિવાય હવે તેના ચિત્તને શાંતિ મળી શકે તેમ નથી; લગ્ન વિના હવે

---

*ભાવાર્થ:—" નિરંતર વિષયનું ધ્યાન કરતાં કરતાં મનુષ્યને તેમાં આસક્તિ ઉપસ્થિત થાય (છે); આસક્તિમાંથી કામનાનો જન્મ થાય (છે), કામનામાંથી ક્રોધની ઉત્પત્તિ થાય (છે), ચિત્ત ક્રોધદ્વારા ઉત્તેજિત થતાં જ કર્ત્તવ્ય અને અકર્ત્તવ્યને જાણવાની મૂઢતા આવે (છે); કર્ત્તવ્યવિમૂઢતા આવવાથી મનુષ્યની (લક્ષની) સ્મૃતિ (નો) લોપ થાય (છે); સ્મૃતિ લોપ થતાં જ તે વ્યક્તિ એકદમ નષ્ટ થાય છે."
ભગવદ્‌ગીતા.

તે જરા પણ સુખી રહી શકે તેમ નથી. અહા, એટલી મોટી કન્યા હોવા છતાં હજી તેનાં લગ્ન થયાં નથી, એ ઘણી જ શોકજનક વાર્તા છે. તેની માતા તથા આડોસીપાડોસીઓ પણ જોતાં નથી કે, એવડી મોટી કન્યાને ઘેર રાખવાથી કેવાં કેવાં માઠાં પરિણામ નિપજવાનો સંભવ છે.

સોહાગને ત્યાં પંડિતાણીએ કેટલીક વસ્તુઓ આપવામાં પણ કશી ખામી રહેવા દીધી નહિ. તેમ છતાં, તે વસ્તુઓ બહુ કીમતી તો નહોતીજ; ઘણી સામાન્ય હતી. કોઇ વેળાયે બે ચાર વેંગણ, કોઇ વેળાયે થોડો ઘણો ભાજીપાલો લાવીને પંડિતાણી સોહાગની માતાને આપતી. તે ઉપરાંત ઘરના એકાદ બે કામકાજમાં જોઇતી મદદ કરવામાં પણ પંડિતાણી પાછી હઠતી નહોતી.

પંડિતાણીના આવા આવા કેટલાક ગુણોથી મુગ્ધ થઇને સોહાગની માતા કહેતી કે;–" પંડિતાણી, પેલા જન્મમાં તમે અને હું કોણ હઇશું અથવા તો મારે અને તમારે શો સંબંધ હશે? તમે અમારા પર જે જે ઉપકારો કરી રહ્યાં છો, તેના ઉપકારનો બદલો અમારાથી કદી પણ વાળી શકાય તેમ નથી."

પંડિતાણી એ પ્રશ્નના જવાબ તરીકે સાલ્લાના છેડાથી આંખનાં આંસૂ લ્હોવાનો ઢોંગ કરી ઘણા જ નમ્ર અવાજથી કહેતી કે;–"બ્હેન! હવે હું આ સંસારમાં કેટલાક દિવસ જીવી શકું તેમ છું? મારૂં આયુષ્ય પૂરૂં થવા આવ્યું છે. મારૂં બીજું કોઇ સગું કે વહાલું પણ રહ્યું નથી. આવા સંજોગોમાં જો હું તમારી સાથે સારો સંબંધ ન રાખું તો પછી બીજા કોની સાથે રાખું? મેં તો હવે દૃઢ નિશ્ચય કર્યો છે કે, હું જ્યારે મરીશ ત્યારે મારી બધી મિલ્કત મારી આ સોહાગને જ આપતી જઇશ. સોહાગ મારી પુત્રીતુલ્ય છે. સંસારમાં બીજું કોઇ પણ સંબંધી ન હોવાથી હું સોહાગને જ મારી પુત્રીતુલ્ય માનીને સુખી થાઉં છું."

આવી રીતે કેટલાક દિવસ વીતી ગયા. આજે બપોરે પંડિતાણી એક એક્કો અથવા બેલગાડી લઇને આવી હતી! સોહાગની માતાએ તેને ઘણા જ સન્માનની સાથે સારો આવકાર આપી પોતાના ઘરમાં સ્થાન આપ્યું હતું, તથા તેના બળદ આદિને રાખવાની પણ સારી સગવડ કરી આપી હતી. પંડિતાણી સોહાગના વાળનો અંબોડો ગુંથવામાં ગુંથાઇ હતી. તે ઘણા જૂના જમાનાની હોવા છતાં વાળ હોળવામાં ઘણી જ ચાલાક હતી. સોહાગના

વાળને બહુ જ સુંદરતાથી ગુંથ્યા પછી તેના કાળા કેશ કલાપને જોઇને પંડિતાણી મોહિત થઇ. તેણે સોહાગના બન્ને ભ્રૂ વચ્ચે કંકુનો ચાંલ્લો કર્યા પછી હસીને કહ્યું:–"અહા! સોહાગ, તું ઘણીજ સુંદર છે. તારૂં મુખ તો જાણે ચંદ્રમાનો ટુકડો જ હોયની! એવું મોહક જણાય છે. તારા જેવી મધુર બાળા મેં અત્યાર સુધી જોઇજ નથી. અહા! જાણે જોવામાં તો ઇન્દ્રના ઘરની અપ્સરા જ." સોહાગે આ સાંભળીને સહજ સ્મિતજ કર્યું હતું.

પોશાક પહેરાવી રહ્યા પછી પુનઃ પંડિતાણીએ કહ્યું:–"સોહાગ, હવે તું અતિ સુંદર બની ગઇ છે, માટે એકવાર મારી સાથે મારે ત્યાં આવ. મારાં પાડોસીઓ તને રોજ રોજ સંભાર્યા કરે છે, એટલા માટે હું તને આજે એક્કો લઇને ખાસ તેડવા આવી છું."

સોહાગે કશો પણ જવાબ ન વાળતાં, કેવળ માતાના મુખ ભણી જ જોયું.

માતાએ કહ્યું:—"ત્યારે શા માટે નથી જતી, સોહાગ પંડિતાણીની સાથે જવામાં શો વાંધો છે? તેઓ તને દીકરી કરતાં પણ વધારે ચાહે છે, તો પછી તને આમ સંકોચ કેમ થાય છે? જા, હું પણ તને રજા આપું છું. પંડિતાણીની સાથે જઇને પાછી જલ્દી આવી પહોંચજે."

સોહાગ હાથમાં એક રેશમી રૂમાલ લઇને પંડિતાણીની પાછળ પાછળ ધીમેથી ચાલવા લાગી. એ બધી બીના કિંકરના જાણવામાં આવી ગઇ. તેણે બારીમાંથી સોહાગને પંડિતાણી સાથે જોઇ. એથી તેનું મન અત્યંત આનંદિત થયું.

પંડિતાણીનું ઘર નજીકમાં જ હતું. તેમ છતાં સડકપર ન જતાં જો એક નિર્જન માર્ગથી જવામાં આવે તો તે થોડુંક દૂર હતું. સારા કુળવાન ઘરની કન્યાઓ હમેશાં એ નિર્જન માર્ગે જ આવવા જવાનું પસંદ કરતી હતી. પંડિતાણીએ પણ તે માર્ગે જ જવાનું પસંદ કર્યું.

ઘેર આવ્યા પછી પંડિતાણીએ તાળું ઉઘાડયું. ઘર જો કે નાનું સરખું હતું; છતાં સાફસુફ અને ચોખ્ખું હતું. તેના એક ખૂણામાં રસોડું હતું, સ્હામે મોટું અને સુંદર આંગણું હતું; તેમાં એકાદ બે લીંબુનાં ઝાડ તથા બે ચાર આંબા, જમરુખ આદિનાં વૃક્ષ જણાતાં હતાં. ઘરની પાસે કેટલાંક નાનાં નાનાં ફૂલઝાડ હતાં તથા તેના મધ્ય ભાગમાં તુળસીક્યારો હતો. તે તુળસીક્યારાપર એક બનાવટી ઝરણું

જણાતું હતું અને તેમાંથી જળની અવિરલ ધારા ઝર્યા કરતી હતી. એ જળના યોગે ઉનાળાના તાપથી કરમાઇ જતાં વૃક્ષો તથા તુળસી આદિ શીતળ રહી શકતાં હતાં.

પંડિતાણીએ ઘરબાર, ભાજીપાલો, ઝાડ વગેરે બધું સોહાગને બતાવ્યું. એ બધું બતાવ્યા પછી તે પાસેના સરોવરમાં હાથ પગ ધોવા માટે પંડિતાણી તેને લઇ ગઇ. તે સરોવર ઘણું મોટું હતું અને તેની ચારે બાજૂએ પત્થરના ઘાટ બાંધેલા હતા. તે ઘાટની આસપાસ આંબાનાં ઝાડો આવેલાં હતાં અને તેઓ પોતાની ઘનઘોર ઘટાથી સર્વત્ર એક પ્રકારની શીતળ છાયાનો વિસ્તાર કરી રહ્યાં હતાં. સરોવરનું જળ પણ ઘણું જ ચોકખું અને મીઠું હતું. આસપાસની યુવતીઓ જળના લોભથી કહો અથવા બીજા કોઈ પણ કારણથી કહો પણ નિત્ય મધ્યાન્હ થતાંની સાથે જ એ સરોવરના કિનારાપર આવી એકઠી થતી અને ત્યાર પછી જળક્રીડા કરવામાં તલ્લીન બની જતી હતી. તે સરોવરમાં કુમુદિની અથવા કમલિનીનો નિવાસ નહોતો, છતાં જ્યારે રૂપવતી સુંદરીઓ તેમાં જળક્રીડા કરવામાં નિમગ્ન થતી હતી, ત્યારે અથવા તો જળમાં તરતી હતી ત્યારે કુમુદિની અને કમલિની ઉભયને શર્માવી દે તેવું મનોહર દૃશ્ય જણાતું હતું! તેમના રૂપની સમક્ષ બિચારી પ્રાણહીના કુમુદિનીની તુલના પણ શી રીતે કરી શકાય? પારિજાત પણ જાણે તે રૂપ આગળ પરાજિત થઈ જાય તેમ જણાતું હતું, તે જાણે પોતાના મનના દુઃખને પૃથ્વીપર ત્યાગીને સ્વર્ગમાં પ્રયાણ કરી ગયું હતું. પુનઃ જ્યારે સંધ્યા સમયે ભામિનીઓનાં ટોળેટાળાં આવી આકંઠજળમાં નિમગ્ન થઇ હાસ્યના ફૂવારા છોડતાં હતાં, ત્યારે સેંકડો ચંદ્ર જાણે તે સરોવરની સપાટીપર ખીલી ઉઠયા હોયની, એવો સ્વર્ગની સુંદરીઓને પણ ભ્રમ થઇ આવતો હતો. જ્યાંસૂધી તે સુંદરીઓનો સમુહ સરોવરનો કિનારો છોડી ઘુમટાથી પોતાના મુખને ઢાંકી દેતો નહોતો, ત્યાંસૂધી ચંદ્રને તારાઓ પોતાના રૂપ અને ગર્વનો ક્ષય થઇ જવાના ભયથી, શંકાશીલ મનથી આકાશમાં છૂપાઇ રહેતા હતા. જ્યારે ચંદ્રાનનાઓ સરોવરરૂપી આરસીપર પડતા પ્રતિબિંબની રૂપવિભાથી દશે દિશાઓને પ્રકાશિત કરતી, ત્યારે સરોવરના કિનારાપર આવેલા વૃક્ષમાંના વિહંગો, સેંકડો શશધરના એકત્ર સંમિલનને જોઇને આનંદ કલરવ કરતાં હતાં; પરંતુ જ્યારે લલનાકુલ સંધ્યાનો સમાગમ થતાં સરોવરનો ત્યાગ કરીને પોતપોતાના ગૃહભણી પ્રસ્થાન કરતું, ત્યારે પક્ષીઓનાં ટોળાં, સરોવરના પ્રકાશને તથા પોતાના નય-

નોની જ્યોતિને મલિન થયેલી જોઇને શોકથી શાંત બની જતાં હતાં.

આજે પણ મધ્યાન્હસમયે અનેક યુવતીઓ તથા બાલિકાઓ સરોવરમાં સ્નાન કરવા માટે આવી હતી. તેમના રંગબેરંગી પોશાક તથા મધુર મધુર સ્વર અને કોમળ ધ્વનિથી તે સરોવર ગુંજાયમાન થઇ ઉઠયું હતું. જાણે સૌંદર્યદેવતા સ્વયં ત્યાંજ આવી વિરાજી હોય એવો ભાસ થતો હતો. જે સુંદરીઓ મનોહર અને નયનરંજક પોશાકને ધારણ કરી આવી હતી, તેઓ નિર્ભયતાથી સર્વ સુંદરીઓના સમુહ સમક્ષ આવી વિવિધ પ્રકારનો વાર્તાલાપ કરવામાં લેશ માત્ર પણ સંકુચિત થતી નહોતી, પરંતુ જેમનાં વસ્ત્રો સહજ મલિન અને હલકી કીમતનાં હતાં, તેઓ બિચારી પાછું મુખ વાળી પોતાની સમાન અવસ્થાવાળી સ્ત્રીઓ સાથે દુઃખનાં રોદણાં રોઇ રહી હતી. એક સ્થળે આનંદનો પ્રતિધ્વની સંભળાતો હતો તો બીજે સ્થળે તેજઃસમયે શોક, નિરાશા અને દુઃખના ઉભરા નીકળતા સંભળાતા હતા. ધનવતી અને અભિમાની માનિનીઓ દુઃખિની તથા દરિદ્રી અબળાઓના દુઃખનો ધ્વનિ સાંભળી અનેક પ્રકારની સહાનુભૂતિ દર્શાવવાને બદલે કઠોર અને તીવ હાસ્ય કરી રહી હતી.

ઘાટપર એકઠી થએલી સુંદરીઓમાંની કેટલીક પોતાની સખીઓ સાથે પોતાના સ્વામીના રૂપગુણનો પરિચય કરાવતી અનેક અનેક વાતો કરી રહી હતી. કેટલીક પોતાના અલંકારો બતાવતી હતી અને પોતાના ઘરમાં બીજાં શાંશાં ઘરેણાં છે તેનાં મોટાં મોટાં વ્યાખ્યાનો કરી રહી હતી. વળી જે સૌભાગ્યવતીઓ સ્વામી પાસેથી બે ચાર રસિકતાઓ શીખી આવી હતી, તેઓ તેનો સ્થાન અથવા તો અસ્થાને પણ ઉપયોગ કર્યા વીના રહેતી નહોતી. કેટલીક કોકિલાના સમાન શ્યામ રંગવાળી ભામિનીઓ, શરીરપર સાબૂ ચોળી ધોળી થવાનો પ્રયત્ન કરી રહી હતી, કેટલીક પકવબિંબના સમાન હોઠવાળી કામિનીઓ હોઠપર કપડું ઘસી તેને વિશેષ લાલ કરવાની ચેષ્ટા કરી રહી હતી. કેટલીક સરોવરનું જળ ઉરાડીને બીજી સ્ત્રીઓને હેરાન હેરાન કરી રહી હતી.

એ સમયે પંડિતાણી અને સોહાગ ઘાટપર આવી ઉભાં રહ્યાં. શહેર પ્રસિદ્ધ, દુર્ગુણથી પંકાયલી પંડિતાણીની સાથે સોહાગ જોઇને યુવતીઓમાં એક ભારી કોલાહલ મચી ગયો. કોઇ હોઠ દાબી હસવા લાગી, તો કોઇએ પોતાની સખીને આંખનો ઇશારો કરી પંડિતાણીનો પરિચય કરાવ્યો. કેટલીક સ્ત્રીઓએ તો પોતાની સંગિનીનો

હાથ દબાવીને પંડિતાણીના પાપજાળનો ભેદ વિદિત કર્યો. આ પ્રમાણે ઇશારાથી, ખોંખારાથી તેમજ માંહોમાંહેની ધીમી ધીમી વાતોથી કેટલીક વાર સૂધી પંડિતાણીની મશ્કરી થતી ચાલૂ રહી. પંડિતાણી ઘરડી ડોસી હતી, તેથી તેને બધી બીના જાણવામાં જરા પણ વિલંબ થયો નહિ. પરંતુ સોહાગ સરળ હૃદયની નિષ્કલંક બાલિકા જ હતી, તેથી તે કશું પણ સમજી શકી નહિ. તે બિચારી તો હાથમાં રૂમાલ લઇ એક બાજૂપર ઉભી રહી. તેના શરીરમાંથી પરસેવાની ધારાઓ વછૂટવા લાગી. ત્યારપછી પંડિતાણીએ તેને એક વસ્ત્ર આપ્યું, તે પહેરીને તે ઘાટપર ન્હાવા ગઇ. શરીરની સાથે જળનો સ્પર્શ થતાંની સાથે જ તેનું વસ્ત્ર ભીંજાઇ ગયું અને તે વસ્ત્રમાંથી તપાવેલા કાંચન જેવું ચળકતું શરીર દેખાવા લાગ્યું. બધાંએ જોયું કે સોહાગ એક ખરેખરી અતુલનીય રૂપસંપન્ના સુંદરી છે. ઇર્ષ્યાથી સહુનાં હૃદય સળગી ગયાં. સોહાગના ચાલ્યા જવા પછી રમણીમંડળમાં તેની નિંદા થવા લાગી. બધી રમણીઓ તેના પર ઝેરનો વરસાદ વરસાવવા લાગી. કેટલીક કૂલટાઓએ તો તે બિચારીને ચારિત્ર્યહીના અને કુળકલંકિની કહેવામાં પણ કશો સંકોચ ન રાખ્યો. પરંતુ આપણે તે બધી પાપમય કથાનું વિવરણ સાંભળવાથી કશી પણ અગત્ય નથી.

પંડિતાણીના આંગણામાં આવીને સોહાગે વસ્ત્ર બદલી નાખ્યું. પંડિતાણીએ ચાહ પીવા માટે તેને ઘરમાં બોલાવી. ઘરમાં આવ્યા પછી સોહાગ ચાહ-નાસ્તો આદિ લેવા માટે બેઠી. આ સમયે એક ત્રીજી વ્યક્તિનો પડછાયો દ્વાર પર પડયો. સોહાગે અજાયબીની સાથે જોયું કે, એ આવનાર વ્યક્તિ તેની પરિચિત હતી એટલે કે તે કિંકર જ હતો. પંડિતાણીએ કિંકરને ખેંચી લીધો, અને ત્યાર પછી દ્વાર બંધ કરી તે દ્વારને પીઠ દઇને ઉભી રહી. સોહાગ કાંઇ પણ ન સમજી શકવાથી સંકુચિતભાવે ઘરના એક ખૂણામાં જઇને ઉભી રહી, તે સમયે સૂર્ય અસ્ત થયો હતો, પરંતુ અંધારૂં થયું નહોતું.



## દ્વિતીય પરિચ્છેદ

---

### પત્નીનો સ્મૃતિલોપ

---

લોલોલ્લોલક્ષુભિત કરણોદ્વેગ દેવા મટાડી;
જે જે માંડુ જ્યમ ત્યમ કરી યત્ન તે તે હઠાવી;
કો વિકાર પ્રસરી, દિલમાં, રે' બલેપૂર્ણ વ્યાપી;
જેવો ગાંડો જલ–સમુહ વ્હે રેતનો સેતુ કાપી.

ऊत्तमरामचरितनाटक. ( મ. ન. દ્વિવેદી. )

× × × ×

મારા હૃદયમાં અંધકાર
મહિં અનુતાપના અંગાર;
ત્હેની આ શી ઊંડી છાય
તારા જડિત રજની માંહ્ય !

ન. ભો. દીવેટીઆકૃત, હૃદયવીણા

× × ×

વિશાળપૂરથી નિર્મળ ગઇ રાત્રે ઘેર ચાલ્યો આવ્યો હતો. એ સમયે તેના મુખપર છવાયલાં ક્રોધનાં ચિન્હો જોઇને દાસ–દાસી તથા ગુમાસ્તા, મુનીમો આદિ સર્વ ભયચકિત બની ગયા હતા. માતાની મુલાકાત ન કરતાં, માતાને પ્રણામ ન કરતાં નિર્મળ બારોબાર પોતાના શયનગૃહમાં જઇ કમાડ દેસાવી ઊંડા વિચારમાં તલ્લીન થઇ ગયો હતો. જે ઓરડામાં નિર્મળે વિજુની સાથે કેટલીક સુખની રાતો વીતાડી હતી, તે અતિ સ્મૃતિવાળા ઓરડામાં પ્રવેશ કરવાથી નિર્મળનું મન સહજ ચંચળ થઇ ઊઠયું, પણ ત્યારપછી તે પાછું સ્થિર બની ગયું. જેવી રીતે સરોવરની સપાટી પર પત્થર ફેંકવાથી તેનું આખું શરીર કમ્પી ઉઠે છે, ત્યારપછી સર્વ સ્થિર, શાન્ત થઇ જાય છે, તેવીજ રીતે નિર્મળનું હૃદય કંપી ઊઠયું અને પાછું તદ્દન શાન્ત–સ્થિર થઇ ગયું.

માતાએ આવીને તેને ઘણીવાર સુધી બોલાવ્યો, પણ તેણે કશો જવાબ આપ્યો નહિ, દ્વાર પણ ઉઘાડયું નહિ. માતા ચાલી ગઇ, તેણે વિચાર્યું કે, નિર્મળ ઊંઘી ગયો છે. પરંતુ માતાનું હૃદય સ્થિર રહ્યું નહિ; કારણ કે, નિર્મળના આવ્યા પછી તેને તેનો મેળાપ થયો નહોતો.

માતા પુનઃ બેચાર મિનિટ પછી આવીને પુત્રને બોલાવવા લાગી, પણ તેણે તે સમયે જોયું કે, દ્વાર ઉઘાડું હતું અને ઘરમાં નિર્મળ જણાતો નહોતો. આથી માતાએ બધાં ઘરોમાં ફરી વળીને તેનો શોધ કર્યો, પરંતુ ક્યાંયથી પણ તેનો પત્તો મળી શક્યો નહિ. ત્યારે અન્નપૂર્ણા વ્યાકુલચિત્તથી એકદમ અગાસીમાં આવી પહોંચી.

અગાસીમાં આવ્યા પછી તેણે એક અજબ બનાવ જોયો. તેણે જોયું કે, વસ્ત્રવિન્યાસ, પુસ્તક-પોથી, કાગળપત્ર અને બીજી કેટલીક ચીજો કે જે નિત્ય વિજુના ઉપયોગમાં આવતી હતી, તે બધી નિર્મળના મુખ સમક્ષ પડી હતી. નિર્મળ એ બધી વસ્તુઓનો ઢગલો કરી તેમાં આગ લગાડવાની તૈયારી કરી રહ્યો હતો. એ સમયે અન્નપૂર્ણાએ પાછળથી આવીને તેને બોલાવ્યો કે:-"નિર્મળ!" નિર્મળ નિરુત્તર જ રહ્યો. અન્નપૂર્ણાએ પુનઃ બોલાવ્યો:-"નિર્મળ!" આ સમયે નિર્મળે જવાબ આપ્યો:-પણ તે ઉઠયો નહિ. માતાના સ્હામું પણ ન જોતાં તેણે તે પત્રના ઢગલામાં આગ લગાડી દીધી. તે ઢગલામાંના કેટલાક પત્રોને નિર્મળે પોતાની છાતી સાથે ચાંપ્યા હતા, કેટલાક આંખોના જળથી ભીંજવ્યા હતા. આજે તે અતીતની-ભૂતકાલની સ્મૃતિને ડૂબાડવા માટે નિર્મળ પ્રાણતુલ્ય પ્રિય પત્રોને ધધકતી આગમાં સળગાવી રહ્યો હતો. અગ્નિનો સંયોગ થતાંની સાથે જ પત્રો બળીને ભસ્મ થયા, પણ સ્મૃતિરૂપી વિભૂતિ નષ્ટ ન થઇ. કાગળ ગયા-પત્રો ગયા, પત્રના અક્ષરો ગયા, પરંતુ સ્મૃતિ તો ન જ ગઇ. સર્વ નષ્ટ થયું, પણ હૃદયમાં વ્યાપેલી સ્મૃતિનો નાશ ન થયો તે ન જ થયો.

આ જોઇને અન્નપૂર્ણાએ કહ્યું:-"નિર્મળ, આ શું કરે છે?"

નિર્મળ કશું પણ ઉત્તર ન આપતાં ઉઠીને ઉભો થયો. માતાએ બાળકને હાથવડે હૃદયપર તાણી લીધો અને પછી રૂંધાયલા અવાજથી પૂછ્યું:-"બેટા, તું આ સર્વ શું કરે છે?"

નિર્મળે મુખ ફેરવી લીધું, તેની આંખોમાંથી દડદડ આંસૂ વહેવા લાગ્યાં, હૃદય રડી પડયું. કાંઇ પણ જવાબ આપી શકાયો નહિ. માતાનું હૃદય તે સમયે એક અમંગળ આશંકાથી કંપી ઉઠયું. તેણે ઘણીજ કરુણતાની સાથે નિર્મળને પૂછ્યું:-"ભાઇ! આજ સુધી તો તેં મારી પાસે કોઇપણ વાત છૂપાવી નથી, તો પછી આજે આમ શા માટે છૂપાવે છે? મારી વહુ-વ્હાલી વિજુ આનંદમાં છે ને? તેને તું કેમ ન તેડી લાવ્યો, બેટા?"

નિર્મળે આ સમયે જવાબ વાળ્યો. તેનો અવાજ અવિકમ્પિત હતો. તે બોલ્યો:–"મારી વ્હાલી માતા, હવે તું એવો પ્રશ્ન મને પૂછીશ નહિ, દુઃખથી ડુબાતા દિલપર આવો ઘાવ કરીશ નહિ. આજથી તું એમજ માની લેજે કે, તારી પુત્રવધૂ મરી ગઇ છે. આ સંસારમાંથી નાશ પામી છે."

અન્નપૂર્ણાએ કહ્યું:–"છટ્, છટ્, એવી ઘેલી વાતો શા માટે કહે છે? મારી વ્હાલી વહુ મજામાં છે ને."

નિર્મળ:–"સારી છે કે કેમ એવો પ્રશ્નજ શા માટે પૂછે છે માતા! હું જે નજરે જોઇ આવ્યો છું, તેના કરતાં જો મને તેનું મડદું જોવામાં આવ્યું હોત તો વધુ સારૂં થાત. તો તેથી મને વધારે સુખ થાત. હાય! એ દૃશ્ય જોતાં પહેલાં હું મરી કેમ ન ગયો?"

અન્નપૂર્ણા:–"એવું તે શું બોલે છે, ગાંડા! હું તારી કોઇ પણ વાતને બરાબર સમજી શકતી નથી."

નિર્મળ:–"માતા, તે પાપિષ્ટા કુળકલંકિનીની વાત હવે મને પૂછીશ નહિ."

અન્નપૂર્ણા નિર્મળનો હાથ ઝાલીને ઉભી હતી; હવે તેને દૂર તરછોડી વ્યાઘ્રિનીની પેઠે ગર્જના કરીને બોલી:–"નિર્મળ, કોની વાત કહે છે, કોને પાપિષ્ટા ઠરાવે છે. શું મારી વહુને તું કુલકલંકિની કહેવા માગે છે?"

નિર્મળ:–"હા, હું તે મહાપાપિષ્ટાની વાતજ કહી રહ્યો છું."

અન્નપૂર્ણા:–"ચૂપ કર. આવો ગેરઇન્સાફ આપતાં પહેલાં જરા શાન્ત થા. તારા ભૂલેલા મનને ઠેકાણે લાવ. નિર્મળકુમાર, પાપના માર્ગમાં પ્રવેશ કરતાં પહેલાં જરા વિચાર કર."

નિર્મળ:–"માતા, હું હવે ભૂલતો નથી, પણ સત્યજ કહું છું."

અન્નપૂર્ણા:–"નાદાન, તું ભૂલમાં ભમે છે, નહિ તો મનુષ્યની મતિનો આવો ભ્રમ થવો સર્વથા અસંભવિત અથવા અશક્યજ છે."

નિર્મળ:–"મેં મારી નજરોનજર જે વાત જોઇ છે, તેને તું ખોટી ઠરાવે છે?"

અન્નપૂર્ણા:–"તારી નજરે? ફક્ત તારી નજરે તો શું, પરંતુ આ વિશ્વબ્રહ્માંડના સકળ મનુષ્યો કદાપિ કહે, આકાશના તેત્રિશ કરોડ દેવતા કદાપિ એકવાક્યથી કહે કે, મારી વહુ અસતી છે, પાપિણી છે, તો તેથી હું એમજ કહીશ કે, બ્રહ્માંડનાં મનુષ્ય અને આકાશના દેવતા મિથ્યાવાદી છે–જૂઠા છે, તારા જેવા ભ્રાન્ત અને

દુર્બલ ચિત્તનો છે. મારી વિજુ પવિત્રતાની પુણ્યમયી મંદાકિની છે, સદ્‌ગુણની સરિતા છે. તેના વિશુદ્ધ ચારિત્ર્યપર સંદેહનું આરોપણ કરનાર રૌરૌ નરકના અધિકારી છે. વિજુ કદાપિ કુલટા હોઇ શકેજ નહિ. અમૃતમાં ઝેરનો સમાવેશ હોયજ નહિ."

નિર્મળ વિસ્મિત થયો; મુગ્ધ ચિત્તે માતાના મુખ તરફ જોઇ રહ્યો. ચારે તરફ અંધકાર હતો અને મધ્યમાં પત્ર, પુસ્તક વસ્ત્ર આદિ ભડભડાટ કરતાં પ્રચંડ જવાળાઓ ફેલાવતાં સળગી રહ્યાં હતાં. તેના પ્રકાશમાં નિર્મળે જોયું કે, માતાના મુખપર એક પ્રકારના અપૂર્વ તેજની છટા વિલસી રહી છે. તે છટા, તે જયોતિ આ પૃથ્વીની નથી. તેના મનમાં આવ્યું કે, જાણે સ્વર્ગમાંથી કોઇ દેવી મૂર્તિ મરૂભૂમિમાં જળ છાંટવા, સ્મશાનમાં સંજીવનીનો સંચાર કરવા અને અંધકારમાં આલોક કરવામાટે જયોતિર્મયી રૂપે અવતીર્ણ થઇ છે. ભક્તિથી નિર્મળનું હૃદય પલળી ગયું. તે માતાના ચરણોમાં લેટી પડી બોલ્યો:–"માતા તારે પગે પડું છું, પણ મેં મારી નજરોનજર જે જોયું છે, તેને હું શી રીતે ભૂલી શકું વારૂ ?"

અન્નપૂર્ણા:–"હું તને ભૂલવાનું કહેતી નથી; તેં શું જોયું છે તે પણ સાંભળવા માગતી નથી. તે ભયંકર વાર્તાને તારા હૃદયમાંજ છૂપાવી રાખ. થોડા દિવસ પછી તને પોતાને તારો ભ્રમ જણાઇ આવશે, તું તારા ભ્રમને સમજી શકીશ. પરંતુ અત્યારે આ શું કરે છે ?"

નિર્મળ:–"વિજુની સ્મૃતિને ભૂંસાડી નાખું છું."

અન્નપૂર્ણા:–"સ્મૃતિને કોણ ભૂંસાડી શકશે વારૂ ?"

નિર્મળ નિરૂત્તર રહ્યો.

અન્નપૂર્ણાએ કહ્યું:–"ત્યારે આવી ગાંડાઇ કેમ કરી રહ્યો છે ? મૂર્ખાઇ છોડીને મારી વાર્તા સાંભળી લે. તું પુનઃ જા–વિશાળપૂર જા, વહુને બધી વાત સમજાવી દે. તે તારો બધો સંદેહ દૂર કરી દેશે."

નિર્મળ:–"પુનઃ ત્યાં જાઉં ? આ જીવનમાં તો કદાપિ જઇ શકીશ નહિ."

માતા અને પુત્ર વચ્ચે બીજી કેટલીક વાતો પણ થઇ. ઘણી વાર સુધી વાતચીત કર્યા પછી નિર્મળને કાંઇક શાન્ત કરી, ચિંતાતુર હૃદયે અન્નપૂર્ણા ત્યાંથી ચાલી ગઇ.

વસ્ત્રાદિ બળીને ખાખ થઇ ગયું. નિર્મળે તે ભસ્મના ઢગલામાં બેસીને રાત્રિ વ્યતીત કરી.

---

## તૃતીય પરિચ્છેદ.

---

### ધર્મપર ધાડ

**कृत्वा पापंहि सन्तप्य तस्मात् पापात् प्रमुच्यते ।**
**नैवं कुर्यां पुनरिति निवृत्त्या पूयते तु सः ॥**

**મનુ. ૧૧ અધ્યાય.**

બીજે દિવસે સંધ્યા પહેલાં થોડીવારે, નિર્મળકુમાર ઘોડાપર બેસી સોહાગને ત્યાં આવી પહોંચ્યો. સોહાગ તે સમયે પંડિતાણીની સાથે દત્તના સરોવરમાં સ્નાન કરવા માટે ગઇ હતી. નિર્મળે કહ્યું કે;—"મારે હમણાં ને હમણાં જ સોહાગને મળવું જોઇએ. તેના વિવાહનો સંબંધ મેં નક્કી કરી નાખ્યો છે. આજે સાંઝે વરપક્ષવાળાઓ તેને જોવા માટે આવે તેમ છે, માટે જેમ બને તેમ સોહાગને જલ્દી ઘેર બોલાવી લેવી જોઇએ."

સોહાગને બોલાવવા માટે હેમને મોકલવાનો નિશ્ચય કર્યો; પરંતુ હેમનો ક્યાંય પણ પત્તો મળી શક્યો નહિ. ત્યારે ઘરના પ્રહરી તરીકે જે માણસને રાખવામાં આવ્યો હતો, તેને મોકલી આપ્યો. તેનું નામ શિવરતન મિશ્ર હતું. તે પશ્ચિમ દેશનો રહેવાસી હતો. ગયા જિલ્લામાં જન્મ ધારણ કરીને તેણે ગયાધામને પવિત્ર કર્યું હતું! તેમ છતાં તે ઘણો સમય થયાં બંગાળામાં વસવાટ કરવાથી બંગાળીની કેટલીક રીતભાત શીખી ગયો હતો. વાતચીતમાં પણ તે બંગાળી ભાષાનો જ મોટા ભાગે ઉપયોગ કરતો હતો.

શિવરતન મિશ્ર મહાશયનું ભાષાજ્ઞાન ગમે તેવું હોવા છતાં તે એક પરાક્રમશાળી વીર પુરુષ હતો; એ વાતનો હજારોવાર સ્વીકાર કર્યા વિના ચાલે તેમ નથી. તેનું વજન ત્રણ મણ પોણાઆઠ શેર સવાએ રૂપિયાભાર હતું અને શરીરના દેખાવમાં પણ તે એક પહાડી પંજાબી જેવો જણાતો હતો. તે દેવળના શિખર જેવો રૂપાળો તથા ઉમ્મરમાં માન્ધાતાને પણ લજવાવે તેવો હતો.

નિર્મળના પિતાના સમયથીજ મિશ્ર મહાશય નોકરી કરતો હતો. સ્વામીભક્ત અને વિશ્વાસપાત્ર તરીકે તેની સારી નામના હતી. તેના ગર્વથી કહો અથવા તો સ્વભાવના દોષના યોગે કહો પણ મિશ્ર મહાશય જરા ક્રોધી હતો; તથા કોઇને બોલાવી લાવવાનું કહેતાં તે તેને ઘસડીને જ લઇ આવતો હતો. તે સમયે ધીરજ ન રાખતાં તે

વીરવેશે રણાંગણમાં કૂદી પડતો, મારામારી કે લઠ્ઠાબાજી ખેલવામાં પણ તે બિલ્કુલ ડરતો નહોતો.

હમણાં મિશ્ર મહાશય ચાર હાથનો લાંબો એક મલબારી લઠ્ઠ-ડંડો ખભાપર લઇને સોહાગને બોલાવવા માટે ચાલતો થયો. માથાપર મોટી પાઘડી, પગમાં પોણાચાર શેરના જોડા તથા શરીરપર ઢાકાની મલમલનું પહેરણ ધારણ કરી તે એક વરરાજાની પેઠે તૈયાર થયો. તેણે કમરપર જે વસ્ત્ર વીંટાળ્યું હતું તે એવું તો સખ્ત રીતે આંટી-ઘુંટી નાખીને કસકસાવી લીધું હતું કે, તે વસ્ત્રને આગ લાગતાં મિશ્ર મહારાય કોઇ પણ રીતે આગના મુખમાંથી બચી શકે તેમ નહોતું. આગમાં બળી મર્યા સિવાય તેનો છૂટકારો થવાનો કશો સંભવજ નહોતો.

મિશ્ર મહાશયને ખાવાનો લોભ કાંઇક વધારે હતો. પારકાને ત્યાં જઇને આહારનો વ્યાપાર ચલાવવા માટે તે અહર્નિશ યત્ન કર્યા કરતો હતો. આજે પણ તેવો એક સંજોગ મળી ગયો, એ જોઇને તેના આનંદની સીમાજ ન રહી. મ્હોં પાણી પાણી થઇ ગયું.

પંડિતાણીને ત્યાં જતાં પહેલાંજ મિશ્ર મહાશયની સાથે એક ગોપનંદનની માર્ગમાંજ મુલાકાત થઇ ગઇ. ગોપનંદનનું ઘર રસ્તાપરજ આવેલું હતું. તે તે સમયે પોતાની બેઠકમાં બેસીને હુક્કો ભરવાની તૈયાર કરી રહ્યો હતો. એ સમયે મિશ્ર મહાશય રસ્તાપર જતો જણાયો. તે જોઇ તેણે હાથ જોડી પ્રણામ કરીને કહ્યું:-"મિશ્ર મહાશય, ઘણા દિવસ થયાં હું તમને મળ્યો નથી માટે આજે તો પધારવાની કૃપા કરો. મારા આંબા પાકી ગયા છે. આવો બે ચાર કેરીઓ ખાતા જાઓ."

મિશ્ર મહાશય ગંભીર મુખથી બોલ્યો:-"ભલે, ત્યારે જેવી આપની ઇચ્છા."

ગોપનંદને તે સમયે મિશ્ર મહાશયને ઘરમાં લાવી બેસાડ્યા. બે ચાર કેરીઓને ઉદરમાં પધરાવ્યા પછી મિશ્ર મહાશય બોલ્યો:-"બીજી કેરીઓ છે કે ?"

"ઘણી છે, જોઇએ તેટલી છે." એમ કહીને ગોપનંદન બીજી પાંચ સાત કેરી લઇ આવ્યો. તે જોઇને મિશ્ર મહાશયની દાઢ ડળકી ગઇ. તે બોલી ઉઠયો:-"લાવો, ત્યારે નારાયણનું નામ લઇને એને પણ ઉદરમાં પધરાવી દઉં."

કેરી ખાઇ રહ્યા પછી મિશ્ર મહાશયે ફરીવાર પૂછ્યું:-"દહિ છે કે ?" તે સમયે દહિ હાજર ન હોવાથી દૂધ આવ્યું. દૂધ જોઇને

મિશ્ર મહાશયે બીજી થોડીક કેરીઓ માગી. આથી ગોપનંદને ઘરમાં જેટલી કેરીઓ હતી તે બધી મિશ્ર મહાશય પાસે લાવીને રજૂ કરી. મરજી મૂજબ બધી ચીજો મળવાથી મિશ્ર મહાશય ઉદર સેવાના કાર્યમાં ગુંથાઇ ગયો.

આ તરફ સોહાગને તેડી લાવવામાં વિલંબ થાય છે, એ જોઇને નિર્મળ પોતે ઘોડાપર બેસીને તેને બોલાવવા માટે ચાલતો થયો અને થોડીવારમાં જ પંડિતાણીના ઘર પાસે આવી પહોંચ્યો. તે સમયે તેણે જોયું કે, મિશ્ર મહાશય એક આંબાના ઝાડપરથી કેરી તોડી રહ્યો હતો. એ જોઇને નિર્મળે પૂછ્યું કેઃ–" આ શું કરે છે મિશ્ર ?"

આંબાનું ફળ આંબાપર જ રહી ગયું, જે કાંઇ ફળ તોડયાં હતાં, તે પણ હાથમાંથી પડી ગયાં. મિશ્ર એકદમ માલિક પાસે આવી ઉભો રહ્યો અને બોલ્યો કેઃ–" હુજૂર ! યહ ઘરમેં કોઇ નાહિં હય, આધા ઘંટાસે મેં યાંપર ખડા હું. "

આ બધી વાતો મિશ્રે તદ્દન બનાવટી જ કરી હતી. બશેર ત્રણશેર કેરીના રસને ઉદરમાં પધરાવ્યા પછી તે આંબાપરથી બીજી કેટલીક કેરીઓ તોડવાના કામમાં ગુંથાયો હતો. નિર્મળ તેમાંનું કેટલુંક રહસ્ય જાણી ગયો હતો. પરંતુ તેનું મન તે વખતે કોઇ જૂદી જ દિશામાં દોડી ગયું હતું. તેણે જોયું કે, તે પંડિતાણીના ઘર પાસે આવી પહોંચ્યો છે, એટલે તે તરતજ ઘોડાપરથી નીચે ઉતરી પડયો; અને જરા આગળ વધીને એક વૃક્ષનળે આવી ઉભો રહ્યો. તે સમયે તે ઘરમાં તેને મનુષ્યનો અવાજ સંભળાયો. એ સાંભળીને લેશ માત્ર પણ સંકોચ ન કરતાં નિર્મળ તે ઘરના દ્વારભણી ધસી ગયો અને તેના પર ધક્કો દઇને બોલ્યો કેઃ–" કોણ છે ? ઘરમાં કોણ છે ? જે કોઇ હો, તે સત્વર દ્વાર ખોલી નાખો. "

કોઇએ કશો પણ જવાબ આપ્યો નહિ. પરંતુ ઘરમાં મનુષ્યનો પગરવ સંભળાયો.

આ જોઇને નિર્મળ એકદમ જોરથી બૂમ પાડી બોલી ઉઠયો કેઃ–" જલ્દી દ્વાર ખોલો, નહિ તો હું તેને ભાંગીને પણ અંદર પ્રવેશ કરીશ."

તેમ છતાં પણ સહુ સ્થિર, શાંત રહ્યાં, કોઇએ દ્વાર ખોલ્યું નહિ. નિર્મળે એથી કંટાળીને દ્વારપર લાત મારી તેને ભાંગી નાખ-

વાનો પ્રયત્ન કર્યો. પરંતુ દ્વાર ન ભાંગતાં અંદરનો અર્ગલ-તરતજ ભાંગીને છેટો પડી ગયો તથા દ્વાર પણ ઉઘડી ગયાં.

ઘરમાં પ્રવેશ કર્યા પછી નિર્મળે એક અદ્‌ભુત દૃશ્ય જોયું. તેણે જોયું કે, સોહાગ પલંગપર સૂતેલી છે; તેનું મુખ કપડાંથી બંધાયલું છે તથા હાથ બંધાવાની તૈયારીમાં છે. પંડિતાણી સોહાગના એક હાથપર બેસીને તેના બીજા હાથને બાંધી રહી હતી. કિંકર દ્વાર પાછળ ઉભો ઉભો પહેરો ભરી રહ્યો હતો. પરંતુ જ્યારે નિર્મળે ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે તે પલંગ તળે છૂપાઇ જવાની ચેષ્ટા કરવા લાગ્યો.

ક્ષણવારમાં નિર્મળે બધું જોઇ લીધું. તે જોતાંની સાથેજ તેને સઘળો ભેદ માલૂમ પડી ગયો. ક્રોધ અને તિરસ્કારથી નિર્મળનું મુખ લાલચોળ થઇ ગયું. નિર્મળે પંડિતાણીનો ચોટલો પકડીને જોરથી જમીનપર પટકી પાડી અને સોહાગને બંધનમાંથી છોડાવીને કિંકરની ગળચી પકડી. કિંકર તે સમયે કૂદીને નિર્મળના હાથમાંથી છટકી ગયો, નિર્મળે પણ તરતજ પાછો તેનો હાથ પકડી લીધો અને ત્યાર પછી તેને આગણામાં બહાર લાવીને એકાદ બે લાતો મારી જમીનદોસ્ત કરી દીધો.

થોડીવાર પછી કિંકર ભાંગેલો હાથ લઇને અંધકારની ગોદમાં છૂપાઇ ગયો. ન્હાસતી વેળાએ કિંકર મિશ્ર મહાશયના બેચાર મલબારી ડંડાના ફટકા ખાધા સિવાય આબાદ છટકી શકયો નહિ. મિશ્રે ગુસ્સામાં આવીને ધડાધડ તેના શરીરપર ડંડાનો એવો તો સપાટો ચલાવ્યો કે, ક્ષણ માત્રમાં જ તેને તેના બે ચાર ફટકાનો સ્વાદ ચાખવો પડયો. મિશ્ર મહાશયે સમય સાધીને વીરરસની અવતારણા કરી હતી; કારણ કે શત્રુનો હાથ ભાંગી ગયો હતો તથા તે છેક દુર્બળ બની ગયો હતો. આ બધાં કારણો હોવા ઉપરાંત તે અત્યારે નાસવાની અણીપર આવી ગયો હતો, એટલે મિશ્રને પોતાનું પરાક્રમ દર્શાવવાનો જોઇએ તેવો સંજોગ મળી ગયો.

કિંકરને નસાડયા પછી મિશ્રે, ગર્વની સાથે ફૂલાતાં ફૂલાતાં ઘરમાં પ્રવેશ કર્યો. ત્યાં ગયા પછી તેણે જોયું કે, પંડિતાણી નિર્મળના પગ પાસે બેસી રડી રહી છે. અને રડતી રડતી કહી રહી છે કે;-"મને ક્ષમા કરો. મારો કશો પછી અપરાધ નથી. મેં કિંકરને બોલાવ્યો નહોતો, તે પોતાની મેળે જ આવ્યો હતો. મને પોલિસના કબ્જામાં સોંપશો નહિ,

હું ઘણી ગરીબ છું. મારૂં કોઇ પણ નથી. તમે મારાં માબાપ છો, માટે મારી રક્ષા કરો. મારા જેવી ધાર્મિકા અબળાપર ગુસ્સે થશો નહિ. આ જીંદગીમાં મેં કદાપિ કુકર્મ કર્યું જ નથી. આજે જોગજોગે આ અભાગિયા કિંકરે આવીને મારી આબરૂના કાંકરા કરાવ્યા છે, મારી જીંદગીને ધૂળમાં મેળવી દીધી છે."

નિર્મળે પુષ્કળ તિરસ્કાર કરીને કહ્યું:—"તારા જેવી પાપિષ્ટાનું મુખ જોવાની પણ મારી ઇચ્છા નથી. તને પોલિસમાં સોંપવી તો દૂર રહી, પણ હું તારૂં નામ લેવા પણ ઇચ્છતો નથી. તું ભયંકર પાપીયસી છે, રાક્ષસી છે. સોહાગ તારા સહવાસમાં આવી હતી, એ વાતને પણ હું કોઇની પાસે પ્રકટ થવા દેવા માગતો નથી. તું કુલટા છે, નારી ધર્મને દુરાચારની નદીમાં વ્હેતો મૂકી કાળાં કામની કરનાર કુમાર્યા બની છે. શયતાની! આવું પાપમય કાર્ય કરતાં તને જરા શર્મ પણ ન આવી? એક કુમારિકાના ધર્મપર કઠોર આઘાત કરતાં તારા શરીરપર વજ્રપાત કેમ ન થયો? દુષ્ટા, પિશાચિની! જો હું પ્રથમથી જ જાણતો હોત, કે તું આવી કુકર્મની કરનાર છે, તો તેને સોહાગના ઘરમાં કદાપિ પ્રવેશ કરવા પણ દેત નહિ. પણ હવે તું જો આ વાતને બીજા કોઇની પાસે પ્રકટ કરીશ તો હું તારા ટુકડે ટુકડા કરવામાં જરા પણ દયા દર્શાવીશ નહિ. હવે છેલ્લીવારની તને હું એજ સૂચના આપું છું કે, તારે આ વિષયમાં કદાપિ એક શબ્દનો પણ ઉચ્ચાર કરવો નહિ. જો આ સૂચનાથી વિરુદ્ધ વર્તીને તું કોઇ પણ વાતને જાહેરમાં મૂકવાનું સાહસ કરીશ, તો જીવજાનથી મારી જઇશ."

પંડિતાણીએ કહ્યું:—"મારાપર આપની આ અનુપમ દયા થઇ છે, તેને માટે હું આપનો અત્યંત આભાર માનું છું. આપ જ્યારે મને જે કાંઇ આજ્ઞા કરશો, ત્યારે હું આપની તે આજ્ઞાનું પાલન કરવામાં કદાપિ પાછી હઠીશ નહિ."

નિર્મળે કહ્યું:-"હું તને બીજું કાંઇ પણ વધુ કહેવા માગતો જ નથી. તને માત્ર એટલું જ પૂછવા માગું છું કે, તું પોતે પાપના પંકજમાં ગળાં સૂધી ડૂબેલી હોવા છતાં એક ધર્મપરાયણા અને નિરપરાધિની બાલિકાના ધર્મને નષ્ટ કરવાને શા માટે તૈયાર થઇ હતી? પાપના માર્ગમાં પદાર્પણ કરવાથી તને શો લાભ મળવાનો સંભવ હતો? જે કાર્ય કરતાં ઘોરતમ નીચ વૃત્તિવાળા પુરૂષનું હૃદય પણ

કમ્પી જાય છે, તેવા કાર્યમાં તું શા માટે તત્પર થઈ હતી ? પાપ કરવાથી હૃદય કેવું ચિંતાતુર રહ્યા કરે છે, તે જાણવા છતાં પણ તું એક બાલિકાને દુઃખની ગર્તામાં ધકેલવાને કેમ તૈયાર થઇ હતી ? ભારતવર્ષની ભામિનીઓ જે ધર્મ, નીતિ અને સદાચરણના યોગે વિશ્વવિખ્યાત થવાને ભાગ્યશાળી થઇ શકી હતી, તે જ ધર્મ અને નીતિનો નાશ કરતાં તને જરા પણ ભય ન થયો ? તું આ બધાં કાળાં કાર્ય કેમ કરે છે ? આવાં કુકર્મો કરવાથી તને શી સંપત્તિ પ્રાપ્ત થવાની છે ? તારી એકલીના પેટ માટે તું આવા કુટિલ કારસ્થાનો શા માટે કરે છે."

પંડિતાણી બોલીઃ-" નિર્મળકુમાર ! તમે બુદ્ધિમાન હોવાથી બધું જાણી શકો છો કે, પેટનું બળ્યું માણસ ગમે તેવું કાર્ય કરતાં પણ અચકાતું નથી. જ્યારે મનુષ્યની જરૂરિયાતો એકદમ વધી પડે છે અને દિલ કાબૂમાં રહેતું નથી, ત્યારે તે મનુષ્ય આંધળું થઇને ગમે તેવું ભયંકરમાં ભયંકર કાર્ય કરવાનો પણ વિચાર કરતું નથી. મનુષ્યના સમાન આ વિશ્વમાં બીજો એક પણ જીવ ભયંકર નથી. મનુષ્યદ્વારા જે ભીષણ કાર્યો થાય છે, તે કાર્યો જંગલી, હિંસક અને ઝેરી જાનવરો પણ કરી શકતાં નથી. તેવી જ રીતે હું પણ એક સાધારણ મનુષ્ય છું અને તેના યોગે કદાચ મારાથી કોઇ પણ પ્રકારનો અપરાધ થઇ જાય, તો તેમાં અજાયબી પામવાનું અથવા તો ખેદ કરવાનું કશું કારણ જ નથી."

નિર્મળે પૂછ્યુંઃ—" જ્યારે તું એવી મૂંજવણમાં આવી પડી હતી અને નાણાંની સખત તંગી વેઠતી હતી, ત્યારે મારી પાસે મદદ માગવા માટે કેમ ન આવી ? તું એ તો બહુજ સારી રીતે જાણે છે કે, જરૂરવાળાં માણસોને જોઈતી મદદ કરવામાં હું કદાપિ કોઇ પણ પ્રકારનો સંકોચ કરતો નથી, છતાં તું તેમ ન કરતાં આવું પાપમય કાર્ય કરવાને કેમ તૈયાર થઇ વારૂ ? "

પંડિતાણી પોતાની પાપવૃત્તિનો પૂર્ણ પરિચય કરાવતી બોલીઃ— "નિર્મળકુમાર ! મેં દૃઢ પ્રતિજ્ઞા કરી છે કે, જ્યાં સૂધી મારા બાહુમાં બળ હશે, ત્યાં સુધી હું કદાપિ કોઇની પાસે ભિક્ષા માગવા જઇશ નહિ અને એ પ્રતિજ્ઞાના યોગે જ હું તમારી પાસે ભિક્ષા માગવાનું સાહસ કરી શકી નથી, વળી તમારી પાસેથી મને પાંચ પૈસા પ્રાપ્ત થાય તેના કરતાં આ ઇલાજથી મને દશ ગણું દ્રવ્ય પ્રાપ્ત થવાનો સંભવ હતો. આ સર્વ કારણોથી જ હું આવા પાપી કર્મમાં લિપ્ત થઇ

છું. પરંતુ હવે જોઉં છું કે, આવાં કાર્ય કરતાં મરણને આધીન થવું એ વધારે સુખદાયક છે. નિર્મળ? હવે હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે, જ્યાં સૂધી મારા દેહમાં પ્રાણ હશે, ત્યાં સૂધી હું આવું કાર્ય કદી પણ કરીશ નહિ, આવી અનીતિનો આશ્રય ગ્રહણ કરીશ નહિ."

આ સમયે સોહાગ કમ્પતી કમ્પતી બોલીઃ—ભાઇ, હવે આ ચાંડાલિની સાથે વિશેષ વિવાદ ન કરતાં ઘર તરફ ચાલો, માતા ઘેર વાટ જોતી બેઠી હશે."

"ચાલ, બ્હેન." નિર્મળકુમારે કહ્યું.

આમ કહી તેઓ બન્નેજણાં તે પાપનિકેતનનો પરિત્યાગ કરીને ચાલ્યાં ગયાં, તે વખતે ઘોર અંધારૂં છવાઇ ગયું હતું. નિર્મળ સોહાગનો હાથ પકડીને પગરસ્તે ચાલવા લાગ્યો. મિશ્ર ઘોડાની લગામ ઝાલીને પાછળ પાછળ ચાલવા માંડયો. જતી વેળાએ મિશ્ર મહાશય આમ્રવક્ષપરથી બે ચાર આમ્રફળો તોડ્યા સિવાય ન રહ્યા.

## ચતુર્થ પરિચ્છેદ

### સાસૂની સહાનુભૂતિ

**यथा नद्यः स्यन्दमानाः समुद्रे**
**अस्तं गच्छन्ति नामरूपे विहाय,**
**तथा विद्वान् नामरूपाद्विमुक्तः**
**परात्परं पुरुषमुपैति सद्यः***

**उपनिषत्**

---

*ભાવાર્થ કેઃ—" જ્યાં સૂધી સઘળી સરિતાઓ સાગરમાં જઇ મળતી નથી, ત્યાં સૂધી તેમનાં ગંગા, યમુના આદિ ભિન્ન ભિન્ન નામો રહે છે; પરંતુ મહાસાગરમાં મળ્યા પછી જેવી રીતે બધાં નામો બદલાઇ જઇને કેવળ સાગર નામ જ રહે છે, તેવી રીતે જ્યાં સૂધી મનુષ્ય અવિદ્યાને આધીન રહે છે, ત્યાં સૂધી રામ, શ્યામ, આદિ ભિન્ન ભિન્ન નામ તથા રૂપનું જ્ઞાન રહે છે. પરંતુ વિદ્યા પ્રાપ્ત થતાં બધી જાતનાં નામ, રૂપથી વિહીન થઇને તે પરમ પુરુષની સાથે એકીભૂત થાય છે."

સોહાગનો ઉદ્ધાર સહજમાં થઇ શક્યો એ ખરૂં, પરંતુ તેનું પરિણામ અતિ ભયંકર આવ્યું. કિંકરે પોતાના થયેલા અપમાનનો બદલો વાળવા માટે ભયંકર ભુજંગનું સ્વરૂપ ધારણ કરી લીધું. તે નિર્મળનું નિકંદન કરવાના કાર્યમાં ગુંથાઇ ગયો. તેણે પોતાના પિતા પાસે જઇ બે ચાર સાચી ખોટી વાતો કરી, નિર્મળને માટે જેમ મનમાં આવ્યું તેમ ભરમાવ્યું. તે ઉપરાંત તેણે એમ પણ ઠસાવી દીધું કેઃ—" પંડિતાણીની ગેરહાજરીમાં તેના ઘરમાં પેસી નિર્મળ સોહાગની સાથે પાપાચરણ કરવામાં પ્રવૃત થયો હતો, અને તે દરમ્યાન મારા જાણવામાં એ વાત આવતાં સોહાગને છોડાવવા માટે હું ગયો હતો તથા તેનો બચાવ કરવા જતાં છેવટે હું નિર્મળના દ્વારપાળ દ્વારા ઘાયલ થયો હતો. જો દ્વારપાળ ન હોત તો નિર્મળ શી તાકાત છે તે મને સ્પર્શ પણ કરી શકે ? નિર્મળ જેવા નિર્બળને તો હું ચાંચડની પેઠે ચોળી નાખવાને સમર્થ હતો, પરંતુ તે પોતાના દ્વારપાળની સહાયતાથી જ મને હરાવી શક્યો છે."

આ બધી વાતો સાંભળ્યા પછી તે જ રાત્રે કેદારદાદાએ પંડિતાણીને બોલાવી મંગાવી. કિંકરે તેને છૂપી રીતે જે કાંઇ શિખવાડયું હતું, તે બધું પંડિતાણીએ કેદારદાદાને રજૂ કરી દીધું. કેદારરાયે તે રાત્રે તો કોઇને એ સંબંધમાં એક અક્ષર પણ કહ્યો નહિ. તે એક પ્રકારના દૃઢ નિશ્ચયપર આવીને બીજે દિવસે સવારમાં નિર્મળના કાકા અમરીશબાબૂ પાસે આવી પહોંચ્યો.

તે દેશનાં બધાં માણસો જાણતાં હતાં કે, અમરીશબાબૂએ પોતાના ભત્રીજા નિર્મળ કુમારની કેટલીક સંપત્તિ અથવા મિલકતને હજમ કરી દીધી હતી. એ કારણથી કહો અથવા તો તેની ઉદ્ધતાઇ અને કુઆચરણથી ન્યાયી અને બુદ્ધિમાન પુરુષો અમરીશ બાબૂનો અત્યંત તિરસ્કાર કરતાં હતાં, તેને એક અતિ પાપપરાયણ મનુષ્ય માનતા હતા. ગામના બેચાર બદમાશો સિવાય અમરીશનો બીજે કોઇ પણ સ્થળે સત્કાર પણ થતો નહોતો. તે શહેરના બધાં ભલાં માણસો નિર્મળને બહુજ ચ્હાતાં હતાં; પરંતુ બીજા બેચાર બદમાશો અમરીશના પક્ષમાં રહી નિર્મળનો નાશ કરવાની ચેષ્ટામાં નિરંતર તત્પર રહેતા હતા. કેદારરાયે જ્યારે અમરીશબાબૂની મદદ માગી, ત્યારે ત્યારે તેણે તે બદમાશોને પોતાના એક અનુચરદ્વારા બોલાવી મંગાવ્યા; તેમના આવ્યા પછી નિર્મળની વિરુદ્ધ શાંશાં કારસ્થાનો રચવાં

એનો નિશ્ચય કરીને કેદારરાયે ત્યાંથી પોતાના ગૃહ ભણી પ્રયાણ કર્યું. પણ પ્રયાણ કરતી વેળાયે તેને અમરીશ બાબૂએ સંક્ષેપમાં સમજાવી દીધું કે;–"જૂઓ કેદાર કાકા, હું આ કારસ્થાનમાં ભળેલો છું. એ વાત બીજા કોઇની આગળ જણાવા દેશો નહિ. કારણ કે, જો નિર્મળ એ વાર્તા જાણી જશે તો તેના યોગે અમારા બન્ને વચ્ચેનો શમેલો અગ્નિ ફરીવાર પ્રજ્વળી ઉઠશે, તથા તેનું પરિણામ પણ ભયંકરરૂપ પર આવી જશે."

બીજે દિવસે કેદારરાય પાપિણી પંડિતાણીને સાથે લઇને કાટોયાનગરની અદાલતમાં કેસ રજૂ કરી આવ્યો. આ કેસમાં પંડિતાણીને વાદી તથા નિર્મળને પ્રતિવાદી ઠરાવવામાં આવ્યો. અનધિકાર પ્રવેશ તથા મારફૂટ આદિ ગુન્હાઓનું આરોપણ કરી નિર્મળ તથા મિશ્રને ગુન્હેગાર ઠરાવવાનો નિશ્ચય કર્યો. કિંકર વગેરે દશ પંદર જણાને ગુન્હો સાબીત કરવા માટે વાદિની પંડિતાણીના સાક્ષી તરીકે તૈયાર કર્યા. બેચાર દિવસ પછી આસામીના નામપર સમન નીકળ્યા. એ બનાવ બન્યા પછીથી પંદર દિવસે મુકદ્દમાનો દિવસ નક્કી કરવામાં આવ્યો.

પરંતુ સમન બજાવવો સહેલો નહોતો. નિર્મળ એક પ્રબલ જમીનદાર હતો તથા મિશ્ર તેના આશ્રયતળે આવેલો એક અનુચર હતો, આથી સમન બજાવનાર બેલીફ સમન બજાવવામાં સહેલાઇથી ફાવી શકે તેમ ન હોતો. કેરારરાય હજારો યત્ન કરવા છતાં પણ નિર્મળપર સમન બજાવવામાં કોઇ પણ રીતે ફલીભૂત થઈ શકયો નહિ. જે બેલીફ સમન લઇને આવ્યો હતો તે બે ચાર દિવસ સૂધી બેસી રહ્યો, પરંતુ તેનાથી કાંઇ પણ થઇ શકયું નહિ. પાંચમે દિવસે તે કેદારરાય પાસેથી વિદાય લઇને ચાલ્યો ગયો.

મુકદ્દમાના ઠરાવેલા દિવસે આસામી હાજર ન થયા એટલે વૉરન્ટ અથવા તો ગિરફતારી પરવાનો બહાર પડયો, એથી નિર્મળ તરત જ પકડાઇ ગયો. પરંતુ તે પાંચસો રૂપિયાનો જામીન આપીને છૂટો થયો.

પોતાના રક્ષણ માટે નિર્મળે કશી કોશિશ કરી નહિ–તેના પરિણામના વિચારમાંને વિચારમાં નિર્મળને ઉદાસ રહેતો જોઇ તેની માતાનું હૃદય એક જાતના ન જાણી શકાય તેવા ભયથી ગભરાઇ ગયું. અન્નપૂર્ણાએ એ વિષયમાં કેટલીક સલાહ લેવા માટે પોતાના મુનીમને બોલાવી મંગાવ્યો. મુનીમના આવ્યા પછી અન્નપૂર્ણાએ

તેને પૂછયું:-" આ મુકદ્દમાના પરિણામનો તમે કાંઇ પણ વિચાર કર્યો છે ખરો કે"

મુનીમે કહ્યું:—" ના, હજી સુધી હું કશા વિચારપર આવી શકયો નથી, "

અન્નપૂર્ણાએ કહ્યું:—" હું ધારૂં છું કે, આનું પરિણામ કાંઇક વિલક્ષણ જ આવશે."

" મારી પણ એવીજ ધારણા છે કે, અત્યારે આપણાપર એક અણચિંતવી મોટી આફત આવી પડી છે." મુનીમ કાંઇક વિચાર કરી બોલ્યો.

અન્નપૂર્ણાએ કહ્યું:—"નિર્મળના દાદા તથા કાકાએ તેને જેલમાં મોકલવાનાં બધાં કારસ્થાનો રચી રાખ્યાં છે."

" હા, મેં પણ તેમજ સાંભળ્યું છે. " મુનીમે કહ્યું.

" પણ મુનીમ, હું સાંભળેલી વાતપર જોઇએ તેવો વિશ્વાસ મૂકી શકતી નથી, તમે એ વિષયમાં બીજાં કાંઇ પણ પ્રમાણ મેળવ્યાં છે ખરાં કે?" અન્નપૂર્ણાએ પૂછયું.

" હા. મેળવ્યાં છે. અમરીશબાબૂ તથા કેદારરાયના કેટલાક બદમાશ મિત્રો નિર્મળબાબૂની વિરુદ્ધમાં સાક્ષી આપવા માટે તૈયાર થયા છે. માતા! કારસ્થાન બહુજ જબરાં રચાયાં છે, હવે તો રામ રાખે તો જ બચી શકાય તેમ છે, તે સિવાય બીજો એક પણ ઇલાજ મારા જોવામાં આવતો નથી. પરમાત્માએ કોણ જાણે શું ધાર્યું છે કે, મહાધર્માત્મા અને પુણ્યશાળી પુરુષપરજ તે વિપદનો વરસાદ વરસાવવા માંડયો છે." મુનીમ બોલ્યો.

"ત્યારે તો આપણાપર જે આફતનું વાદળ ઘેરાઇ રહ્યું છે, તેમાંથી વીજળી પડીને આપણને બાળી નાંખે, એટલોજ વિલંબ રહ્યો છે. હાય! મધુસૂદન! તેં શું કરવા ધાર્યું છે, મારા નિરપરાધી પુત્રપર તેં આમ કોપનો વરસાદ કેમ વરસાવવા માંડયો છે. મન, વચન અને કર્મથી જે કદાપિ કોઇનું ભૂંડું કરવાની કામના કરતો નથી, અન્યાય, અનીતિ અને અધર્મના માર્ગમાં જેણે અદ્યાપિ પગ પણ મૂકયો નથી, તેનાપર તું આમ કોપિત કેમ થયો છે? જગત્ તને ન્યાયી કહે છે, ધર્મના રક્ષક તરીકે નિરંતર તને યાદ કરે છે, કૃપાનો સિંધુ કહીને તારૂં હમેશાં સ્મરણ કરે છે, તો પછી તારો તે પવિત્ર ન્યાય કયાં ગયો? ધર્મનું રક્ષણ કરવાની અલૌકિક શક્તિ

ક્યાં નષ્ટ થઇ અને તારી કરૂણાનો સીમાહીન સાગર ક્યાં સૂકાઇ ગયો ? પરમાત્મન્ ! પુત્રના હૃદયમાં પત્ની પ્રતિનો પ્રબળ અગ્નિ પ્રકટ થઇને તેના હૃદયને બાળી રહ્યો છે, તેનો સંસાર શુષ્ક બની ગયો છે, એ સ્થિતિમાં તું તેનાપર આવાં અનુચિંતવ્યાં દુઃખો શા માટે નાખે છે ? એક કુમારી કન્યાના ધર્મનું રક્ષણ કરવા જતાં તેને જ તું લોકસમક્ષ અપરાધી ઠરાવીને કલંકિત શા માટે બનાવે છે ?" આ પ્રમાણે વિચાર કર્યા પછી તે મુનીમને ઉદ્દેશીને બોલી:–" મુનીમ ! તમે મારા પુરાણા સેવક છો, ઘણા વર્ષ થયાં, મારે ત્યાં વસો છો એટલે મારા સહોદર સમાન છો. અત્યારે તમારા સિવાય મારા નિર્મળની રક્ષા કરે એવો એક પણ આત્મીય પુરુષ મારા પક્ષમાં રહ્યો નથી. તમેજ નિર્મળને બચાવી શકો તેમ છો, માટે તમારાથી બની શકે તેટલા ઉપાયો કરવામાં તમે જરા પણ પાછા પડશો નહિ. તમે જો મારૂં આ કાર્ય કરી આપશો તો તમારા તે ઉપકારને હું જીંદગી સુધી ભૂલી શકીશ નહિ. ભગવાન પણ એક ધર્માત્માનું રક્ષણ કરવામાં તમને જોઇતી સહાયતા અવશ્ય આપશેજ. તમને આનાથી વધારે હું બીજી કશી પણ ભલામણ કરી શકતી નથી."

"ચિંતા નહિ, માતા ! આપના અન્નથી મારી આ કાયા પોષાઇ છે, તો તેનો બદલો વાળી આપવામાં હું કદાપિ કુંઠિત થઇશ નહિ. મારા માલિકના બચાવ ખાતર મારો જીવ જોઇશે તો તે પણ આપીશ. પરંતુ અન્નપૂર્ણાદેવી ! આના કરતાં પણ આપણા પર એક મોટી આફત આવી પડી છે. નિર્મળ બાબુની નિંદા કરવા માટે કેદારરાયે કેટલાક બદમાશોને ઉશ્કેર્યા છે અને તેઓ આખા ગામમાં એ નિંદાના વિષયને ફેલાવ્યા કરે છે. ઘેર ઘેર કુથલી કરી તેઓ બાબુની પવિત્રતાપર પણ કલંકના કાળા ડાઘ લગાડવાની કોશિશ કરવા માંડયા છે," મુનીમે ગંભીર તેમજ કાંઇક નિરાશાને સૂચવનારા અવાજથી કહ્યું.

અન્નપૂર્ણાએ પૂછયું:–" પણ તેથી તેમને લાભ કે હાનિ થવાનો શો સંભવ છે વારૂ ?"

" માતા, પાપી અને મૂર્ખ મનુષ્યમાં જો વિચાર કરવાની શક્તિ હોય તો, તેઓ પાપ જેવી ભયંકર વસ્તુનો સ્પર્શ પણ શા માટે કરે ? આ દુનિયાનાં મનુષ્યોનો સ્વભાવ જ એવો વિચિત્ર હોય છે કે, કોઇ પણ પ્રકારના સ્વાર્થ વિના બીજાની નિંદા કરવા બેસી જાય છે. પોતે સ્વાર્થાન્ધ, કામાન્ધ અને દરેક દુરાચારોથી પરિપૂર્ણ હોવા છતાં એક પુણ્યાત્મા અથવા તો નીતિને રસ્તે ચાલનાર મનુ-

બ્યની નિંદા કરવી, એ આ જમાનાનો એક નૈસર્ગિક સ્વભાવ જ થઇ ગયો છે. તેમજ જે બદમાશો નિર્મળબાબુના જેવા નિર્મળ ચારિત્ર્યવાળા પુરુષની નિંદા કરવામાં રોકાયા છે, તેમને કેદારરાયે પાંચ પૈસા આપવાની લાલચ પણ બતાવી છે અને એ લાલચને લીધેજ તેઓ બધા લંપટ બનીને આવાં કુકૃત્ય કરવાને તૈયાર થયા છે. લક્ષ્મી એ વસ્તુ જ એવી ભયંકર છે કે, તેના યોગે સર્વ અનર્થો થઇ શકે છે અને એટલા માટે જ જ્ઞાનીજનો વારંવાર કહ્યા કરે છે કે, અર્થ સર્વ અનર્થનું મૂળ છે."

આ પછી અન્નપૂર્ણા અને મુનીમ વચ્ચે કેટલીક સલાહ થઇ. મુનીમને નિર્મળની રક્ષાનો યોગ્ય ઉપદેશ આપીને અન્નપૂર્ણાએ તેને વિદાય કર્યો. તેના જતા પછી અન્નપૂર્ણા ચિંતામાં નિમગ્ન થઇ ગઇ. ઘણીવાર સૂધી વિચાર કરવાથી છેવટે તેને એક વિચાર સૂઝી આવ્યો. તે એક પ્રકારના દૃઢ નિશ્ચયપર આવીને એક પત્ર લખવા બેઠી. તે પત્ર રમેશના નામપર લખવામાં આવ્યો હતો અને તેમાં લખ્યું હતું:–

" ભાઇ રમેશ !

પત્ર મળતાંની સાથેજ અહીં આવી પહોંચજે. નિર્મળ એક મોટી આફતમાં આવી પડયો છે. તારા સિવાય બીજું કોઇ રક્ષા કરે તેમ નથી, તેથીજ તને તેડાવ્યો છે. ભાઇ! કોઇ પણ જાતના વિચારો કરવામાં વ્યર્થ વખત ન ગાળતાં જેમ બને તેમ જલ્દી આવી જજે. આથી વધુ લખવું મને ઠીક લાગતું નથી. ઇતિ.

તારી માતા—

અન્નપૂર્ણાના આશિષ."

તા. ક. "જો બની શકે તો વિજુને પણ સાથે જ લેતો આવજે. તેના વિના મને એક ઘડી પણ ચેન પડતું નથી. વિજુના આવવાથી મને જરા શાંતિ મળી શકશે."

અન્નપૂર્ણા."

પત્ર લખાઇને તૈયાર થયો, એટલે અન્નપૂર્ણાએ તેને બે ત્રણવાર વાંચી જોયો, આંખોનાં આંસુથી ભીંજવી દીધો અને ત્યાર પછી એક વિશ્વાસુ અનુચર મારફત તેને રમેશની પાસે મોકલાવ્યો. પત્ર મળતાંની સાથે જ રમેશ તેને આતુરતાની સાથે વાંચી ગયો; પણ પત્ર વાંચ્યા પછી તેના મુખનો ભાવ તદ્દન બદલાઇ ગયો, તે ભારી ચિંતામાં પડી ગયો. તેણે પત્ર લાવનાર નોકરને બોલાવીને પૂછ્યું:–"કેમ,

નિર્મળકુમાર માથે શી આફત આવી પડી છે વારૂ ?" જવાબમાં તે નોકરે જે જે બનાવો બન્યા હતા તે બધા તથા મુકર્દમાની વાત પણ રમેશને કહી સંભળાવી. બધી બીના સાંગોપાંગ સાંભળી લીધા પછી રમેશ સહજ કોપના આવેશમાં આવી બોલી ઉઠયો:-" મને જણાય છે કે, તે પાપિણી પંડિતાણી દુશ્ચરિત્રા છે, કાળા કામની કરનારી કાળી નાગિણી છે. પરંતુ સોહાગનું ચરિત્ર કેવું છે તે સંબંધી તું કાંઇ પણ જાણે છે ખરો કે નારાયણ ?"

નારાયણ એટલે કે આવનાર અનુચરે જવાબ આપ્યો:-" હુજૂર ! હું તો એક સાધારણ ગરીબ માણસ છું, તેથી કોનું ચારિત્ર કેવું છે, એ મારાથી શી રીતે કહી શકાય વારૂ ?"

રમેશે પૂછયું:—" ગરીબ હોવાથી શું થયું ? ગરીબાઇની સાથે કોઇના ચારિત્ર્યને જાણવા ન જાણવાની શક્તિનો કશો સંપર્ક જ રહેતો નથી."

અનુચરે કહ્યું:—"હુજૂર, મારાં માબાપે મને ભણાવ્યો ગણાવ્યો નથી, તેથીજ આપને મારી બધી વાતો યોગ્ય લાગતી નથી. હું ખરેખરૂં કહું છું કે, મારા અજ્ઞાનપણાથી મને મારા જીવનપર પણ ઘણીવાર કંટાળો આવી જાય છે. વિદ્યા વિનાનું જીવન પશુ સમાન છે."

રમેશ ગંભીર સ્વરથી બોલ્યો:—" અનુચર, તારી એ વાર્તા સત્ય છે, પરંતુ હવે રાંડયા પછીનું ડહાપણ શા કામમાં આવે વારૂ? માટે એ વાતને પડતી મૂકી હું તને જે કાંઇ પુછું, તેનો જ બરાબર જવાબ આપ. કહે જોઇએ, તારા માલિક નિર્મળકુમારનું ચારિત્ર્ય કેવા પ્રકારનું છે ? તેઓ પાપના માર્ગમાં પગલું ભરવાનું સાહસ કરે તેવા છે ખરા કે ?"

અનુચરે કહ્યું:—" મારા માલિકના જેવી ચાલચલકત તો બ્રહ્મા ઇંદ્રાદિ દેવોની પણ હશે કે નહિ, એની મને શંકા જ છે. તેઓ સાક્ષાત્ ધર્મના અવતાર છે. જે બદમાશોએ તેમના પર કલંકનું આળ ચઢાવ્યું છે, તેઓ બધા થોડા વખતમાં જ રીબાઇ રીબાઇને મરણને શરણ થવાના છે. તેમના જેવા પવિત્ર પુરુષપર વિના કારણ ખોટું આળ ચઢાવીને તેઓ ભયંકર પાપના ભાગી થયા છે. પણ તે સાથે આજકાલ મારા માલિકનું મન કાંઇક અસ્થિર અને ચંચળ તો અવશ્ય થઇ ગયું છે. મારાં વિજુ બ્હેનના અહીં આવ્યા પછી મેં તેમના મુખપર કદાપિ હાસ્યની રેખા ઝળકતી જોઇ નથી. આમ

થવાનું શું કારણ છે, તે ઘણા ઘણા વિચારો કરવા છતાં અમે કોઇ પણ રીતે સમજી શકયા નથી.”

આ સાંભળી રમેશ મનમાં જ બોલ્યોઃ—હા, તેમના મનની દશા હમણાં કાંઇક વિકૃત થઇ હોય, એમ મને પણ જણાય છે. જ્યારે નિર્મળ અહીં આવ્યા ત્યારે તેમનું મુખ ભારી ચિંતાથી ઉદાસ જ રહ્યા કરતું હતું, પણ તેનું કારણ શું હશે, એ મારાથી પણ સમજી શકાતું નથી.” આ પ્રમાણે વિચાર કરી તેણે અનુચરને સંબોધીને પૂછ્યું:—“તેં આનંદપૂર જોયું છે કે? તું કોઇ દિવસ આનંદપૂર ગયો છે ખરો કે?”

અનુચરે ઉત્તર આપ્યું:—“જી, હા. હું અનેક વાર આનંદપૂર જઇ આવ્યો છું.”

રમેશે ત્યારે તેને આનંદપૂરનો નકશો કાઢવાનું કહ્યું. રમેશની આજ્ઞા થતાંની સાથેજ જેવી રીતે પાંચ વર્ષનું એક નાનું બાળક નકશો કાઢે, તેવોજ નકશો તે અનુચરે આંકી દીધો. ગામના રસ્તાને લાકડીના જેવા સીધા દોર્યા અને ગામની બહાર આવેલી ગંગા નદીનું તેણે બરાબર ઉંદરની પૂછડી જેવું ચિત્ર દોર્યું. ગમે તેમ હો, પણ એ નકશાપરથી રમેશે, સોહાગ અને પંડિતાણીના ઘરનો બરાબર પત્તો મેળવી લીધો તથા તે બન્નેની સાથે કેટલો સમ્પર્ક છે, એ પણ જાણી લીધું.

ત્યાર પછી તેણે ખલાસીઓને તૈયાર થવાની આજ્ઞા આપી અને તે વિજુને મળવા માટે અન્તઃપુરમાં ગયો. અન્તઃપુરમાં વસતી મહિલાઓને હમેશાં રમેશની મુલાકાત થતી નહોતી. અત્યારે તેમણે અન્તઃપુરમાં પૂર્ણિમાના શશધર સમાન સુંદર રમેશને આવેલો જોઇને પિપાસુ ચકોરીઓની પેઠે મહા કોલાહલ મચાવી મૂકયો. એક પછી એક એમ સર્વ મહિલાઓએ આવીને રમેશને ઘેરી લીધો. બીજો કોઇ પણ ઉપાય ન મળવાથી રમેશ શાંત ચિત્તે તેમની સર્વની પ્રાર્થનાઓ સાંભળવા લાગ્યો.

તેમાંની કોઇ એક કમલિની સમાન કિશોરી સત્યુગમાં વિકસિત થઇને અત્યારે કુરૂપા બની ગઇ હતી. તે સગપણમાં રમેશની માસીના દેરના ભાઇની સાળી થતી હતી, તે રમેશ પાસે આવીને બોલી કેઃ–“અહા, ભાઇ! તમારૂં શરીર તો અત્યારે સૂકાઇને છેક લાશ થઈ ગયું છે. પણ ભગવાને અમારી વિનતિ તથા પ્રાર્થનાપર

લક્ષ આપીને તમને જીવિતદાન આપ્યું છે. એથી અમે અમને પોતાને મહા ભાગ્યશાળી માનીએ છીએ. ભાઇ ! તમારા જીવન માટે અમે આખો દિવસ આંખમાંથી આંસુની ધારાઓ વહાવીને પ્રભુ પાસે પ્રાર્થના કરી હતી, અને અમારાથી બને તેટલી તમારી સેવા ઉઠાવી હતી. પણ હવે એ બધી વાતોને સંભાળવાની કશી જરૂર નથી. રમેશ બાબૂ ! મારે ત્યાં એક છોકરો છે, તેના ખર્ચ માટે થોડાક પૈસા જોઇએ છે, તો કૃપા કરીને તેનો કાંઇક બંદોબસ્ત કરાવી આપો. તમારા વિના અમે બીજા કોઇની પાસે માગવા જઇ શકીએ તેમ નથી, એ તો તમે જાણોજ છો. જો તમે નહિ આપો તો અમે ક્યાં જઇશું ? તમારા સિવાય અમે અમારૂં દુઃખ ક્યાં ગાશું ? ”

બીજી એક અબળા જરા આગળ આવીને બોલી:–“ મારા જમાઇનું ઘર પડી ગયું છે, તેને જો સમારવામાં નહિ આવે તો વરસાદમાં છાણાં બળતણ આદિ બધું પલળી જશે અને તે સાથે બીજું કેટલુંક નુકસાન પણ થશે, માટે મને પણ થોડાક રૂપિયા આપો. તમારા વિના મને બીજું કોઇ એક પૈસો પણ આપે તેમ નથી. ” આવી રીતે રામી, શ્યામી, વામી વગેરે રમેશની પીડા વખતે જેટલી સગી વહાલીઓ આવી હતી, તેમણે રમેશ પાસે આવીને પૈસા માગવા માંડયા, રમેશે સર્વને સંતુષ્ટ કરીને ઉદ્યાન તરફ ચાલવા માંડયું. ત્યાં જતાં તેને એકાએક વિજુનો મેળાપ થઇ ગયો.

અત્યારે તે વરસાદના જળથી ઉછાળા મારતી, કિનારાને ભિંજવતી પૂર્ણયૌવના ગંગા તદ્દન શાન્ત બની ગઇ હતી. તેનો ઝંકાર, નૃત્ય, સૌંદર્ય આદિ સર્વ નષ્ટ થયું હતું. બરફનો સમાગમ થતાં તે સર્વ ક્યાંક છૂપાઇ ગયું હતું. સંકુચિત થયેલી, મર્મથી પીડાયલી અને દુઃખથી દુભાયલી તટિનીને જોતાં કોનું હૃદય સ્થિર રહી શકે વારૂ ? કોના હૃદયમાં કમ્પનો આવિર્ભાવ ન થાય ? તેનું સ્નેહભર્યું, આશાભર્યું હૃદય સૂકાઇને આંખોના અંતરાયમાં અથવા તો વાલુમાં છૂપાઇ ગયું હતું. અત્યારે તેનો મધુર મીઠો કલકલ નિનાદ, તેના પ્રેમના ઉછાળા, યૌવનનો ગર્વ અને વાયુથી વિકંપિત થયેલી ભીષણ ગર્જનાઓ આદિ કશું પણ રહ્યું નહોતું, સર્વ અનંત સીમાવિસ્તારક વારિધિના ઉદરમાં શાંતિનો અનુભવ કરી રહ્યું હતું; કેવળ સ્મૃતિને હૃદયમાં ધારણ કરી સરિતા પોતાની આંખોના અશ્રુથી વસુંધરાને ભીંજવતી પીડાતા દુભાતા હૃદયથી પીડાતી પડી રહી હતી.

તેવી જ રીતે વિજુની પણ ભયંકર દશા થઇ ગઇ હતી. તેના મુખપર પ્રથમના જેવી હાસ્યની રેખા નહોતી, સુંદરતા પણ નહોતી. તેનું તેજ અને ગર્વ કોઇ એક એવા સ્થાનમાં છૂપાઇ ગઇ હતી, કે જેનો પત્તો પણ મળી શકતો નહોતો. તેનું સર્વસ્વ જવા છતાં પણ તે આજસૂધી મરી શકતી નહોતી, સ્વામીને કહ્યા સિવાય તેનાથી મરવાનું સાહસ થઇ શકતું નહોતું. તેને તેના સ્વામીએ કલંકિની ઠરાવી હતી, એ અપરાધને તે બિચારી નિરપરાધિની બાલિકા શી રીતે સહી શકે? તે ભયંકર અપવાદ અને અસહ્ય આક્ષેપને તેનું કોમળ હૃદય શી રીતે સહન કરી શકે? નિર્દોષ હોવા છતાં દોષિત ઠરવાનું તે બિચારી શી રીતે પસંદ કરી શકે? અસત્યના આવરણમાં સત્ય છૂપાઇ જતું જોતા છતાં તે સ્થિર શી રીતે થઇ શકે?

ચંપકલતિકા વિજુ ઉદ્યાનમાંના ચબૂતરાપર સૂઇને આકાશ ભણી જોઇ રહી હતી; તે વિચારી રહી હતી કે:—"જ્યારે ધારીશ, ત્યારે મરી શકીશ, તો પછી આમ ઉતાવળ કરવાનું શું કારણ છે? પણ નહિ, આવા પાપમય સંસારમાં કલંકિત થઇને જીવવા કરતાં મરવું વધારે સારૂં છે. મરણના જેવું આ દુનિયામાં બીજું એક પણ સુખ નથી. સંસારના સંકષ્ટ વેઠવા કરતાં મરણનો આશ્રય લેવો અધિક ઉત્તમ છે. પરંતુ એમ કરવું એ પણ અનુચિત છે, **સ્વામીની અનુમતિ વિના મરવું એ પણ એક મહાપાપ છે. તેઓ મારા ગુરુ છે. મારા પ્રભુ છે, આ દેહ, આ પ્રાણ તેમના છે. આ શરીરના અધિકારી પણ તેઓ જ છે.** તેથી તેમની રજા સિવાય હું આ પ્રાણને શી રીતે વિસર્જન કરી શકું? કુલંકિનીનો અપવાદ લઇને હું શી રીતે મરી શકું? તેઓ જો આ જીવનમાં મને ધિક્કારશે, મારો તિરસ્કાર કરશે, તેને મારૂં હૃદય સહી શકશે નહિ. વળી જ્યારે તેઓ મારો ત્યાગ કરી નવપરિણીતા ભાર્યા પાસે મારા નામનો ઉલ્લેખ કરીને મને ધિક્કારશે, મારી નિંદા કરશે, ત્યારે તો સ્વર્ગની ભૂમિ પણ મારા માટે નરકના સમાન તીવ્રતમ પીડામયી બની જશે. સુધા પણ વિષ બની જશે. પ્રભુ! તેં મને આ સંસારમાં આવી કલંકિનીના અપવાદથી સ્થળે સ્થળે નિંદાવા માટે કેમ મોકલી આપી? પાપનો અથવા તો અધર્મનો મેં અદ્યાપિ મારા હૃદયમાં સ્પર્શ પણ થવા દીધો નથી, છતાં મને આવી દુખિની શામાટે બનાવી? જગદાધાર! તારા આ ન્યાયમાં અન્યાયનો સમાવેશ થાય છે, મારા જેવી ભોળી બાળા વિના દોષે મારી જાય છે. નારાયણ! રક્ષા કર, રક્ષા કર."

આ સમયે રમેશે ત્યાં આવીને તેને બોલાવી:-" વિજુ !"

વિજુ ઉઠીને બેઠી થઇ. તેનું ઉતરેલું તથા ઉદાસીન મુખ જોઇને રમેશનું હૃદય કમ્પી ઉઠયું. પ્રેમમયી ભગિનીના હૃદયમાં થતી અસહ્ય યાતનાઓ તરત જ તેના જાણવામાં આવી ગઈ. તેની આંખો અશ્રુની અવિરલ ધારાથી છલકાઇ ગઇ. તે ધીમે ધીમે વિજુની પાસે આવી બેઠો; તેણે તેના વિખરાયલા વાળને મુખપરથી સેરવી દીધા. ત્યાર પછી તે બહુ જ ધીમા અને દુઃખમય સ્વરથી બોલ્યો:-" વિજુ ! મારી વ્હાલી વિજુ બ્હેન ! તું દિવસે દિવસે આમ દુબળી કેમ થવા માંડી છે ? રાત્રિ દિવસ આવી ચિંતામાં ને ચિંતામાં શા માટે રહ્યા કરે છે ? ડૉક્ટર અથવા વૈદ્ય પણ તારા રોગનો નિર્ણય કરી શકતા નથી, અથવા તો તું દિનપ્રતિદિન સૂકાતી જાય છે. વિજુ, મારી લક્ષ્મી, મારી પાસે કોઇ પણ વાતને છૂપાવતી નહિ. મારા અંતરના આરામ, તેં જ તારી અપૂર્વ ભક્તિના યોગે મને મરણના મુખમાંથી બચાવ્યો છે. મારી માંદગી વખતે તારાં નયનનાં અશ્રુથી રડી રડીને મારી પથારી ભીંજવી દીધી. મારી સેવામાં તારૂં શરીર પણ તેં ખપાવી દીધું છે, તેથી હું તારા જેટલા ઉપકાર માનું તે બધા ઓછા જ છે. તારા ઉપકારનો બદલો વાળવાની મારામાં શક્તિ જ નથી. ભગવાને તારા જેવી ભગિની આપીને મને મહા સુખી બનાવ્યો છે, પણ અત્યારે તારી આવી સ્થિતિ જોતાં મારૂં હૈયું બળીને રાખ થઇ જાય છે. બાપુ ! શોક કરીશ નહિ. આ સંસારમાં સુખ છે જ નહિ. ભગવાને આપણુને અતુલ સંપત્તિ આપવા છતાં સુખનો અંશ-માત્ર પણ આપ્યો નથી. વિધાતા પણ આપણાથી પ્રતિકૂળ થયો છે, પણ એથી આપણે હિમ્મત હારવાની નથી. સંસારનાં દુઃખોને સહન કરી ધર્મના માર્ગપર ચાલવાથી ઇશ્વરને અવશ્ય પોતાના ભક્તનો ઉદ્ધાર કરવો પડે છે. વિજયા ! તું આમ શોક કરીશ નહિ, તારા વિના આ સંસારમાં મારૂં ભલું ચાહે એવી એક પણ વ્યક્તિ નથી. ભાર્યા તો રાક્ષસીની ગરજ સારે તેવી જ મળી છે, એટલે તેના તરફથી સુખની આશા રાખવી પણ સર્વથા વ્યર્થ છે. બ્હેન ! તું તારા શોકને પરહરી ભગવાનનું ભજન કરે એટલે તે દયાળુદાતા અવશ્ય પ્રસન્ન થશે. ભક્તનો બેલી ભગવાન છે. સંસારના અનેક સંકટોમાંથી બચાવનારો પણ તે પરમકૃપાળુ પરમાત્મા જ છે. તેનામાં વિશ્વાસ રાખવાથી તે અવશ્ય તારૂં કલ્યાણ જ કરશે. "

આ સાંભળી વિજુ રડી પડી. તેની આંખમાંથી ચોધારાં આંસુ

વહેવા માંડ્યાં. આંખોનાં આંસૂ લૂછી તે ધીમેથી બોલી:-" ભાઇ! વ્હાલા ભાઇ! સંકટની પણ સીમા હોય છે, પણ મારા માટે તે સીમા રહી નથી. હું અત્યારે જે માનસિક સંકટ વેઠી રહી છું, તેની સીમા જ નથી. ભાઇ! તમારે તેની ચિંતા કરવાનું કારણ નથી. મારા શરીરમાં કોઇ પણ પ્રકારનું દુઃખ છે જ નહિ. તમારા અપૂર્વ સ્નેહ અને કૃપાથી હું સંપૂર્ણ સુખી છું. મારાપર તમારી જે કૃપા છે, તેનું વર્ણન કરવાની મારામાં શક્તિ જ નથી. મારા દુઃખમાં તમે જે સહાનુભૂતિ આપો છો, તેથી મને અત્યંત આરામ મળે છે."

રમેશે આ સાંભળીને પોતાનું મુખ ફેરવી લીધું, પરંતુ તે કાંઇ પણ બોલ્યો નહિ. ઘણીવાર સુધી મસ્તક નમાવી વિચાર કર્યા પછી તે બહુ જ ધીમેથી બોલ્યો:-" વિજુ, હું વધૂગ્રામ જાઉં છું."

વિજુ ચમકી ઉઠી; તેણે પૂછ્યું:-" કેમ, ભાઇ! તમે શા માટે વધૂગ્રામ જાઓ છો વારૂ?"

રમેશે જવાબ આપ્યો:-" તારી સાસૂએ તેડાવ્યો છે."

વિજુ ચૂપ રહી. રમેશે ફરીવાર કહ્યું:-" તને સાથે તેડી આવવાનું તારી સાસૂએ કહેવડાવ્યું છે, માટે કહે જોઇએ કે, તારી આવવાની ઇચ્છા છે કે નહિ વારૂ?"

વિજુએ તે વાતનો કશો પણ ઉત્તર આપ્યો નહિ. રમેશે પૂછ્યું:-" નિર્મળ મોટી આફતમાં આવી પડયો છે, તેથી તેની માતાએ મને તેડાવ્યો છે."

વિજુના પ્રાણ કમ્પી ઉઠયા. તે આવેશમાં આવી બોલી:-" ભાઇ, હું પણ આવીશ."

"રમેશે કહ્યું:-" બહુ સારૂં, આપણે બન્ને જઇશું."

વિજુ ઉઠીને ઉભી થઇ. રમેશ પણ ઉઠી ઉભો થયો, ભગિની સરી આવી ભાઇ પાસે ઉભી રહી. ત્યાર પછી રમેશના મુખ તરફ જોઇ વિજુ કંપિત કંઠથી ધીમેથી બોલી:-" તેમનાપર શી આફત આવી પડી છે, ભાઇ?"

રમેશે જવાબ આપ્યો:-" સહુ આનંદમાં છે, તે વિષયમાં કશી ચિંતા કરવા જેવું નથી. પણ બીજી શી આફત આવી પડી છે, તે તું જાણવા માગે છે? નિર્મળપર એક કેસ મંડાયો છે."

વિજુ એક પ્રકારનું અકલ્યાણ થવાની આશંકાથી ચમકી ઉઠી. તેનું મન મુંઝાઇ ગયું. તે કંપતાં કંપતાં બોલી કે:-" ભાઇ! તેમનાપર

શી બાબતનો કેસ મંડાયો છે. તેઓ તો સ્વપ્નમાં પણ કોઇનું ભૂડું ઇચ્છે તેવા નથી. મન, વચન કે કર્મથી તેમણે અદ્યાપિ કોઇનું પણ અનિષ્ટ કર્યું નથી અને તેમ થવાની સંભાવના પણ નથી. તેઓ સાક્ષાત્ દેવતા છે. તેમના દ્વારા કોઇ પણ પ્રકારનું નિંદ્ય કિંવા કુકર્મ થાય એમ થવું સર્વથા અશક્ય છે. તો પછી તેમનાપર શા કારણથી કેસ મંડાયો છે વારૂ ?"

રમેશે વિજુને બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. બધી બીનાને રજૂ કર્યા પછી રમેશ પુનઃ બોલ્યો કેઃ–" વિજયા ! હું પણ તેમજ ધારૂં છું. નિર્મળકુમાર કદાપિ કુકર્મ કરે જ નહિ. લાખો મનુષ્યોનો સંહાર થઈ જાય, અનંતકોટિ બ્રહ્માંડ ભાંગી જાય તોપણ નિર્મળ પોતાના ચારિત્ર્યથી ભ્રષ્ટ ન થાય તે ન જ થાય. અત્યારે નિર્મળપર જે કેસ મંડાયો છે, તેનો વિચાર કરતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે, તેમાં નિર્મળ તથા સોહાગ બન્ને નિર્દોષ છે અને તેમનાપર જે આરોપણ કરવામાં આવ્યું છે, તે તદ્દન બનાવટી જ છે."

વિજુ ધીરે ધીરે આવી ચબુતરાપર બેઠી. રમેશે તેને બોલાવીને કહ્યું કેઃ–" વિજુ આવ, ત્યારે હવે આપણે અહીંથી વિદાય થઇએ."

વિજુએ કહ્યુંઃ–"ના, હું આવીશ નહિ. તમે એકલા જ જાઓ."

## પંચમ પરિચ્છેદ

### રમેશાની અપૂર્વ ઉદારતા

**उदार चरितातां तु वसुधैव कुटुम्बकम्**

× × × × ×

**एषास्य परमा गतिरेषास्य परमा सम्पत्**
**एषोहस्य परमोलोक एषोहस्य परम आनन्दः**

**ભાવાર્થઃ**–" એજ પરાત્પર પરમ પુરૂષ (છે), એજ આત્માની પરમ ગતિ છે, એજ એની પરમ સમ્પદ (છે). એજ એનો પરમ લોક (છે), એજ એનો પરમ આનંદ છે."

ઉપનિષદ.

રમેશે વધૂગ્રામ આવી સહુથી પ્રથમ અન્નપૂર્ણાની મુલાકાત કરી. રમેશને જોઇને અન્નપૂર્ણાનું બળ વધ્યું. તેણે પૂછ્યું:– " ભાઇ મારી વહુ ક્યાં છે ? "

રમેશ સહજ વિચારમાં પડી ગયો. સાચી વાત જણાવી દેતાં વિજુ પર તેની સાસૂ ચિડાઇ જાય એવો સંભવ હતો. તેથી તેણે વિજુના ન આવવાના સત્ય કારણને છૂપાવીને માત્ર એટલુંજ જણાવ્યું કે;– " જો આજ્ઞા કરો તો હું તેને હમણાં ને હમણાંજ તેડાવી મંગાવું તેમ છું. પરંતુ જ્યાં સુધી તમારી આજ્ઞા ન મળે, ત્યાં સુધી તેડી લાવવાનું બની શકે તેમ નથી. "

અન્નપૂર્ણાએ કહ્યું:– " ભાઇ, મારા ઘરની લક્ષ્મીના જવા પછી મારા ચિત્તને જરા પણ શાંતિ મળી શકતી નથી. રાત દિવસ મારૂં મન ઉચાટમાં રહ્યા કરે છે. પણ હવે તે વાતને યાદ કરી અત્યારે રડવાનો પ્રસંગ પણ રહ્યો નથી. સર્વના કરતાં પ્રથમ મારા વંશના સૂનામ અને પ્રિયપાય પુત્રના માનની રક્ષાનો ઉપાય કર. તારા આવવાથી મને અત્યંત આનંદ થયો છે અને તે સાથે મારા હૃદય ક્ષેત્રમાં સુકાઇને નાશ પામવાથી અણી પર આવેલી આશાલતા પુનઃ લીલી બની ગઇ છે. જો તું વેળાસર ન આવ્યો હોત, તો મારી શી દશા થાત, તે મારાથી બરાબર કહી શકાતું નથી. મને ખાત્રી છે કે, તુ ગમે તે રીતે નિર્મળને આ આવી પડેલી ભયંકર આફતમાંથી છોડાવી શકીશજ. "

રમેશે કહ્યું:– " માતા નિશ્ચિંત રહો, નિર્મળકુમાર પર જે આરોપ મૂકવામાં આવ્યો છે, તે તદ્દન નાપાયાદાર અને અસંભવિત હોવાથી તેનો વાળ પણ વાંકો થાય તેમ નથી. મારાથી બનશે ત્યાં સુધી હું તેને કશી પણ ઇજા આવવા દઇશ નહિ. "

અન્નપૂર્ણાએ કાંઇક વિચાર કરી કહ્યું:– " શું ખરેખર તેમજ થશે ? મારા હૃદયનો આરામ નિષ્કલંકિત રહી શકશે ? તેના પરનો આરોપ મિથ્યા ઠરશે ? "

" હા, જો તે તે પાપમાં લિપ્ત નહિ થયો હોય, તો તેમજ થશે. " રમેશ બોલ્યો.

" ત્યારે શું તને હજી મારા પુત્રમાં અણવિશ્વાસ આવે છે. જો તું એવી ધારણા રાખતો હો, તો તેમાં તારી ભારે ભૂલ થાય છે. જો શિશુના મનમાં પાપ રહી શકતું હોય, તો તે સંભવિત છે, પણ

નિર્મળ નિર્મળ હૃદયમાં પાપનો સંચાર થવો સર્વથા અશક્ય છે." અન્નપૂર્ણાએ કહ્યું.

રમેશ બોલ્યો:- "ત્યારે ભય શો છે, માતા? જ્યાં પાપ નથી, ત્યાં દુઃખ પણ નથી. જ્યાં પ્રપંચ નથી, ત્યાં ચિંતા પણ નથી. ચિંતા અને શોકનો વાસ નિરંતર પાપપરાયણ મનુષ્યના મનમાંજ રહે છે; કારણ કે, તેમને તેમનાં કરેલાં કર્મનું ફળ ભોગવવાની ચિંતા બહુજ રહ્યા કરે છે. પણ જેઓ પવિત્ર છે, તેમને ડરવાનું કશું કારણજ નથી. ઇન્સાફની તલવારથી પાપની ગર્દન કપાય છે, પરંતુ ધર્મની ઢાલ આગળ તે તલવારને પણ નમતું આપવું પડે છે. માટે માતા, તમે નિર્ભય રહો. ચિંતા ન કરો."

અન્નપૂર્ણાએ કહ્યું:-"ત્યારે કહે જોઇએ ભાઇ, કે કયા પાપથી મારો સોનાનો સંસાર આવી રીતે ધૂળમાં મળી ગયો? સત્યનો સૂર્ય અસત્યના આવરણથી શા કારણથી ઢંકાઇ ગયો? હું મહાદેવના જેવો પુત્ર, ભગવતી તુલ્ય પુત્રવધૂ મેળવીને સુખથી સંસાર ભોગવતી હતી, પરંતુ ભાઇ, કયા પાપથી મારી આવી દુર્દશા થઇ? મેં તો ભ્રમમાં પડીને પણ કોઇના હૃદય પર આઘાત કર્યો નથી, જાણીને કદાપિ અધર્માચરણ કર્યું નથી. તેમ છતાં ધીમે ધીમે માલ મિલકત, વંશનું સુનાગ, યશ, પુત્ર અને પુત્રવધૂને હું કયા પાપના પ્રાયશ્ચિત્તથી ગુમાવવા માંડી છું? જેનું સર્વસ્વ જવા બેઠું છે, તેને ટેકો આપીને જતું અટકાવી શકે તેવું મારા પક્ષમાં કોણ રહ્યું છે વારૂ?"

રમેશ, અન્નપૂર્ણાની બધી વાતોને બરાબર સમજી શક્યો નહિ. તેણે જ્યોત્સ્ના પાસેથી સાંભળ્યું હતું કે, નિર્મળ અને વિજયાના મનમાં કાંઇક વિક્ષેપ પડી ગયો છે. તેથી કરીનેજ શું નિર્મળ કોઇને કાંઇ પણ કહ્યા કારવ્યા સિવાય મધ્ય રાત્રે વિશાળપૂરનો ત્યાગ કરીને ચાલ્યો આવ્યો હશે? શું પતિ પત્ની વચ્ચે ઝગડો થવાથી તે મારા પ્રતિ પણ છંછેડાઇ ગયો હશે? વિજુ અને નિર્મળ વચ્ચે આટલો બધો વિરોધ થવાનું કારણ પણ શું હોઇ શકે? તે ઉપરાંત અન્નપૂર્ણા મારા પર આવા આક્ષેપો શા કારણથી કરી રહી છે? આ વાતમાં શો ભેદ સમાયલો હશે" આદિ અનેક વિચારો કરવા છતાં પણ રમેશ સ્પષ્ટ રીતે કાંઇ પણ સમજી શક્યો નહિ, તેથી લાચાર થઇને તે નિર્મળના શોધમાં ચાલી નીકળ્યો.

નિર્મળ તે સમયે ઉદ્યાનમાં હતો. ઉદ્યાનની પ્રથમની સુંદરતા અત્યારે લગભગ નાશ પામવાની અણીપર આવી ગઇ હતી. જ્યાં જે કાંઇ સૌન્દર્ય હતું, તે બધું નષ્ટ થઇ ગયું હતું. જે ચબૂતરા પર ફુલના ઢગલામાં સૂઇને નિર્મળ તથા વિજયાએ કેટલીક મધુયામિનીઓ વીતાડી હતી, તે ચબૂતરો આજે ભાંગીને જમીનદોસ્ત થઇ જવા આવ્યો હતો. ચબૂતરા પાસે વિજુ તથા નિર્મળનાં પોતાના હાથથી રોપાયલાં જે કાંઈ ફુલ ઝાડ તથા બ્લેક પ્રિન્સ, મેન્ટિક્રિષ્ટો, વૉલ્ટર સ્કૉટ, સ્વીટ બ્રેયર આદિ સુંદર ગુલાબો રોપ્યા હતા, અત્યારે તે બધા દેખરેખના અભાવે ઘાસથી ઢંકાઇ ગયા હતા અથવા તો અરણ્યના રૂપમાં બદલાઇ ગયા હતા. શ્યામલતા અને લવંગલતાની પણ પ્રથમના જેવી શોભા રહી નહોતી. માલતી અને માધવીની મધુરતા પણ નષ્ટ થવા આવી હતી. વેલીઓ પણ વૃક્ષની આસપાસ ફરી વળીને બિહામણી બની ગઇ હતી, જાઈ, જૂઇની લતાઓ હિંસક સર્પોના નિવાસસ્થાન રૂપ બની ગઇ હતી. પ્રથમની તે કુસુમિત લતિકા, તે કોકિલનો ઝંકાર, પાંદડે પાંદડે નાચતાં ચંદ્રનાં કિરણો આદિ કશું પણ અત્યારે જોવામાં આવતું નહોતું. એક જણના અભાવેજ બધું નષ્ટ થયું હતું. માત્ર સ્મરણજ બાકી રહ્યું હતું.

આજે સંધ્યા સમયે નિર્મળ ઉદ્યાનમાં આવ્યો હતો. તેણે આવી વૃક્ષ, પત્ર, આકાશ, પૃથિવી આદિ સર્વ જોયું, પરંતુ જેને શોધતો હતો, તેને કયાંય પણ જોઇ શકયો નહિ. અવશેષે અવસન્ન હૃદયથી તે એક ચંપાના વૃક્ષ તળે આવી ઉભો રહ્યો. વૃક્ષના થડ સાથે પીઠ દઇને તે દૂરના આકાશ ભણી જોવા માંડયો. વિકૃત મસ્તિષ્કવાળા નિર્મળકુમારે આકાશના પટમાં બે ચિત્રોને અંકાયલાં જોયાં. તેમાંનું એકચિત્ર નાના પ્રકારના અલંકારોથી શણગારાયલી, લજ્જાથી નીચી નમેલી, માધુર્યમયી એક દેવી પ્રતિમાનું હતું. અને બીજું ચિત્ર વસ્ત્ર અથવા અલંકાર વિનાની, લજ્જાહીના, ઘોર અંધકારવાળી પિશાચિકાનું હતું. આકાશનો જે ભાગ દેવી મૂર્ત્તિના ઉજ્જવળ પ્રકાશથી તેજસ્વી થતો હતો, તે ભાગ જોતજોતામાં ઘોર વાદળાના જાળથી છવાઇ ગયો; દેવીની મૂર્ત્તિ અંધકારના ઘોર આવરણમાં છૂપાઇ ગઇ. ત્યારે તે સ્થળે પિશાચિકાની પ્રતિમાનો ઉદય થઇ આવ્યો. નિર્મળ ચીતકાર કરી બોલી ઉઠયોઃ—“ વિજુ, શું તુ પિશાચિકા બની ગઇ ? તું કેમ મરી નહિ, અરેરે મારાપર વજ્રપાત કેમ ન થયો ? ” જોતજોતામાં તેની ભ્રમણા ભાંગી ગઇ, તેની

આંખો આગળથી અંધકારનું આવરણ દૂર થઇ ગયું; પુનઃ દેવીની પ્રતિમા ખીલી નીકળી. તે જોઇને નિર્મળ આવેગપૂર્વક ચીત્કાર કરીને બોલી ઉઠયો.—"વિજુ, મારા હૃદયની જ્યોતિ, મારા અંતરનાં આરામ, મારા ઉત્સાહ, મારી શક્તિ, મારા મનની શાન્તિ, તું મારાથી આટલી બધી દૂર જઇ કેમ વસી છે? આવ, મારા હૃદયમાં આવ. મારામનો મંદિરમાં તારી મનોહારિણી પ્રતિમાને પધરાવ."

થોડીવારમાં ધીમે ધીમે તે દેવી મૂર્તિ આકાશના શરીરમાં મળી ગઈ. નિર્મળ નિરાશ હૃદયે જે વૃક્ષતળે બેઠો હતો, તે વૃક્ષ તળેજ બેસી રહ્યો.

એ સમયે પાછળથી આવીને કોઇએ તેને બોલાવ્યો કે: "નિર્મળ!" પરંતુ જવાબમાં નિર્મળે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. તે સમયે તેનું ભાન પણ ઠેકાણે નહોતું. જેણે તેને બોલાવ્યો હતો, તેણે પુનઃ સ્હામે આવીને કહ્યું:-"નિર્મળ!"

ધીમે ધીમે નિર્મળને ચેતન આવવા માંડયું; તેણે આવનારના મુખભણી જોયું. તેણે જોયું કે, પોતાની છેક નજીકમાં જ રમેશ ઉભેલો છે. અતીતની જવાળાવાળી સ્મૃતિને ધારણ કરી, સુખદુઃખના મધ્યભાગમાં રમેશ આવી ઉભો છે. નિર્મળનો એવો અજબ ભાવ જોઇને રમેશ સહજ વિસ્મિત થયો. નિર્મળ સુષુપ્તિમાં સૂતેલી વ્યક્તિની પેઠે ઉઠી ઉભો થયો અને પછી બોલ્યો:-"હેં આ શું?" બસ, આમ કહીને જ તે બોલતો બંધ થયો.

આ જોઇને રમેશે પૂછયું:-"કેમ નિર્મળકુમાર? કાંઇ સાપ જોયો છે કે શું?"

નિર્મળે કશોય જવાબ વાળ્યો નહિ. રમેશે પુનઃ પૂછયું:-"નિર્મળ, મને ઓળખો છો કે?"

આ સમયે નિર્મળે ઉત્તર આપ્યો. પરંતુ તે ઉત્તર ઘણો જ કઠોર અને કર્કશ હતો. તે બોલ્યો:-"તમે? તમે અહીં કયાંથી રમેશબાબૂ?"

રમેશે જવાબ આપ્યો:-"શા માટે ન આવું? શું તમે અહીંથી ન્હસાડી મૂકવા માગો છો?"

નિર્મળ પોતાના ચિત્તને કાબૂમાં રાખીને ધીમે ધીમે બોલ્યો કે:-"તમે કયારે આવ્યા. માતાને મળી આવ્યા કે નહિ વારૂ?"

રમેશે કહ્યું:-"મને આવ્યાને ઘણી વેળા વીતી ગઇ છે. માતાજીને પણ મળી આવ્યો છું. પરંતુ તમારી દશા આવી વિચિત્ર કેમ

બની ગઇ છે ? તમારા શરીરમાં આટલું બધું પરિવર્તન થવાનું શું કારણ છે? જે શરીર એક માસ પહેલાં ઘણું જ મજબૂત દેખાતું હતું, તે અત્યારે આવું દુર્બળ શાથી બની ગયું છે વારૂ ?"

નિર્મળ કાંઇક વિચાર કરી બોલ્યોઃ-" કેમ તમને એવું તે શું પરિવર્ત્તન થયેલું જોવામાં આવે છે કે, તમે આવો વિલક્ષણ પ્રશ્ન પૂછો છો ? હું અપરાધી ઠર્યો છું, તેથી તમે આમ કટાક્ષ કરો છો ? હમણાં મારી પ્રકૃતિ જરા શિથિલ થવા લાગી છે, તમારી પેઠે માતા પણ આવા સવાલો વારંવાર પૂછ્યા કરે છે."

રમેશે કહ્યુંઃ-" નિર્મળ, હું નાનું બાળક નથી, કે તમારા મનોભાવને ન જાણી શકું ? મારી પાસે આવું ચાતુર્ય ચાલી શકે તેમ નથી ? તમે આવો નકામો ડોળ શા માટે કરો છો ?"

નિર્મળ બોલ્યોઃ-" ચાતુર્ય ? મેં આ જીંદગીમાં કદાપિ ચાતુર્ય કર્યું નથી અને કરવાની સંભાવના પણ નથી. હું જે વાત તમને કહેવા ઇચ્છતો નથી. તે વાત જાણવા માટે તમે આટલો બધો આગ્રહ શા માટે કરો છો ? જ્યાં સુધી મારી ઇચ્છા નહિ થાય, ત્યાં સુધી તમે મારા મનોભાવને કદાપિ જાણી શકશો નહિ."

રમેશે કહ્યુંઃ-" તમે જે વાતને છૂપાવી રાખવા માગો છે, તે વાત તમારા આ ગરીબ સેવકથી અજાણી રહેવા પામી નથી. તેમ છતાં પણ જો કદાચ એ વાર્તા મારા જાણવામાં ન આવવાથી મારા દ્વારા કાંઇ પણ અપરાધ થઇ જાય તો મને ક્ષમા આપવાની ઉદારતા દર્શાવશો. પણ નિર્મળ બાબૂ, વધારે ચિંતા કરવાથી તેનું પરિણામ ભયંકર આવે છે, તથા શરીર પર તેની અસર થતાં આયુષ્ય ક્ષીણ થઇ જાય છે માટે તેનો તો સર્વથા ત્યાગ કરવોજ ઉચિત છે.

નિર્મળ આ વેશમાં આવી બોલ્યોઃ-' રમેશ બાબૂ ! અત્યારે મશ્કરી કરવાનો અથવા તો ઉપદેશ આપવાનો સમય નથી. મેં મારા મનમાં જે વાતને દબાવી રાખી છે, તેને ન સાંભળવામાંજ તમારૂં સુખ સમાયલું છે. જો તે વાત સાંભળશો તો તમે અવશ્ય દુઃખીજ થશો. તમારા મનની શાંતિ ભ્રાન્તિના રૂપમાં બદલાઇ જશે."

રમેશે કહ્યુંઃ-" જોઉં છું કે તમે એક મોટા જમીનદાર હોવાથી મારા જેવા માણસ પ્રતિ તમને સહજ ધિક્કાર છુટ્યો છે. જો તમારી આજ્ઞા હોય તો હું હમણાંજ મારે ઘેર ચાલ્યો જાઉં. તમારી ઇચ્છા વિરૂદ્ધ વર્તવાની મારી ઇચ્છાજ નથી. હું બળાત્કારે તમારી કોઇ પણ વાતને સાંભળવા માગતોજ નથી."

નિર્મળે કહ્યું:—"ઘણીજ ખુશીની સાથે જઇ શકો છો. તમારા પર મારો કંઇ પણ જુલમ ચાલી શકે તેમ નથી. વળી મેં તમને કાંઇ ખાસ તેડું મોકલીને તેડાવ્યા પણ નથી, કે જેથી હું તમારી જવાની ઇચ્છાને અટકાવી શકું."

રમેશે કહ્યું:-"તમે તેડાવ્યો નથી એ ખરૂં, પરંતુ તમારી માતાના આગ્રહથી જ હું અહીં આવ્યો છું."

"તેણે ભયંકર ભૂલ કરી છે."

"તેઓ ભૂલ કરે અથવા ન કરે તેની કશી ચિંતા નથી, પણ હું પોતે તમારે ત્યાં આવ્યો છું, એમાંજ મારી ભયંકર ભૂલ થઇ છે." રમેશે કહ્યું.

આ સાંભળીને નિર્મળે કહ્યું:- "ગમે તેમ હો, પણ હવે હું તમારી સાથે લેશ માત્ર પણ વાતચીત કરવા ઇચ્છતો નથી. અત્યારે મારૂં મગજ ઠેકાણે ન હોવાથી મારાથી કાંઇક કડવા શબ્દો બોલી જવાશે તો તેના યોગે તમને અતિ દુઃખ લાગી જશે. માટે હાલ તરત તો મારી સલાહ એ છે કે, તમે મને જરા એકાંત આપી આરામ લેવા દો."

રમેશ રોષ અને ક્ષોભથી ઉદ્યાન છોડીને ચાલ્યો ગયો. રસ્તે ચાલતાં ચાલતાં તેની ચિંતા એકદમ વધી ગઇ. તેણે વિચાર્યું કે;- "હું આવી આફતની વેળાયે નિર્મળનો ત્યાગ કરીને ચાલ્યો જઇશ તો, પછી તેને કોણ બચાવશે? પ્રથમ તો તેને આપતમાંથી છોડાવું અને ત્યાર પછી તેને પાછો સમજાવીને ઠેકાણે લાવું? તે ગમે તેમ તોપણ બિજુનો સ્વામી છે, એટલે મારાથી તેનો ત્યાગ કરી શકાય તેમ નથી તે નથી જ."



## ષષ્ઠ પરિચ્છેદ

## મોહિનીનો મોહનમંત્ર

" દુ:ખો કે આનન્દો, પ્રણય સખીનો કે કઠિનતા;
ઝરાઓનું વ્હેવું ઉદધિ તણું એ ગર્જન મહા;
શુકોનું સ્વચ્છન્દી ચપલ સુરિલું ગીત મધુરૂં.
લતા, વૃક્ષો, પુષ્પો અનિલ લહરી ને જગ બધું.

કલાપી

સોહાગના વિવાહ થવાનું કાર્ય ઘણુંજ કઠિન થઇ પડયું. નિર્મળના યત્નોથી પાત્રો તો અનેક મળ્યાં. પરંતુ તે સર્વનો સંબંધ ધીમે ધીમે તૂટવા લાગ્યો. ગામમાં સોહાગને જોવા માટે એકવાર જે મનુષ્ય આવતું, તે બીજીવાર આવવાનું પસંદ કરતું નહિ. સોહાગના ચારિત્ર્ય માટે ગામમાં તથા અદાલતમાં જે કોલાહલ વ્યાપ્યો હતો, તે જોઇને અથવા તો સાંભળીને કોઇ પોતાના ભાઇ અથવા પુત્રનાં તેની સાથે લગ્ન કરવાનું સાહસ કરી શકતું નહિ. આથી નિર્મળના સર્વ પ્રયત્નો નિષ્ફળ નિવડવા લાગ્યા અને સોહાગના વિવાહમાં અનેકાનેક વિઘ્નો આવી પડયાં. સોહાગ અવિવાહિતા જ રહી. ફક્ત જો તે અવિવાહિતા જ રહી હોત, તો તેની માતાની પીડા તેટલેથીજ અટકી જાત. પણ સોહાગના ચારિત્ર્યને માટે ગામમાં જે એક કુત્સિત ચર્ચા ચાલવા માંડી, તેના યોગે તેની માતાના હૃદયપર એક પ્રકારનો અસહ્ય આઘાત થયો, તેનું મન અનેક પ્રકારની પીડાઓથી દુ:ખાવા લાગ્યું.

પાપીયસી પંડિતાણીની સાથે જે સર્વ ભામિનીઓએ સરોવરના કિનારાપર સોહાગને જોઇ હતી, તેમણે સર્વેએ એક એક સમાચારપત્રનું પદ ગ્રહણ કરી લીધું. જે કોઇએ કોઇ પણ રાત્રે અંધકાર સમયે સોહાગને નિર્મળની સાથે ગંગાના પ્રવાહમાં નૌકામાં બેસી જળવિહાર કરતી જોઇ હતી, કોઇએ પંડિતાણીની સાથે તેને હરતી ફરતી જોઇ હતી, તેઓ સર્વે ધીમે ધીમે તે વાતોનો જનસમાજમાં પ્રચાર કરી સોહાગ તથા નિર્મળના યશ અને ખ્યાતિની નિંદા કરવા લાગ્યાં. પડતી દશામાં સહુ કોઇ નિંદા કરવા બેસી જાય છે. અને એને માટે કોઇ એક ઉર્દુકવિએ ખરૂં જ કહ્યું છે કે;-

ન હય યારોં કોઇ મુશ્કિલ;
અપને દિન બુરે જબતક હય;
જબ હોંગે અપને અચ્છે દિન,
તબ હજારો મેહરબાં હોંગે.

એવી જ સ્થિતિ સોહાગને માટે પણ બની ગઇ હતી. જે પંડિતાણી બધા અનર્થોનું મૂળ હતી, તેજ પાપીયસી પોતાની અપૂર્વ કલ્પનાશક્તિના બળવડે, સોહાગની વાત તો દૂર રહી, પણ સોહાગની માતાના ચારિત્રના સંબંધમાં પણ સાચી જૂઠી અફવાઓ ફેલાવવા લાગી.

ગામનો મોટો ભાગ સોહાગના ચારિત્ર્યની આવી નિંદા થતી જોઇને તેની તથા તેની માતા પ્રતિ એક પ્રકારની ઘૃણા પ્રકટ કરવા લાગ્યો. ગામનાં બધાં માણસો સોહાગને ત્યાં આવવા જવાનું બંધ કરવાના નિશ્ચયપર આવી ગયાં; અરે, એટલુંજ નહિ પણ જો રસ્તામાં અચાનક સોહાગની મુલાકાત થઇ જાય તો લોકો મ્હોં મરડી તેના પ્રતિ ઘૃણાદષ્ટિ ફેંકી તેને પીડિત કરવા લાગ્યા. તેમજ કેટલીક કુલટાઓ તો રસ્તા વચ્ચે પણ તેને કલંકિની કહીને તેને વાક્ય બાણથી જર્જરિત કરવામાં પાછી હટતી ન હતી. ધીમે ધીમે સોહાગે ગંગાકિનારે જવા આવવાનું બંધ કરી દીધું, તે પોતાના આંગણામાં જે એક નાનકડું સરોવર આવ્યું હતું, તેમાં જ સ્નાનાદિ ક્રિયા કરીને દિવસો ગાળવા લાગી.

તે સરોવર ઘણું નાનું હતું, તેનું જળ પણ કાંઇક મલિન હતું. તે જળ વાસણ માંજવા સિવાય બીજા કોઇ પણ કામમાં આવતું નહોતું. સોહાગના ઘરથી તે સરોવર લગભગ સોએક હાથ દૂર આવેલું હતું. તેની ચારે બાજૂએ પહાડ અને વૃક્ષો આવેલાં હતાં. તે વૃક્ષોના સમુદાયમાં બે ચાર આંબા તથા નાળિએરીનાં વૃક્ષો પણ હતાં. સરોવરની પશ્ચિમ દિશામાં બે નાના નાના ઘાટ હતા. તેમાંનો એક ઘાટ સોહાગના ઉપયોગમાં આવતો અને બીજો ઘાટ કેદારરાયના અધિકારમાં આવેલો હોવાથી તેની દાસીઓના વાસણ માંજવાના ઉપયોગમાં આવતો હતો. તે ઘાટપર પુરુષોને આવવાની વાત તો દૂર રહી, પણ બીજી કોઇ સ્ત્રીને આવવાની પણ સખત મના હતી.

સરોવરના પૂર્વ કિનારા પાસેથી એક બીજે ગામ જવાનો

રસ્તો આવેલો હતો અને તે ઉત્તર-દક્ષિણ દિશામાં સીધેસીધો ચાલ્યો જતો હતો. પણ તે રસ્તો ધોરી રસ્તો ન હોવાથી તેનાપર માણસોની આવજાવ વધારે રહેતી નહોતી. ભાગ્યે જ આખા દિવસમાં પાંચ પંદર માણસ આવતાં જતાં જણાતાં હતાં. ઉત્તરમાં ગંગાઘાટથી લઇને તે રસ્તો સીધો ગામમાં ચાલ્યો જતો હતો. એ સરોવર અને રસ્તાની સાથે આપણો કેટલોક સમ્પર્ક હોવાથી અમારે આ સ્થળે તેનું કેટલુંક વર્ણન કરવાની અગત્ય જણાય છે.

પૂર્વ પરિચ્છેદમાં વર્ણવેલી ઘટના પછી બે દિવસ પછી એક દિવસ બપોરે સોહાગ પ્રથમ જણાવેલા સરોવરના ઘાટપર સ્નાન કરવા માટે ગઇ. બન્ને કિનારાપર ગાઢ જંગલ આવેલું હતું અને તેના મધ્ય ભાગમાં એક સાંકડો માર્ગ પણ જણાતો હતો. સરોવરપર જે ઘાટ બાંધવામાં આવ્યા હતા, તે પત્થરના બાંધેલા નહોતા; પણ માટીમાં કોતરી કાઢેલા હતા. ઘાટપર એક મોટું લાકડું પડયું હતું, તેનાપર બેસીનેજ સોહાગ કોઇ કોઇ વેળાયે વાસણ માંજતી હતી. અત્યારે પણ તે સ્થળેજ આવીને તે બેઠી. ચારે તરફ નિસ્તબ્ધતા છવાઇ ગઇ હતી, ક્યાંય પણ મનુષ્યનો સમાગમ થાય એવાં કશાં ચિન્હો જણાતાં નહોતાં. એ નિઃસ્તબ્ધતામાં બેસીને સોહાગ પોતાના અદૃષ્ટનો વિચાર કરવા લાગી.

અનુઢા કન્યાઓ ઘણેભાગે માથાપર ઘુમટો તાણતી નથી, એવી જ રીતે સોહાગના માથાપર પણ વસ્ત્ર ઢાંકેલું જણાતું નહોતું. સોહાગ હમણાં વાળ ઓળતી નહોતી, કોઇ વાર તેને એમને એમ બાંધી લેતી તો કોઇવાર છૂટા જ રાખતી હતી. અત્યારે તે ઘાટા વાળ ગાલ તથા પીઠને ઢાંકીને વિખરાઇ રહ્યા હતા. તેના અંગપર અલંકાર નહોતા, ફક્ત હાથમાં બેચાર કાચની બંગડીઓ જ પહેરેલી હતી. તે નિઃસ્તબ્ધ કુદરત માતાની ગોદમાં તે અલંકાર વગરની સ્વભાવ સુંદરી સંસારની નિષ્ઠુર પીડાના આઘાતોથી જર્જરિત થઇને પોતાના ભાગ્યપર ધિક્કારનો વરસાદ વરસાવી રહી હતી. સોહાગ વિચારતી હતી કે, સંસારમાં અવતરીને તે કેવળ પોતાની માતાના દુઃખનું જ કારણ થઇ છે, પિતાના વંશની આબરૂને ધૂળધાણી કરવા બેઠી છે. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં સોહાગની આંખોમાં આંસૂ આવી ગયાં. ધીમે ધીમે શરીર અવસન્ન થયું, માથામાં કાંઇક કાંઇક વ્યાધિ થવા લાગી. છેવટે સોહાગનો દેહ આળોટતો માટીમાં પડી ગયો.

આ સમયે પૂર્વ તરફના કિનારાનું જંગલ છેદીને એક મનુષ્ય તેની પાસે દોડી આવ્યો. તે આવનાર આપણો પૂર્વ પરિચિત રમેશ જ હતો.

આજે ત્રણ દિવસ થયાં રમેશ વધૂગ્રામ આવ્યો હતો. આવ્યા પછી તે બીજાં કેટલાંક જરૂરી કામોમાં ગુંથાઇ ગયો હતો. મુનીમ પાસેથી મુકર્દમાના સંબંધના કાગળ પત્રો જોઇ, સાક્ષીની તજવીજનો વિચાર કરી તથા કેદારરાય અને અમરીશ બાબૂ વચ્ચે વિરોધ કરાવવાના સંકલ્પો કરી રમેશ એટલો બધો ચિંતાતુર બની ગયો હતો કે, આજે ત્રણ દિવસ થયાં તેને એક ઘડીની પણ ફુરસદ મળી શકતી નહોતી. કારણ કે, તે વિષયની ચિંતાની સાથે તે તેના કાર્યમાં પણ ગુંથાઇ ગયો હતો. પંડિતાણીને એકવાર ધમકાવી ફોસલાવીને ચાર વાતોની બાતમી મેળવવાના હેતુથી આજે બપોરે તે આનંદપૂર આવ્યો હતો. ઘાટપર નૌકા મૂકીને તે પગ રસ્તે પંડિતાણીના ઘર ભણી જઇ રહ્યો હતો. એવામાં જતાં જતાં તેણે જોયું કે, માર્ગના કિનારાપર આવેલા ઘાટપર એક યૌવનસંપન્ના અપૂર્વ સુંદરી બેઠેલી હતી. એ જોઇને રમેશ મુગ્ધ થયો. થોડી વાર થોભીને તે તે મનોહારિણી માનિનીના અલૌકિક રૂપરાશિનું અવલોકન કરવા લાગ્યો. થોડીવાર પછી તેણે જોયું કે, તે બાલિકા ઝંઝાવાતથી પીડાયલા કમળ પુષ્પની પેઠે માટીપર પડી ગઇ છે. રમેશે ધાર્યું કે, તે બાલિકા મૂર્ચ્છિત થઇ છે, તેથી તે એકદમ દોડી જઇ તેની પાસે આવ્યો.

આંખ તથા મુખપર પાણી છાંટીને તેણે તે બાલિકાને ચેતનમાં આણી. આંખો ઉઘાડીને સોહાગે જોયું કે, પોતાની સન્મુખ એક અપરિચિત યુવક તેની સેવા સુશ્રૂષા કરી રહ્યો છે. એ જોઇને સોહાગે ધીમે ધીમે બેઠી થવાની કોશિશ કરી. પરંતુ તેનાથી તેમ થઇ શક્યું નહિ. તે પુનઃ માથું નમાવીને ધરતીપર ઢળી પડી.

ત્યાર પછી રમેશે કહ્યું કેઃ—"વ્યાકુળ થશો નહિ. પ્રથમ જરા સાવધ થાઓ અને ત્યાર પછી ઉઠવાની કોશિશ કરો, એટલે સરળતાથી ઉઠી શકશો."

સોહાગે લજ્જાને આધીન થઇને પોતાનાં નયનોને બંધ કરી લીધાં. રમેશે ફરીવાર કહ્યું કેઃ-"મને જણાય છે કે તમને મૂર્ચ્છા રોગ લાગુ થઇ ગયો છે. આવી સ્થિતિમાં તમારે આ ઘાટપર બીજા

કોઇ પણ સોબતી સિવાય આવવું જોઇતું નહોતું. પણ હશે, હવેથી એકલાં ન અવાય એની ખાસ કાળજી રાખજો."

જવાબ દેવાની વાત તો દૂર રહી પણ સોહાગ શરમની મારી ઉલ્ટી સ્થિર થઇ ગઇ. ત્યારે રમેશે પોતાનો બેસ ભીંજવીને સોહાગના શરીરપર વાયુ ઢોળવાનું શરૂ કર્યું. આથી સોહાગ મરમમાં ને મરમમાં જ મરી ગઇ. તેનું હૃદય ધબકવા માંડયું.

સોહાગના મનોભાવને રમેશ અમુક અંશે જાણી ગયો. ત્યારે તે પોતાની ખાસ નામરજી હોવા છતાં ઉઠીને ઉભો થયો, તથા તે સ્થળનો ત્યાગ કરીને ચાલ્યા જવાનો યત્ન કરવા લાગ્યો. સોહાગે વિચાર્યું કે, "મેં તેને કોઇ પણ પ્રકારે અપમાનિત અથવા તો નારાજ કર્યો છે, તેથી તે મારી પાસેથી ચાલ્યો જાય છે." આ પ્રમાણે વિચાર કરી સોહાગ બે ચાર મિનિટને માટે રમેશના મુખ તરફ જોઇ રહી. અહા ! તેની તે દૃષ્ટિમાં કેવી કમનીયતા હતી, કેવી કૃતજ્ઞતા હતી ? એ જોઇ રમેશ મુગ્ધ થયો.

રમેશે પૂછ્યું:—"હું ધારૂં છું કે તમારૂં ઘર નજીકમાં જ હોવું જોઇએ. પણ તમે ત્યાં એકલાં જઇ શકશો કે ?"

સોહાગ ધીમેથી ઉઠીને બોલી:-"હા, જઇ શકીશ."

રમેશ તે નાની પણ મધુર એવી 'જઇ શકીશ' કથાને હૃદયમાં ધારણ કરી તથા તેની મોહક દૃષ્ટિને નયનમાં પધરાવી તે સ્થાનનો ત્યાગ કરી ચાલ્યો ગયો.



## દશમ પરિચ્છેદ

### સહાનુભૂતિ

"મોટાં મોટાં વૃક્ષ, મોટી મોટી નદીઓ, રોગનાશક બુટિયો તથા મહાત્માઓ પરોપકારને માટે જ ઉત્પન્ન થયા છે."

**શેખસાદીકૃત ગુલિસ્તાં**

× × × ×

And ye shell know the truth and—
the truth shall make you free.
*John Chep VIII. Vers 32.*

**ભાવાર્થ:**—"તમે સત્યને જાણશો અને સત્ય તમોને સ્વાધીન કરશે."

---

સોહાગનો પરિત્યાગ કરીને રમેશ પંડિતાણીના ઘર તરફ રવાના થયો. પરંતુ તે કથા કહેતાં પહેલાં રમેશ નિર્મળને ત્યાં કેવી રીતે પોતાના દિવસો વીતાડતો હતો, તેનો અમે કિંચિન્માત્ર ઉલ્લેખ આ સ્થળે કરીશું તો તે અસ્થાને નહિ જ ગણાય.

ઉદ્યાનમાં રમેશની સાથે કજીયો કરી નિર્મળ ઘરમાં જઇ માતાની પાસે આવી પહોંચ્યો. અને ત્યાર પછી માતાને બોલાવવાના ઉદ્દેશથી તે બોલ્યો:—"માતા ?"

અન્નપૂર્ણાએ ઉત્તર આપ્યું:—"કેમ, ભાઇ, શું કહે છે ?"

નિર્મળે કહ્યું:—"વિશાળપૂરથી કોણ આવ્યું છે વારૂ ?"

અન્નપૂર્ણાએ જવાબ આપ્યો:—"રમેશ આવ્યો છે."

નિર્મળે પૂછ્યું:—"બીજું કોઇ આવ્યું નથી ?"

અન્નપૂર્ણાએ કહ્યું:—"વહુના આવવાની વાત કહે છે ? પણ રમેશ તેને લાવ્યો નથી."

"નથી લાવ્યો, એ બહુજ સારૂં કર્યું છે. પણ જો રમેશ પોતે પણ ન આવ્યો હોત, તો હું તેથી પણ વધુ ખુશી થાત. તેના આવવામાં હું કશો લાભ જોતો જ નથી." નિર્મળે કહ્યું.

"શાન્ત થા, વિના કારણ ઉદ્ધતાઇ ન કર. આંગણે આવેલા અતિથિનું અપમાન કરવું, એના જેવું બીજું એક પણ પાપ જ

નથી. તે પોતાના સ્વાર્થ માટે નહિ, પણ તારા ભલા માટે જ અહીં આવ્યો છે. છતાં તું આવાં તિરસ્કાર ભરેલાં વચનો બોલે છે, એ તારી મૂર્ખતાને સ્પષ્ટ કરી બતાવે છે. તારા જેવા એક વિચારશીલ યુવકે આવાં કઠોર વાક્યોનો કદાપિ ઉચ્ચાર પણ ન કરવો જોઇએ. નિર્મળ! જે તને જીવજાનથી ચાહે છે, તારા કલ્યાણ માટે ઘણાં ઘણાં સંકટો વેઠીને અહીં આવ્યો છે, તેના પ્રતિ આવી વિરક્તિ દર્શાવે છે, એ કોઇ પણ પ્રકારે ઉચિત નથી. હવેથી આવા શબ્દો ન નીકળે, તેની ખાસ સંભાળ રાખજે."

"પણ રમેશ બાબૂ અહીં શા માટે આવ્યા છે? તેમનું અહીં શું કામ છે?"

"મેં પોતે જ તેને અહીં તેડાવ્યો છે, તે પોતાની મેળે આવ્યો નથી."

"શા માટે તેડાવ્યા છે?"

"તે વાત તને કહી શકીશ નહિ."

"માતા, મારા અપરાધને લક્ષમાં લાવશો નહિ, ક્ષમા કરશો. આજકાલ મારૂં મન સ્થિર નથી, અનેક પ્રકારના વ્યાધિઓથી હું છેક બ્હાવરો બની ગયો છું. મારી વિચારશક્તિનો લોપ થયો છે. માટે મારાથી કાંઈ પણ અપરાધ થઇ જાય, તો તે તરફ લક્ષ ન આપતાં ક્ષમા આપશો."

અન્નપૂર્ણાએ કહ્યું:—"ભાઇ, માતાની પાસે પુત્રનો અપરાધ કશા લેખામાં જ ગણાતો નથી. હું તારા મનની સ્થિતિને સારી રીતે જાણી ગઇ છું, એટલે તારા પ્રતિ રોષ કરૂં તેમ નથી જ."

"માતા, હું જે કાંઇ પૂછું, તેનો દોષ મનમાં લાવશો નહિ."

"ના, હું કશો પણ દોષ લાવીશ નહિ. તારે જે કાંઇ કહેવું હોય, તે ખુશીથી કહી દે."

"રમેશ હાલમાં અહીં રહે છે, એ મને કોઇ પણ પ્રકારે રુચતુ નથી? શું તેમના રહેવાથી આપણા ગૌરવને કાંઇક કલંક લાગવાની સંભાવના નથી રહેતી?" નિર્મળે પૂછ્યું.

"નિર્મળ, આવી કલ્પના કરવામાં તુ મોટી ભૂલ ખાય છે. દેવતા જેવા વિશુદ્ધ ચારિત્ર્યવાન અને કુબેરતુલ્ય ધનવાન રમેશના નિવાસથી તો આપણું ગૃહ પણ પાવન થાય તેમ છે. તેના રહેવાથી આપણા ગૌરવની કશી હાનિ થવાની નથી, પરંતુ ઉલટું તે

ગૌરવ વૃદ્ધિંગત થવાની સંભાવના રહે છે. રમેશે તારૂં શું બગાડયું છે, કે તેનાપર તું આટલો બધો નારાજ થઇ ગયો છે? જે તને એક પવિત્ર અને સાધુ પુરુષ માને છે, રાત્રિ દિવસ તારા કલ્યાણની કામનામાં જ પ્રવૃત્ત રહે છે, તેને તું આવી તિરસ્કારની દૃષ્ટિથી શા માટે જૂએ છે? આમ કરવાથી પરમાત્મા રાજી થતો નથી." અન્નપૂર્ણાએ ઉપદેશ આપ્યો.

"તે એક વિશ્વાસઘાતિની વનિતાનો સહોદર છે અને તેથી તેને હું આપણે ત્યાં રહેવા દેવાનું પસંદ કરતો નથી." નિર્મળે પોતાનો વાંધો રજૂ કર્યો.

"ચૂપ કર નિર્મળ! જો વધારે બોલીશ તો ઇશ્વરનો ભયંકર ગુન્હેગાર ઠરીશ. લક્ષ્મીના સમાન સુંદર અને સાવિત્રી સમાન સતી સ્ત્રીપર જૂઠો આક્ષેપ મૂકીશ, તો રવરવ નરકનો અધિકારી થઇશ. રમેશ મારા પુત્ર સમાન છે એટલે કે તારાથી પણ અધિક પ્રિય છે. તેને માટે અત્યારે તું જે અપમાનસૂચક શબ્દો ઉચ્ચારી રહ્યો છે, એ સાંભળવાની મારી જરા પણ ઇચ્છા નથી. હવેથી આવા શબ્દો ઉચ્ચારીશ નહિ, હાથે કરીને પાપના ખાડામાં પડીશ નહિ."

નિર્મળ માતાના પગમાં પડી ધીમે ધીમે કહ્યું:—"માતા, મને ક્ષમા કરો. હું અત્યાર સુધી ભ્રમણાના રાજ્યમાં ભમી રહ્યો હતો. પરંતુ હવે તમારા ઉપદેશનું પાલન કરવામાં હું કોઇ પણ પ્રકારની બાધા આવવા દઇશ નહિ."

અન્નપૂર્ણાએ કહ્યું:—"બેટા, હજી તું બાળક છે. સંસારના અસહ્ય આઘાતો હજી તને સ્પર્શ કરી શકયા નથી. તારી બુદ્ધિ અને ચિત્ત ચંચળ છે. જ્યારે મારી વયમાં આવીશ, ત્યારે મારી પેઠેજ બધી બાબતોનો વિચાર કરવાને સમર્થ થઇ શકીશ. પણ જ્યાં સુધી એ શક્તિને સંપાદન ન કરી શકે, ત્યાં સુધી તારે મારી સલાહ પ્રમાણે વર્ત્તવું જોઇએ. દરેક પુત્રે માતાની આજ્ઞા પ્રમાણે વર્ત્તવુંજ જોઇએ. હું તને ભાર દઇને કહું છું કે, જુવાનીના ઉછળતા લોહીથી ઉન્મત્ત થઇને કોઇ પણ અવિચારી કાર્ય કરીશ નહિ."

"માતા, મેં હજી સુધી તો તમારી આજ્ઞાનું કદાપિ ઉલ્લંઘન કર્યું નથી અને જ્યાં સુધી મારા જીવમાં જીવ હશે ત્યાં સુધી તેમ કરી શકીશ નહિ. જ્યારે મારાથી તમારા આજ્ઞાનું ઉલ્લંઘન કરાશે, ત્યારે મારા પર વજ્રપાત થશે. મારો શ્વાસ રૂંધાઇ જશે. પણ માતા તમે મને જે વાતને ભૂલી જવાનો આગ્રહ કરો છો, તેને હજારો

યત્નો કરવા છતાં પણ મારાથી ભૂલી શકાતો નથી. મેં જે ઘટનાને મારી નજરો નજર જોઇ છે તેને હું શી રીતે ભૂલી શકું વારૂ?" નિર્મળે કહ્યું.

"વિશાળપૂર જતાં પહેલાં જ્યારે તેં કાંઇ જોયું નહોતું, સાંભળ્યું નહોતું, ત્યારે પણ તેં વહુને ગ્રહણ શા માટે કરી નહોતી? તેને તેડી લાવવામાં દુરાગ્રહ કેમ કર્યો હતો? આમ કરવાનાં કારણો શું હતાં તે કહી શકે છે ખરો કે? ક્યાંથી કહી શકે? જે અભિમાનથી અંધ બની જાય છે, તેને વિવેચના અથવા સારાસારનું કશું મૂલ્ય જ સમજાતું નથી. હું તારી પેઠે અંધ નથી કે જેથી જે અસંભવિત છે, તેમાં વિશ્વાસ મૂકી શકું." અન્નપૂર્ણાએ જુસ્થાથી કહ્યું.

"હું પણ તમારી પેઠે વારંવાર તેવાજ વિચારો કર્યા કરૂં છું. ચિંતા કરતાં કરતાં કોઇ કોઇ વેળાયે આકાશપટમાં દેવીની ઉજ્જવળ પ્રતિમાનાં દર્શન થાય છે, પરંતુ તરતજ પાછી તે દેવીની પ્રતિમા અદશ્ય થઇને તેને સ્થળે એક વિકટ આકારની પિશાચિકાની મૂર્ત્તિ દેખાઇ આવે છે. હું મારા મનને ઘણું ઘણું સમજાવું છું કે, વિજુ કદાપિ વિશ્વાસઘાતિની થાય નહિ. મારો આંતર્ધ્વનિ પણ મને વારંવાર કહ્યા કરે છે કેઃ—" નિર્મળ, ભૂલ્યે ચૂકયે પણ એ પુણ્ય પ્રતિમાને પાપીયસી માનતો નહિ. તેના જેવી સદ્‌ગુણસંપન્ના સુંદરી તને આ વિશ્વમાંથી મળવી મુસ્કેલ છે. સંસારમાં તું એક દેવીને પ્રાપ્ત કરવાનાં સૌભાગ્યને મેળવી શકયો છે. પરંતુ યાદ રાખજે કે, દુનિયાના કોઇ પણ દગાબાજ મનુષ્યના દગામાં ભોળવાઇને એ ધર્મમંદાકિનીને પાપપંકજમય કલુષિતતાના કુત્સતિ જળવાળી પાપસરિતા માનતો નહિ. કદાચ આ બ્રહ્માંડના અસ્તિત્વનો લોપ થાય તો તે સંભવિત છે, પણ વિજુની પવિત્રતાનો નાશ થવો સર્વથા અસંભવિત છે." માતા! આ પ્રમાણે વિજયાના ચારિત્ર્યના સંબંધમાં અનેક સદ્‌પ્રમાણો મળી શકે છે, છતાં કોણ જાણે કયી અદશ્ય સત્તાથી મારૂં મન વિચલિત થઇ જાય છે, એ મારાથી સમજી શકાતું નથી.' હું તે પુણ્યમયી પત્નીને શા કારણથી પાપીયસી હોવાની કલ્પના કરૂં છું, એ પણ મારાથી જાણી શકાતું નથી. શંકાના સમુદ્રમાં મારૂં મન નિરંતર ગોથાં ખાધા કરે છે, પણ એ મનોનૌકાને ઉદ્ધારનાર નાવિક મને મળી શકતો નથી. જ્યારે જ્યારે મને તેનું સ્મરણ થઇ આવે છે, ત્યારે મારી ભયંકર દુર્દશા થાય છે. મારૂં આખું શરીર શિથિલ

થઈ જાય છે, દેહમાં કમ્પનો આવિર્ભાવ થાય છે, હૃદય રડી પડે છે, આંખોમાંથી ચોધારાં આંસૂ વહે છે અને સર્વ સંસાર શૂન્ય ભાસે છે. દેવી! આ બધી વ્યાધિઓ મને શા કારણથી પીડી રહી છે, એની મારાથી કલ્પના પણ કરી શકાતી નથી." નિર્મળે ગળગળો થઇ કહ્યું.

"નિર્મળ, જે પોતે પિશાચ હોય છે, તેજ તે દેવી પ્રતિમાને પિશાચિનીની કલ્પના કરે છે. અને એટલા માટે જ વિદ્વાનોએ કહ્યું છે કે;–"પિંડે તેવું બ્રહ્માંડે." જેવું પોતામાં હોય છે, તેવું આખા બ્રહ્માંડમાં જૂએ છે. જેનું હૃદય પવિત્ર છે, તે જગતના કોઇ પણ પ્રાણીને કદાપિ અપવિત્ર હોવાની કલ્પના પણ કરતું નથી. જેનામાં દયા છે, તે બીજાને નિર્દય જોતો નથી." અન્નપૂર્ણાએ કહ્યું.

"પિશાચ થવામાં હવે બાકી શું રહ્યું છે. માતા? ઘેર આવેલા અતિથિને જે અપમાનિત કરવા, નસાડી મૂકવા તૈયાર થયો છે, ભગવતી ભાર્યાપર નિરર્થક દોષનુ આરોપણ કરી બેઠો છે, તેનામાં અને પિશાચમાં બીજો વધારે શો તફાવત હોઇ શકે? માતા! હું ધર્મ, કર્મ અને જ્ઞાનથી વંચિત થયો છું. આર્યધર્મની પ્રત્યેક આજ્ઞાઓનું ઉલ્લંઘન કરી પાપપયોધિમાં ડૂબી રહ્યો છું. હવે મારી અવનતિ અવશ્ય છે. કારણ કે, **विवेक भ्रष्टानां विनिपातः शतमुख.**" વિવેકથી ભ્રષ્ટ થનારનો સેંકડો વાર વિનિપાત થાય છે." નિર્મળે કહ્યું.

અન્નપૂર્ણાએ આશ્ચર્યથી પૂછ્યું:—"કેમ નિર્મળ, તેં કયા અતિથિનું અપમાન કર્યું છે, કોને નસાડયો છે?"

"રમેશને." નિર્મળે જવાબ આપ્યો.

"રમેશને? તારી આપતમાં મદદ કરવા માટે મેં જેને બોલાવ્યો છે, તેને અપમાનિત કર્યો છે? જેનું દેવતુલ્ય ચરિત્ર તારા જેવા સેંકડો પુરુષોને અનુકરણ કરવા યોગ્ય છે તેને નહસાડયો છે. નિર્મળ! તું આવી રીતે મારા હૃદયપર આઘાત કરવાને શા માટે તૈયાર થયો છે? શું તું તારા આવા વ્યવહારથી મને સંતુષ્ટ કરવા ધારે છે? મારાપર તારો આવો જ પ્રેમ છે? નિર્મળ જરા વિચાર કર અને સત્ય માર્ગનું અવલંબન કર."

"માતા ક્ષમા કરો. હું હમણાંજ તેને બોલાવી લાવું છું." નિર્મળે કહ્યું.

નિર્મળ રમેશના શોધમાં ચાલ્યો ગયો. તેનો મેળાપ થયો ખરો, પરંતુ તેની સાથે વાતચીત કરવાનો તેવો સુઅવસર મળ્યો

નહિ. રમેશે મરજી મુજબ એવો સુયોગ આપ્યો નહિ. ત્રીજે દિવસે બપોરે રમેશ આનંદપુર જવાનું કહીને નૌકામાં બેઠો, એ સમયે નિર્મળે તેને પકડી પાડયો. તે તેને એકાંતમાં લઇ જઇને બોલ્યો:– "રમેશબાબૂ મેં તમારૂં જે અપમાન કર્યું છે, તે બદલ હું તમારી માફી માગું છું. માતાએ પણ એ વાત સાંભળી મને ઘણો ઠપકો આપ્યો છે. અને તેમની આજ્ઞાથીજ હું તમારી ક્ષમા માગવા આવ્યો છું. કૃપા કરી મારા પર કોઇ પણ પ્રકારનો રોષ કરશો નહિ. હું મારી ભૂલ કબુલ કરી, તેનો પૂરતો પસ્તાવો કરૂં છું."

રમેશે કહ્યું:—"માતાને કહેજો કે, તમારાપર મારો કોઇ પણ પ્રકારનો રોષ છે જ નહિ. જો તેમ જ હોત, તો તમારા જેલમાં જવાના માર્ગને વધારે સાફ કરી દેત."

"રમેશબાબૂ! તમારી પાસે મારી એક પ્રાર્થના છે. તેનો તમે સ્વીકાર કરશો કે?" નિર્મળકુમારે કરુણ સ્વરથી કહ્યું.

"કેમ, તમે શી પ્રાર્થના કરવા માગો છો?" રમેશચંદ્રે પૂછ્યું.

"આ મુકર્દમામાં કોઇ પણ પ્રકારનો ભાગ તમે લેશો નહિ." નિર્મળે કહ્યું.

"કેમ એનું કારણ?" રમેશે પૂછ્યું.

"તમારી સહાયતાથી મુક્તિ મેળવવાની હું ઇચ્છા ધરાવતો નથી." નિર્મળે કારણ દર્શાવ્યું.

"તે સંબંધી બધી વાતચીત મેં તમને કહી દીધી છે. જેણે મારે ઘેરથી મધ્યરાત્રે ભયંકર અંધકારમાં તસ્કરની પેઠે પલાયન કર્યું છે, જેને ત્યાં આમંત્રિત થઇ કૂતરાંની પેઠે મારે ન્હાસનો પ્રસંગ આવ્યો છે, તેને ઘેર અથવા તેની પાસે ભદ્રતા, વિનય અને સૌન્દર્યની આશા રાખવી, એ કેવળ એક પ્રકારની મૂર્ખતા સિવાય બીજું કાંઇજ નથી."

"તેવી આશા રાખવાનું હું કહેતો નથી. તમે તમારી ઇચ્છા મુજબ મારી નિંદા કરી શકો તેમ છો, તેમાં મને કશી હાનિ નથી. પરંતુ એટલું તો તમે અવશ્ય યાદ રાખજો કે, તમારા ઉપકારના દબાણ તળે દબાવાની મારી બિલકુલ ઇચ્છા નથી." નિર્મળ કહ્યું.

"જ્યારે ઉપકાર કરીને હું તે ઉપકારના બદલામાં તમારી પાસે તેનું ઇનામ માગવા આવું, ત્યારે તમારી ઇચ્છા પ્રમાણે કરી લેજો. પણ પાણી પહેલાં મોજડાં ઉતારશો નહિ."

આમ કહી રમેશ નૌકામાં જઇ બેઠો. આજ્ઞા મળતાંની સાથે જ નાવિકોએ નૌકા હંકારી મૂકી.

---

## અષ્ટમ પરિચ્છેદ

### પ્રપંચનું પતન

" કોનાં પંખી ? કોણે પાળ્યાં ?
આવ્યાં તેમ ઉડી ઉડી ચાલ્યાં !
નાહક કોમળ હૈયાં દુભાવ્યાં !
મિથ્યા આ નયનો ય ભીંજાવ્યાં !

સાગર

આનંદપૂરના ઘાટપરથી એક સીધી સડક શહેર ભણી ચાલી જતી હતી. રમેશે સરિયામ રસ્તો મૂકીને ડાબી બાજુના એક સાંકડા માર્ગપર ચાલવાનું વધારે પસંદ કર્યું હતું. કેદારરાયના ઘર પાસેની સડકપર ન જતાં બીજા એક માર્ગનેજ ગ્રહણ કરી લીધો હતો. માર્ગમાં જતાં જતાં રમેશની સાથે સોહાગની કેવી સ્થિતિમાં મેળાપ થયો હતો, તે અમે પ્રથમ જણાવી ગયા છીએ એટલે આ સ્થળે તેનો પુનુંલ્લેખ ન કરતાં અમે આ વાર્તાના અપૂર્ણ સૂત્રને ગ્રહણ કરીશું.

સોહાગને છોડીને રમેશ ધીમે ધીમે પંડિતાણીના ઘર તરફ ચાલતો થયો.

આપણે તે પાપિણી પંડિતાણીનું ઘર એકવાર જોઇ આવ્યા છીએ, એટલે બીજીવાર જોવાની ઇચ્છા ન હોવા છતાં પણ રમેશની સાથે આપણે ત્યાં ફરીવાર જવું પડશે. પંડિતાણીના શયનગૃહની દીવાલપર બે છબિયો લટકી રહી હતી. તેમાંની એક છબિ જગન્નાથ દેવની હતી અને બીજી ચતુર્ભુજા મહાકાળી દેવીની હતી. તે બન્ને છબિયો પાસે જઇને પંડિતાણી તેને પ્રણામ કરવાની તૈયારી કરી રહી હતી. એ વખતે સડકપરથી રમેશે તેને બોલાવી કે;-"અરે, આ ઘરમાં કોણ રહે છે? જે કોઇ રહેતું હોય, તે બહાર આવો."

પંડિતાણીએ છબિયોનાં દર્શન કરવાનું કામ તરત જ પડતું મૂકી દીધું. પ્રણામને અધૂરા મૂકીને જ તે બહાર આવી બોલી:-"કેમ, તમારે કોનું કામ છે વારુ ?"

રમેશે કહ્યું:—"આટલામાં એક પંડિતાણી રહે છે, તેનું ઘર ક્યાં આવ્યું છે," તે તમે બતાવી શકશો ખરાં કે?"

પંડિતાણીએ જવાબ આપ્યો:—"આ ઘર તેનું પોતાનું જ છે. અરે હું પોતે જ પંડિતાણી છું. તમે જેને શોધતા આવ્યા છો, તે મારા સિવાય બીજું કોઇ જ નથી."

રમેશ:—"ઠીક થયું કે, તમે તરત જ અહીં આવતાંની સાથે મળી ગયાં. આ જોડેની ગલીમાં તમારી શોધ કરી કરીને હું તો છેક હેરાન હેરાન થઇ ગયો છું."

પંડિતાણીએ કહ્યું:—"કેમ, મને શા માટે શોધો છો વારૂ?"

રમેશે જવાબ આપ્યો:—"એ બધી વાતો અહીં ઉભાં ઉભાં કરી શકાતી હશે કે?"

પંડિતાણીએ કહ્યું:—"ત્યારે આવો, મારા ઘરમાં આવીને જે કાંઇ કહેવું હોય તે કહો."

રમેશ પંડિતાણીની સાથે જ તેના ઘરમાં આવી પહોંચ્યો. ચારે તરફ જોયા પછી રમેશે પૂછ્યું કે:-"તમારૂં ઘર તો ઘણું જ સુંદર અને મજાનું છે."

ઉત્તરમાં પંડિતાણીએ એક પ્રકારનું ગર્વભર્યું હાસ્ય કર્યું. રમેશ બોલ્યો:-"તમારૂં નામ હું ઘણા દૂર દૂરના પ્રદેશોમાં સાંભળી ચૂકયો છું. તમારા આ ઘરમાં કોઇએ થોડા દિવસ પહેલાં એક ઝગડો મચાવ્યો હતો, એ વાત ખરી છે કે વારૂ?"

પંડિતાણીએ પુનઃ એક પ્રકારનું હાસ્ય કરી તે વાતને દબાવી દેવાના આશયથી કહ્યું:-"આપ મહાશયનું નિવાસસ્થાન કયા પ્રદેશમાં છે વારૂ?"

રમેશે જવાબ આપ્યો:—"હું કલકત્તાનો નિવાસી છું અને હમણાં રામપૂર આવ્યો છું."

"રામપૂર શા માટે આવ્યા છો?" પંડિતાણીએ પૂછ્યું.

"ત્યાં મારા કુટુંબીઓ રહે છે." રમેશે જવાબમાં જણાવ્યું.

"કુટુંબીઓમાં કોણ કોણ વસે છે?"

"ઘણાં વસે છે. પણ તમે તેમને શી રીતે ઓળખશો?"

"હું ત્યાં ઘણા માણસોને ઓળખું છું."

"બિપિનચંદ્ર સેન નામક એક ગૃહસ્થ મારા કુટુંબી છે."

"મેં સાંભળ્યું છે કે, બિપિનબાબૂના એક બનેવી કલકત્તામાં વસે છે, શું તે આપ પોતે જ છો?" પંડિતાણીએ આતુરતાથી પૂછ્યું.

રમેશે માત્ર સહજ હાસ્ય કર્યું. પંડિતાણીએ પૂછ્યું:-"આપના સમાન મહા ધનવાન મહાશયે મારા જેવી એક સાધારણ વ્ય-

ક્તિના ગૃહમાં પધરામણી કરવાની કૃપા શા કારણથી પ્રકટ કરી છે?"

રમેશે જવાબ આપ્યો:–" ફૂલની જરૂર પડતાં લોકો માળીનો આશ્રય ગ્રહણ કરે છે."

" પણ બધા માળીઓ દેવસેવાના ઉપયોગમાં આવે એવાં ફૂલો આપી શકતા નથી." પંડિતાણીએ એક નવીન યુક્તિ શોધી કાઢી.

" જેનો આશ્રય ગ્રહણ કર્યો છે, તેવી ચાલાક માળણ બીજે ક્યાં મળી શકે તેમ છે? હું તો તમારા જેવી એક પણ બુદ્ધિમતી લલનાનો સાક્ષાત્કાર કરવાને ભાગ્યશાળી થયો નથી." રમેશે પંડિતાણીના ઉત્તરનો પ્રતિવાદ કરી બતાવ્યો.

" આપના જેવા ધનાઢ્ય પુરુષના પગલાંથી મારૂં ઘર પાવન થયું છે." પંડિતાણીએ કહ્યું.

" તમારી આવી વિનયશીલતાને માટે હું તમને ધન્યવાદ આપું છું." રમેશ બોલ્યો.

" પણ કહો સાહેબ, આ સેવિકાને શી આજ્ઞા છે. શો હુકમ બજાવવાનો છે?" પંડિતાણીએ પૂછ્યું.

ત્યાર પછી શી વાતચીત થઇ, તે ગ્રંથકાર સહસ્ત્ર યત્ન કરવા છતાં પણ જાણી શકયો નહિ, અરે તેમની વાતનો એક શબ્દ પણ શ્રવણગોચર થવા પામ્યો નહિ. ઘણીવાર સૂધી તેમની બન્નેની વચ્ચે વાતચીત ચાલી. કથાવાર્ત્તા સમાપ્ત કરી રમેશે પંડિતાણીના હાથમાં પાંચ રૂપિયા આપ્યા. " ના, ના. પૈસાની કાંઇ જરૂર નથી." કહેતાં કહેતાં પંડિતાણીએ તે રૂપિયા લઇને કમ્મરે ચડાવી દીધા. રમેશ ઉઠી ઉભો થયો. જતી વેળાયે તેણે કહ્યું કે:–" ત્યારે તો હું આવતી કાલે ઠાકોર ઘાટપર આપને આવી મળીશ."

રમેશે કહ્યું:—" હા, જરૂર આવીશ. પણ તમે આવવામાં ભૂલ કરશો નહિ."

પંડિતાણીએ પૂછ્યું:—" આપ કયારે આવશો?"

રમેશે જવાબ આપ્યો:—" રાત્રિનો દોઢ પ્રહર વીત્યા પછી."

પંડિતાણી બોલી:—" પણ હું તો તેનાથી વહેલી જ આવી પહોંચીશ."

રમેશે પૂછ્યું:—" કેમ?"

પંડિતાણીએ જવાબમાં જણાવ્યું:—" સવારમાં મારે કાટોયા જવાનું છે."

રમેશે પૂછ્યુંઃ—" સવારમાં ક્યારે જવાનું છે, વારૂ ?"

પંડિતાણી બોલીઃ—" ઘણું કરીને રાત્રિના બીજા પ્રહર પછી જવું પડશે."

રમેશે પૂછ્યુંઃ—" પણ કાટોયા જવાનું શું કારણ છે વારૂ ?"

" એક કેસ માંડયો છે." પંડિતાણીએ જવાબ આપ્યો.

રમેશે પુનઃ પૂછ્યુંઃ—" રાત્રિના પહેલા પ્રહરે આવતાં તમને કશી_અડચણ આવશે નહિ."

પંડિતાણી બોલીઃ—" હા, તે સમયે હું ઘણી જ ખુશીની સાથે આવી શકીશ."

રમેશે કહ્યુંઃ—" પણ તમે આવો ત્યારે મેં કહેલી ગોઠવણ કરતાં આવજો. મારે નિરાશ થવું ન પડે, એની ખાસ સંભાળ રાખજો. જો તમે મારૂં તે કાર્ય કરી આપશો તો હું તેના બદલામાં તમને પુષ્કળ ઇનામ આપીશ, તમારી દરિદ્રતાને દૂર કરીશ."

પંડિતાણીએ આ સાંભળીને એક પ્રકારનું મંદ હાસ્ય કર્યું. રમેશ તે હાસ્યના આશયને બહુ સારી રીતે સમજી ગયો. અને ત્યાર પછી તે પ્રસન્નચિત્તે ત્યાંથી રવાના થયો.

બીજે દિવસે રમેશ પંડિતાણીની સાથે મળવાને ઠેકાણે વેળાસર આવીને હાજર થયો. આજે તે વહાણમાં આવ્યો હતો, કારણ કે, તેણે આનંદપૂરથી બારોબાર કાટોયા જવાનો નિશ્ચય કર્યો હતો. બીજે દિવસે નિર્મળકુમારનો ઇન્સાફ થવાનો હતો. વહાણ જોઇએ તેવું ઉતાવળું ચાલતું નહોતું. તેમજ રમેશનું વહાણ ઘણું મોટું હતું. મધ્યરાત્રે રવાના થયા સિવાય સૂર્યોદય થતાં પહેલાં કાટોયા પહોંચવાનો સંભવ નહોતો.

ઘાટપર આવ્યા પછી રમેશને વધારે વાર થોભવું પડયું નહિ. પંડિતાણીએ સત્વર આવીને તેની મુલાકાત કરી. તે સમયે પંડિતાણી એકલી નહોતી, તેની સાથે બીજી એક ઘુમટો તાણેલી રમણી પણ હતી. રમેશની આજ્ઞાથી તે બન્ને સ્ત્રીઓને ખલાસીઓએ વહાણુપર ખેંચી લીધી. ત્યારપછી તેમની પાસે જઇ, તે ઘૂમટાવાળી સ્ત્રીને બરાબર તપાસી લીધા પછી રમેશ બોલ્યોઃ–જા, બાઇ ! તારૂં મારે કાંઇ પણ કામ નથી. જે તારા જેવું ઘૃણિત અને પાપમય જીવન વીતાડે છે, તે મારી દયાને પાત્ર છે. હું તેવા હતભાગી અને દુરાચારી મનુષ્યો પ્રતિ નિરંતર દયાની દૃષ્ટિથી જોતો આવ્યો છું અને

ભવિષ્યમાં પણ એજ પ્રમાણે વર્તીશ. તું નાહક દુઃખ વેઠીને અહીં આવી છે, તેના બદલામાં હું તને મને જે યોગ્ય લાગે તે આપું છું. પણ બાઇ, ભવિષ્યમાં આવાં કાળાં કામ ન થાય એની સંભાળ રાખજે. દ્રવ્ય જેવી એક તુચ્છ વસ્તુને માટે તું તારા પવિત્ર શીલ-ધર્મનો વિક્રય કરવાને શા માટે તૈયાર થઇ છે. ધર્મને બરાબર સાચવી રાખીશ તો દ્રવ્ય પોતાની મેળે મળતા રહેશે. પણ પાપથી મેળવેલો પૈસો કદાપિ ટકી શકશે નહિ. એક સાધારણ સુખને માટે તું તારા જીવનને નરકની ગહનગર્ત્તામાં નાખવાને શા માટે તત્પર થઇ છે? જો ધર્મનો આશ્રય ગ્રહણ કરી નીતિને રસ્તે ચાલીશ તો ભવિષ્યમાં અતિ સુખી થઇશ. જા, હવે હું તારી સાથે એક શબ્દ પણ બોલવા માંગતો નથી.”

આમ કહી રમેશે તેને કેટલાક રૂપિયા આપી વિદાય કરી. તે ચાલી ગઇ. એ જોઇને પંડિતાણી અજાયબીમાં પડી ગઇ. તેનું હૃદય ભયથી થરથર કમ્પવા લાગ્યું. પોતાની ગોઠવેલી બાજીને ધૂળમાં મળેલી જોઇ તેના મનમાં એક જાતની નિરાશાનો ઉદ્‌ભવ થઇ આવ્યો. તેણે અજાયબીની સાથે પૂછ્યું કે:-“કેમ રમેશ બાબૂ? આપના કહેવા મૂજબ હું આ ફૂલને લેતી આવી હતી, છતાં તેનો આપે અનાદર શા માટે કર્યો? મારા જેવી કુશલ માલણનો આશ્રય લેતી વેળાયે આપે જે શબ્દો ઉચ્ચાર્યા હતા, તે આપને સ્મરણમાં છે ખરા કે? જો મારૂં આવી રીતે અપમાન જ કરવું હતું, તો પછી આ બિચારી અબળાને અહીં શા માટે તેડાવી? પણ ફિકર નહિ, હવે હું પણ આહંથી વિદાય થાઉં છું. કારણ કે, તમને કોઇ પણ જાતની કદર જ નથી. આવી ગુલાબના ફૂલ જેવી સુંદરીને તમારા ઉપભોગ માટે લાવી આપવા છતાં, આપે તેનું જે અપમાન અને તિરસ્કાર કર્યો છે એને માટે મને બહુજ દિલગીરી થાય છે. જો હું પ્રથમથી જ આવું જાણતી હોત કે, આપ મારી સાથે દગાની બાજી ખેલવા માગો છો, તો હું કદાપિ આ નવોઢા સુંદરીને અહીં લાવ-વાનું સાહસ પણ કરત નહિ.”

રમેશ ક્રોધથી કમ્પિત થયેલા ભીષણ અવાજથી ગર્જના કરી બોલ્યો:-“પાપીયસી, ચાંડાલિની? હવે તું મારા પંજામાંથી છટકીને ક્યાં જવાની હતી? તું એક જારણી છે, પાપિણી છે. આજે મેં તને મારી બન્દી બનાવી છે. હવે હું તારો સહજમાં છૂટકો કરૂં તેમ નથી તે નથી જ.”

આ સાંભળીને પંડિતાણી સ્તંભિત થઇ ગઇ. તે આજ સુધીમાં અનેક ભદ્ર પુરૂષોના મનને રાજી કરી શકી હતી, અનેક શીલવતી લલનાઓના શીલવ્રતનો ભંગ કરી, રસાતળમાં મૂકી, પાપી, મૂર્ખ અને કુમાર્ગગામી પુરુષોને પ્રસન્ન કરી શકી હતી, પરંતુ આવો કઠોર પુરુષ તેને એક પણ મળ્યો નહોતો. તે વિસ્મિત નયનથી રમેશના મુખ ભણી જોઇ રહી. રમેશે પુનઃ કહ્યું:-"પાપિણી પંડિતા! હું તારાં બધાં પાપોને બહુ સારી રીતે જાણી ગયો છું. આનંદપૂરની અનેક સરળ અને ભોળી ભામિનીઓને ભરમાવી, ફોસલાવી, લલચાવી તેં તેમના ધર્મનો નાશ કરાવ્યો છે. ઘણા ઘણા ધનાઢયોના મૂર્ખ તેમ જ પાપપરાયણ પુત્રોના ધનની બરબાદી કરાવી તેં તેમને વારાંગનાના વિલાસમાં, સતીઓના શીયળનો નાશ કરવામાં તથા અનાચારનો અવધિ કરવામાં પ્રવૃત્ત કર્યા છે. તારાં તમામ કારસ્થાનો મારાથી અજાણ્યાં નથી. આજથી ત્રણ માસ પહેલાં એક દિવસ મધ્યરાત્રે તેં તારા ઘરમાં એક પુરુષના હાથથી એક પતિવ્રતા પ્રમદાનું ખૂન કરાવી તારા આંગણામાં દટાવી દીધી છે, એ વાત પણ મારાથી છાની રહેવા પામી નથી. તેં ધર્મવતી લલનાનો નાશ કરાવી તું ભયંકર ધર્મઘાતિની થઇ છે, એનું ફળ તને થોડા જ વખતમાં મળી રહેશે. પિશાચિની હું કોણ છું, તે તું જાણે છે? હું વિશાળપૂરનો જમીનદાર રમેશરાય છું. મારા પંજામાંથી તારો હવે છુટકારો થવાનો નથી. તારી સાથે મારે કેટલીક ખાનગી વાતો કહેવાની છે તથા તારી પાસેથી એક ગુપ્ત વિષયની બાતમી મેળવવાની છે. એટલા માટે જ તને અહીં બોલાવવામાં આવી છે. જો તું એક પણ અસત્ય શબ્દનો કરીશ ઉચ્ચાર તો આ સ્થળે અને આ ક્ષણે જ થશે તારો સંહાર!"

પંડિતાણી આથી થરથર કમ્પવા લાગી. તેના શરીરમાં કમ્પનો એટલી સીમા પર્યન્ત સંચાર થયો કે, તેના યોગે તે નીચે ગબડી પડી. તે સમયે તે પાપમયી પંડિતાણી પોતાના મનમાં ને મનમાં જ દુર્ગા, કાળી, રાધાવલ્લભ આદિ દેવતાઓને સંભારવા લાગી; બૂમ પાડવાનું સાહસ કરી શકી નહિ. કારણ કે, તેની પાછળ ચાર બળવાન દરવાનો ઉભા હતા અને સ્હામે કાળના પણ કાળ સમાન યમને પણ થરથરાવી દે તેવો મહાબળવાન રમેશરાય ઉભો હતો.

ગંગાના ઉછળતા જળમાં ભયંકર ગર્જના કરતું વહાણ દક્ષિણ દિશામાં ચાલવા માંડયું. સ્વામીથી ત્યજાયલી રમણીની પેઠે દુઃખો-

નિશ્વાસથી કમ્પતું અને આંખોના આંસુને બન્ને બાજૂએ રહેવડાવતું વહાણુ વાયુવેગે દોડવા માંડયું. તેણે રસ્તામાં આવતાં અનેક ગામોની કશી પણ પરવાર ન કરતાં એકદમ ચાલવા જ માંડયું.

આષાઢ માસ હતો, આકાશમાં વાદળાં ચઢી આવ્યાં હતાં અને નદીમાં ભયંકર તૂફાન ચાલી રહ્યું હતું. તેમ છતાં વાદળાં તેટલાં બધાં ઘનઘોર નહોતાં, તૂફાન પણ જેવું જોઇએ તેવું ભયંકર નહોતું. કૃષ્ણ પક્ષની અષ્ટમીનો ચંદ્રમા ધીમે ધીમે આકાશમાં પોતાનો વિસ્તાર કરી રહ્યો હતો. પણ અત્યારે ચંદ્રમાનું તેવું રૂપ નહોતું, તેવી રમણીયતા નહોતી. અનુતાપથી પીડાયલી વૃદ્ધ વેશ્યાની પેઠે મનના દુઃખથી સૂકાઇને શુષ્ક અને કુરૂપ બની ગયો હતો. તે શુષ્ક મુખથી એક પ્રકારનું હાસ્ય કરીને ચંદ્રમાએ એકીનજરે પૃથ્વી તરફ દૃષ્ટિપાત કર્યો. પૃથ્વી પણ સહજ હસી પડી. પરંતુ તે હાસ્ય મ્લાન અને સંકોચપૂર્ણ હતું. પૃથ્વીનું તે હાસ્ય જોઇને ચંદ્રમાના હૃદયપર આઘાત થયો. કલંકહીન કૌમાર સમયે જ્યારે તે પૃથ્વીને હસાવતો, નચાવતો, તે સમયની વાત તેના મનમાં સાંભરી આવી. સ્મૃતિની જ્વાળાથી દગ્ધ થઇને તેણે પોતાના મુખને વાદળાંની ઓટમાં છૂપાવી દીધું; છેવટે તે રડી પડયો. રમેશ ડૅકપર બેઠો હતો, પણ વરસાદ આવતો જોઇ તે ઓરડામાં જઇ બેઠો. ત્યારપછી પંડિતાણીને ત્યાં આગળ બોલાવીને તેણે તેની ખબર લેવા માંડી. તેણે કહ્યું:–" પંડિતાણી, હવે તો તું સમજી શકી હશે કે, નિર્મળ બાબૂ મારા શા સગા થાય છે? તેમને તારા કારસ્થાનમાંથી છોડાવવા માટે જ હું અહીં આવ્યો છું. તેમનો ઉદ્ધાર કરવા જતાં કદાચિત્ તારા જેવા દશ બાર પાપીઓને આ ગંગાના જળમાં ડૂબાવી મારવાં પડશે તો તેમ કરવામાં પણ હું કદાપિ પાછો હઠીશ નહિ, લેશમાત્ર પણ સંકુચિત થઇશ નહિ, પણ હવે જે વાત બની હોય તે ખરેખરી કહી દે. જો જૂઠું બોલીશ તો જીવથી મારી જઇશ."

પંડિતાણી કશો પણ જવાબ આપી શકી નહિ; તે નિરુત્તર જ રહી. એ જોઇને રમેશ બોલ્યો:–" ખોટી અને બનાવટી વાતો કહી કોઇને ધમકાવાની મારી ટેવ જ નથી. જો બધી વાત કહેવાની તારી ઇચ્છા ન હોય તો, સ્પષ્ટ રીતે ના કહી દે, કે, જેથી મારા આ બળવાન દરવાનોદ્વારા તને તરત જ આ પવિત્ર ગંગાના જળમાં પધરાવી દઉં. હું ધર્માત્મા અને સત્યપ્રિય મનુષ્ય પ્રત્યે જેવો દયાળુ છું. તેવો જ અથવા તો તેનાથી પણ વિશેષ પાપી અને અસત્યવાદી

મનુષ્યપ્રતિ કઠોર અને ઘાતકી છું. આ સ્થળે તારી રક્ષા કરવા આવે એવી એક પણ વ્યક્તિ હાજર નથી. માટે જે કાંઇ સત્ય બીના હોય તે જણાવી દે. જો જૂઠી અને બનાવટી વાત કહી મને છેતરવાનો ઉપાય કરીશ, તો યાદ રાખજે કે, આ ગંગાના જળમાં ડૂબી મરવા સિવાય તારો એક પણ ઉદ્ધાર નથી. હું હવે તારી સાથે વ્યર્થ વિવાદ કરવાની ઇચ્છા રાખતો નથી, માટે જે કાંઇ સત્ય હોય તે સત્વર જણાવી દે.”

પ્રાણ જવાના ભયથી પંડિતાણી રડી પડી, અને રડતાં રડતાં તેણે ધીમે ધીમે આદિથી અંત સુધીની બધી વાતો રમેશની પાસે જણાવવા માંડી. તે સાંભળીને રમેશ વિસ્મિત થયો. તેણે વિચાર્યું કે;–“હાય! પૃથ્વીપર પાપનો પ્રચાર કરનારાં હતભાગિ મનુષ્યો પોતાના ક્ષણિક અને નશ્વર સ્વાર્થમય જીવનને માટે કેવાં કેવાં કાળાં કામો કરે છે. અરે આ દુનિયા પણ કેટલી બધી આંધળી છે કે, તેવા પાપમાં લિપ્ત થયેલાં શયતાનરૂપ માનવોના કહેવા પ્રમાણે દોરાઇને સત્યવાદી અને ધર્મભીરુ મનુષ્યોને અપરાધી ઠરાવી તેના પર કલંકની વૃષ્ટિ વરસાવે છે. સત્ય અસત્યના આવરણમાં ઢંકાઇ જાય છે અને અસત્યનો વિજય થાય છે! હાય! છતી આંખે જોવા છતાં પ્રપંચના પૂતળાંરૂપ માનવ પોતાના માનવબંધુઓનો સંહાર કરવાને શા માટે તૈયાર થતાં હશે. સહુ કોઇ એટલું તો અવશ્ય જાણે છે કે, આ સંસાર અસાર છે, મૃત્યુના જેવી શાશ્વત અથવા અવિચળ એક પણ વસ્તુ નથી, છતાં મનુષ્યો સંસારની એ અસારતાને સારમય શા માટે માની લેતાં હશે? એ મૃત્યુની શાશ્વતતાનું વિસ્મરણ કરી, જીવનની નશ્વરતામાં શા માટે લુબ્ધ બની જતાં હશે? સંસાર ત્યાગીને આજે, કાલે કે ચાર દિવસ પછી સર્વને મરણના મુખમાં તો જવાનું જ છે, છતાં હતભાગી માનવો એ બધું ભૂલીને પોતાના આત્મવત્ ભાઇ-ભગિનીઓના જીવન સર્વસ્વનો સંહાર કરવા માટે કેમ તત્પર થતાં હશે? લક્ષ્મી, સત્તા કે વસુધા કોઈનાં રહ્યાં નથી અને રહેવાનાં પણ નથી, એમ જાણવા છતાં, તેને પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષાથી મૂર્ખ માનવીઓ અન્ય પવિત્ર, સરળ અને ભોળાં માણસોનાં દ્રવ્યનું અપહરણ કરવા, સત્તાને છીનવી લેવા તથા વસુધાપર પોતાનું આધિપત્ય સ્થાપવાની મૂર્ખ મહત્ત્વાકાંક્ષી માનવો ઇચ્છા પણ શા કારણથી કરતા હશે! વાસના મનુષ્યના આત્માને ઉન્નતિના શિખરપરથી અવનતિના ઉંડાણમાં લાવી મૂકે છે, એ સર્વ કોઇ સારી રીતે જાણે છે,

છતાં પાપમયી કુલાલમાને વિકારી મનુષ્યો શા કારણથી વશીભૂત થતાં હશે !"

"શું આ સર્વ કારણોથી જ પંડિતો અને વિદ્વાનો સંસારને પ્રપંચના સ્થાન તરીકે વર્ણવી ગયા હશે? આ કારણથી જ ઈશ્વર મનુષ્યને અવનીપર અવતાર આપતો હશે? કરેલાં કર્મનું ફળ ભોગવવાં પડે છે, એમ સર્વને વિદિત છે, છતાં માનવો પિશાચી વૃત્તિને કોણ જાણે કયા કારણથી આધીન થઇ જાય છે અને સાક્ષાત્ શયતાનના શાગિર્દ થવાનું પણ પસંદ કરી લે છે. ત્યારે શું નિર્મળકુમાર અને સોહાગપર આ સર્વ નિરર્થક આક્ષેપો જ મૂકવામાં આવ્યા હશે. ઇર્ષ્યાકુટિલ સંસારીઓએ દુનિયાની દૃષ્ટિમાં તેમને વિનાકારણ વગોવ્યાં હશે? હા-હા, અવશ્ય તેમજ હશે. નિર્મળના નિર્મળ ચારિત્ર્યમાં કલંકનો આવિર્ભાવ હોવો સર્વથા અસંભવિત છે. કદાચ ઇંદ્રાદિ દેવો ચારિત્ર્યથી ચળિત થયા હશે અથવા થશે, પણ નિર્મળ તો થયો નથી અને થશે પણ નહિ."

આ પ્રમાણે વિચાર કરી થોડીવાર સુધી શાન્ત રહ્યા પછી રમેશ બોલ્યો:-"શું તું આ સર્વ સત્ય જ કહે છે? કોઇ પણ વાતને છૂપાવી તો નથી રાખતી ને?"

પંડિતાણીએ જવાબમાં જણાવ્યું:—"હું માતા કાલિકાનું નામ લઇને કહું છું કે, મેં આપને જે કાંઇ વાતો કહી છે, તે બધી સર્વથા સત્ય જ છે. એમાં અસત્યનો અંશ માત્ર પણ નથી. તેમજ એવી કોઇ મહત્ત્વની વાતને છૂપાવી રાખવાનું પણ મેં સાહસ કર્યું નથી. રમેશરાય! મનુષ્ય પાપ કરે છે, પણ તે પાપનો અમુક એક છેડો હોય છે. આજે મારા પાપનો પણ અંત આવી ગયો છે. હું હવે ખુલ્લી આંખે જોઇ શકું છું કે, મનુષ્ય પોતાના કોઇ પણ પાપને છૂપાવી શકવાને અશક્ત જ છે. પાપ કરનાર પાપ કરતી વેળાયે એમ જ ધારી લે છે કે, મારૂં પાપ કદાપિ પ્રકટ થવાનું નથી. પણ હું મારા અનુભવ પ્રમાણે એમ જ કહું છું કે, પાપ છૂપાવ્યું છૂપતું નથી, પોતાની મેળે જ પ્રકટ થઇ જાય છે. હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે, હવેથી હું આવા પાપમાં કદાપિ લિપ્ત થઇશ નહિ."

રમેશે એક વિલક્ષણ પ્રશ્ન રજૂ કર્યો:—"નિર્મળ અને સોહાગની વચ્ચે કોઇ પણ જાતનો ગુપ્ત પ્રેમ છે ખરો કે? તેમનામાં કોઇ પણ પ્રકારનો વિકાર વ્યાપ્યો છે કે?"

"હા, તેઓ એક બીજાં ભાઇ બ્હેન પ્રમાણે વર્તે છે. નિર્મળ સોહાગને પોતાની સહોદરા ગણે છે અને સોહાગ નિર્મળને પોતાના માના જણ્યા ભાઇ સમાન ચાહે છે. આ સિવાય તેમનામાં કોઇ પણ પ્રકારનો સંબંધ છે જ નહિ. ભાઇ અને ભગિની વચ્ચે જેવો આદર્શ સ્નેહ હોવો જોઇએ, તેવો જ અથવા તો તેનાથી પણ વિશેષ આદર્શ અને પવિત્ર સ્નેહ તેમનામાં રહેલો છે. નિર્મળ સાક્ષાત્ દેવતા છે અને સોહાગ પવિત્રતાના અવતારરૂપ સતી સીતાના સમાન પવિત્ર દેવી છે. તેમના ચારિત્ર્યમાં કોઇ પણ પ્રકારના કલંકનો સંચાર થવા પામ્યો નથી. તેમનાં નેત્રોને દુષ્ટ વિકાર સ્પર્શ પણ કરી શકયો નથી."

રમેશે પૂછ્યું:-"તે સિવાય બીજું કશુંય નથી ?"

પંડિતાણીએ જવાબ આપ્યો:—"રમેશરાય, હું મનુષ્યના ચારિત્ર્યની ખરી પરીક્ષક છું, પરીક્ષા કરવી એ મારી નિત્યની પ્રકૃતિ છે. હું મનુષ્યને તેની આંખમાંથી ઓળખી શકું છું. નિર્મળ અને સોહાગને માટે મેં જ્યાં સુધી તપાસ કરી છે, તેમને માટે જ જે જે વાતો સાંભળી છે તથા તેમની પવિત્રતાને પ્રત્યક્ષ નિહાળી છે, તે પરથી હું સ્પષ્ટ કહી શકું છું કે, તેમના જેવાં આદર્શ મનુષ્યો આ વિશ્વમાંથી વિરલજ મળી આવશે. સોહાગના સમાન સાધ્વી અને સદ્દગુણી બાળા સંસારમાંથી ભાગ્યેજ પ્રાપ્ત થશે. તેમ જ નિર્મળ જેવા નરરત્નો મળવા પણ મુસ્કેલ થઇ પડશે. ખરેખર જો પવિત્રતાનો આદર્શ જોવો હોય તો તેમના ચારિત્ર્યપરથી જ મળી આવશે. તેઓ પવિત્રતાના અવતાર છે."

"પણ નિર્મળ બાબૂ વિશે તું જે કાંઇ કહે છે તે બધું શું સર્વ સત્ય જ છે ?" રમેશરાયે પૂછ્યું.

"હા, તે પ્રત્યક્ષ દેવતા છે. જો લક્ષ્મણ દેવના ચારિત્ર્યમાં કલંકનો સંભવ હોય તોજ નિર્મળના ચારિત્ર્યના સંબંધમાં શંકા લાવી શકાય તેમ છે. તેના જેવો પવિત્ર પુરુષ મારી આખી જીંદગીમાં મેં જોયો નથી. તેના સમાન શાન્ત, નમ્ર અને સદ્દગુણી પુરુષ બીજો કોઇ હશે કે કેમ, એની પણ મને તો શંકા જ છે. રમેશરાય, તે દેવતાના સંબંધમાં હવે તમારી જે શંકા હોય તેને દૂર કરો." પંડિતાણીએ કહ્યું.

રમેશે પૂછ્યું:—"ત્યારે તે દેવતાને તું જેલમાં મોકલવા માટે કેમ તૈયાર થઇ હતી વારૂ ?"

"તે મારા દુર્ભાગ્યનું જ કારણ હતું. હવે મને મારા એ કુકર્મનો પૂર્ણ પશ્ચાતાપ થાય છે. તેમના પર મેં જે કલંકનું આરોપણ કર્યું છે, તેથી હું રવરવ નરકની અધિકારિણી થઇ ચૂકી છું. પાપમાર્ગની પ્રવાસિની બની ચૂકી છું. રમેશરાય! મને મારૂં તે પાપ હવે થરથર કંપારી છોડાવે છે. મારા હૃદયમાં પ્રજ્વળેલો પાવક મને બાળીને ખાખ કરતો જાય છે." પંડિતાણીએ શોકાન્વિત સ્વરથી કહ્યું.

રમેશે કહ્યું:—"તેં પોતે જ જે કાળુ કામ કર્યું છે, એમાં તારા ભાગ્યનો દોષ શા માટે દે છે? કરેલા કર્મનો પશ્ચાતાપ કરતાં પહેલાં તે કર્મના ફળનો વિચાર કેમ ન કર્યો? દીવો લઇને કૂવામાં પડયા પછી અન્યને દોષ દેવાથી કદાપિ સુપરિણામ આવતું નથી, એમ જાણવા છતાં તું એવું પાપમય કર્મ કરવાને શા માટે તૈયાર થઇ હતી? કર્મ કરતાં પહેલાં વિચાર કેમ નહોતો કર્યો?"

પંડિતાણી બોલી:—"મેં પોતે કાંઇ પણ કર્યું જ નથી. પણ મને લોભ બતાવી, ધમકાવી ફોસલાવીને બીજી કેટલીક પાપપ્રતિમાઓએ આ કાર્ય કરવામાં સામેલ કરી છે. પણ રમેશરાય, વસ્તુતઃ આ અપરાધની કારણીભૂત હું નથી. મેં મારા પોતાના હાથથી આ પાપવૃક્ષ રોપ્યું નથી. એ વૃક્ષના રોપનારા બીજા છે, હું તો માત્ર પાણી સીંચનારી જ છું. જો તમારી એવી ધારણા હોય, તેમાં તમારી ભૂલ થાય છે. અલબત્ત, એ કાર્યમાં મેં જેટલે અંશે ભાગ લીધો છે, તેટલે અંશે હું પાપની ભાગીદાર તો અવશ્ય છું જ અને તેનું ફળ પણ મારે અવશ્ય ભોગવવું જ પડશે. પણ તેથી બધાં પાપોની કરનારી હું માત્ર એક જ નથી. એમાં બીજા કેટલાક કર્મચંડાળોનો પણ ભાગ છે."

"ત્યારે તને આ કાર્યમાં કોણે કોણે સામેલ કરી છે વારૂ?" રમેશરાયે પૂછ્યું.

"કેદારરાય અને તેવા જ બીજા એક ભદ્રપુરુષે." પંડિતાણીએ સાચેસાચો જવાબ આપી દીધો.

"તે પુરુષ કોણ છે વારૂ?" રમેશરાયે આતુરતાથી પૂછ્યું.

"અમરીશ બાબુ!" પંડિતાણીએ જવાબમાં જણાવ્યું.

"તેમણે તને શેનો લોભ બતાવ્યો હતો વારૂ?" રમેશરાયની આતુરતા વધવા લાગી.

"મને એક સો રૂપિયા આપવાની તેમણે શરત કરી હતી." પંડિતાણીએ ભેદ ખોલવા માંડયો.

"અગાઉથી તેમણે તને કાંઇ રૂપિયા આપ્યા છે ખરા કે ?" રમેશે આગ્રહપૂર્વક પૂછ્યું.

"હજી તો માત્ર પચીસ રૂપિયા જ આપ્યા છે. બાકીના રૂપિયા કેસ પત્યા પછી આપવાનો વાયદો કર્યો છે." પંડિતાણીએ જેવી હતી તેવી બીના કહી બતાવી.

"બહુ સારૂં. હું તને એકસો બદલે પાંચસો રૂપિયા આપીશ. પણ તારે મારા કહેવા પ્રમાણે વર્ત્તવું પડશે. પ્રથમ હું તને જે કાંઇ વાતચીત કહું, તે બરાબર ધ્યાનપૂર્વક સાંભળી લે." રમેશે કહ્યું.

આમ કહીને રમેશે તે જ ઘડીયે પંડિતાણીને કેટલોક ઉપદેશ આપ્યો. ઉપદેશ પ્રમાણે કાર્ય કરવાને પંડિતાણી સમ્મત થઇ. રમેશે વધારામાં કહી સંભળાવ્યું કે;–"હું હમણાં તને બસો રૂપિયા આપું છું, પરંતુ સાવધાન, મારી સાથે દગો અથવા શઠતા કરીશ નહિ. મને છેતરવાનો પ્રયત્ન પણ કરીશ નહિ. જો મારી સાથે કોઇ પણ જાતના દગાની બાજી ખેલીશ તો, હું તરત જ તને આલોકમાંથી પરલોકની નિવાસી બનાવી દઇશ. મારા સપાટામાંથી તારી કોઇ પણ મનુષ્ય રક્ષા કરી શકશે નહિ. પણ હા. જો તું મારા કહેવા મૂજબ કરતી આવીશ તો હું તને પાંચસોને બદલે હજાર કે તેથી પણ વધારે રૂપિયા આપવાની ઉદારતા બતાવીશ. તારી સઘળી દરિદ્રતાને દૂર કરી આપીશ."

પંડિતાણીએ કહ્યું:—"મહારાજ, હું ઘણા દિવસ થયાં આપનું નામ સાંભળતી આવી છું. આપના સમાન પરાક્રમશાળી પુરુષની સાથે શઠતા કરવાનું મારામાં સામર્થ્ય જ નથી; મારી ઇચ્છા પણ નથી. હવે હું મારા દગા, પ્રપંચ, કારસ્થાન આદિ સર્વ પાપમય કાર્યોને તિલાંજલિ આપવા ઇચ્છું છું. દુનિયામાં રહી બહુ બહુ કાળાં કામ કર્યાં છે, હવે તેનાપરથી મારી આસક્તિ ઉઠી ગઇ છે. કોઇ પણ વસ્તુનો અતિરેક સારો નથી; કારણ કે:–"**अति सर्वत्र वर्जयेत**" અતિ સર્વનો નાશ કરે છે. સંસારમાં રહી જે જે કારસ્થાનો રચ્યાં છે, દગાબાજીઓ ચલાવી છે, તેનો ઇન્સાફ ઈશ્વરના દરબારમાં અવશ્ય થશે જ, એવો વિચાર કરી તે કલંકની કાલિમાને ધોવા માટે હું ધર્મમંદાકિનીને હૃદયમાં આપ વિરુદ્ધ પડશો એટલે અમરીશ બાબૂ અથવા કેદારરાય આદિ કોઇની પણ શક્તિ નથી કે, જે મારી રક્ષા કરી શકે. આપ વારિધિ છો, તે ખાબોચિયાં છે. આપ દયાના અવતાર છો, તેઓ નિષ્ઠુરતાના આકાર છે. આપ

ધર્મધારક ધીર છો, તેઓ પાપ પ્રચારક શયતાનો છે. હવે હું તેમના પક્ષમાં રહેવા ઇચ્છતી નથી. આપની પાસેથી હું પ્રથમ પૈસા લેવા ઇચ્છતી નથી. આપના કાર્યમાં આપ જ્યારે ફળીભૂત થાઓ અને ઇશ્વર જ્યારે આપને યશ આપે ત્યારે, આપ આપની ઇચ્છામાં આવે તે આપશો, તો તેથી મને પૂરતો સંતોષ થશે.”

એ સમયે રમેશે ઓરડાની બારીમાંથી જોયું કે, એક ઘણી જ નાની હોડી પોતાના વહાણને ઓળંગીને આગળ ચાલી ગઇ છે. તે સમયે વરસાદ બંધ થયો હતો, આકાશમાંથી વાદળાં દૂર થયાં હતાં. ચંદ્રમાના પ્રકાશે ગંગાના વક્ષને સહજ પ્રકાશિત કર્યું હતું. તે પ્રકાશમાં હોડીને એકદમ ઉતાવળી ચાલથી ચાલતી જોઇને રમેશે એક નાવિકને આજ્ઞા કરી કેઃ–“ચાલ, વહાણને જલદી ચલાવ. જો, પેલી હોડી કોની જાય છે? તે હોડી પાસે એકદમ વહાણને લઇ ચાલ.”

નાવિકે વહાણને એકદમ હંકારી મૂકયું, અને રમેશના પ્રશ્નના જવાબમાં જણાવ્યું કેઃ–“બાબુસાહેબ! એ હોડી વધુગ્રામના જમીનદાર નિર્મળકુમારની હોય, એમ જણાય છે.”

રમેશે ફરીવાર ખારવાઓને હુકમ કર્યોઃ–“જેમ બને તેમ જલ્દી એ હોડીને પકડી પાડો.” ખલાસીઓ ધીમે ધીમે આવી પોતપોતાની જગાએ બેસી ગયા. તેમને ઉત્તેજિત કરવા માટે રમેશે પોતે બહાર આવી વહાણનું સૂકાન પકડયું. વહાણ વાયુવેગે દોડવા માંડયું. આ પ્રમાણે થોડીવાર સુધી દોડાદોડી કર્યા પછી રમેશ એકાએક શબ્દ સાંભળી શકયો. તે સાંભળીને તેણે વિચાર્યું કે, જળના ઉંડાણમાં કોઇ મોટો પદાર્થ ગબડી પડયો છે. રમેશ સાવધતાથી ચારે તરફ પોતાની ચંચળ દૃષ્ટિ દોડાવીને જોવા લાગ્યો. સહસા એક જળમાં તણાતો પદાર્થ તેની નજરે પડયો. એ જોઇને તેના મનમાં તરતજ ખાત્રી થઇ આવી કેઃ–“એ કોઇક મનુષ્યનું શરીર તણાઇ રહ્યું છે.” ત્યાર પછી તે સ્થિર રહી શકયો નહિ. તરતજ તે ગંગાના અગાધ જળમાં કૂદી પડયો.



# નવમ પરિચ્છેદ

## પાપનું પરિણામ

" જાતે અઘ દુઃખ જ્ઞાન તહુ ફિર ફિર કયો કૃતિ વેહિ;
અશકય બનિ કરતા નતું, હરિ ઇચ્છા હે એહિ;
અભલ કાહુકોં હરિ ન કરિ–તૂં તોં ધરકોં દાસ;
દીખત અભલ હિત ગૂઢ પ્રભુ તૂં ધરિ દૃઢ વિશ્વાસ;
ઇક દુ બેર કછુ ડરિ બચ્યોં, પૈં કિત સદા બચાવ;
પ્રકૃતિ પલટની હાથ હરિ, તેરોં કછુ હુ ન દાવ.

**દયારામ**

**રમેશ** જ્યારે ગંગામાં કૂદી પડયો હતો. ત્યારે રાત્રિના બે પ્રહર વીતી ગયા હતા. તે બે પ્રહર રાત્રિ વેળાયે **વિજુ** વિશાળપૂરના ભવનમાં શય્યામાં સૂતી સૂતી તરફડીયાં મારી રહી હતી. તેને જરાપણ ચેન પડતું નહોતું.

ઓરડામાં બીજું કોઇ નહોતું; **વિજુ** માત્ર એકલીજ હતી. દીપદાનીમાં ઉજ્જવલ દીપક પ્રજળી રહ્યો હતો. દ્વાર બંધ હતાં, પરંતુ આગળિઓ વાસવામાં આવ્યો નહોતો; વિજુએ ઊઠીને તેને બંધ પણ કર્યો નહોતો. ઘણું કરીને તે ભૂલી ગઇ હતી અથવા તો કોઇ પણ પ્રકારનું ખાસ કારણ ન જોવાથી તેણે તેને ખુલ્લોજ રહેવા દીધો હતો. એ પ્રમાણે ઘણીવાર તે ખુલ્લોજ રહ્યા કરતો હતો અને આજે પણ તેમજ થયું હતું.

આ પહેલાં આ સ્થળે અમારે અમારા વાચકોને એક વાર્તા કહી દેવાની ખાસ અગત્ય છે, કે **હારાણ** તે સમયે ફરીવાર વિશાળપૂર આવી પહોંચ્યો હતો. **જયોત્સ્નાએ** તેને તેડાવી લીધો હતો. **જયોત્સ્ના** વિલને મેળવવાની પ્રબળ ઇચ્છા રાખતી હતી અને **હારાણ** વિજયાને પોતાની પ્રાણેશ્વરી બનાવવા માટે વ્યાકુળ બની ગયો હતો. પરંતુ ઉભયના ભાગ્યમાં કશું પણ મળી શકયું નહોતું. તેમના તેને મેળવવાના અનેક યત્નો વ્યર્થ ગયા હતા. **વિજુના** દર્શનની અભિલાષાથી **હારાણ** શિકારમાં લુબ્ધ થયેલા વ્યાધની પેઠે ચારે તરફ ભટકયા કરતો હતો. પરંતુ ક્યાંય પણ **વિજુનો** મેળાપ થઇ શકતો નહોતો. **વિજુ** હવે શયનગૃહમાંથી બહાર નીકળતી

નહોતી, તેથી હારાણુ તેને જોઇ પણ શકતો નહોતો. ન જોઇ શકવાથી હારાણુ અત્યંત વ્યાકુળ થઇ ગયો હતો. વિજુનું અતુલનીય સૌંદર્ય નિરખવા માટે તેનાં વિકારી નયનો અતિશય આતુર અને આકુળ બની ગયાં હતાં.

ગંભીર અને ભયંકર રાત્રિ હતી, સર્વ વિશ્વ ઘોર નિદ્રાને આધીન થયું હતું. ફક્ત વિજુને ઉંઘ આવતી નહોતી તથાપિ વચ્ચે ઝોકાં આવતાં હતાં. પણ તે તરત જ ભયંકર સ્વપ્ન જોતાંની સાથે જ ભાંગી જતાં હતાં. વિજુએ એકવાર એવું સ્વપ્ન જોયું કે જાણે તે નિર્મળની સાથે પૃથિવીથી ઘણે દૂર, આકાશપર ફુલના હાર પહેરી ગળામાં પુષ્પમાળાઓ ધારણ કરી ફૂલમય આકાશમાં પ્રફુલ્લમનથી ભ્રમણ કરી રહી છે. એ સમયે નિર્મળ બોલ્યો કેઃ—" વિજુ! તને અહીંથી નીચે ફેંકી દઉં છું." એ સાંભળી વિજુએ નીચે નજર કરી જોયું, તો જણાયું કે ઉછળતા ભીષણ તરંગોવાળો અને સીમા વગરનો સમુદ્ર આવેલો છે. એ જોઇને તે બોલીઃ—" ફેંકી દો, એમાં મને કશી હાનિ થવાની નથી; પરંતુ મને તમારાથી અળગી કરશો નહિ. તમારી સોબતથી વિખૂટી કરશો નહિ. " નિર્મળે તેના પ્રત્યુત્તર રૂપે કહ્યું કેઃ—"આવ, ત્યારે આપણે બન્ને જણાં ઝંપાપાત કરીએ—કૂદી પડીએ."

એક કહી તેઓ બન્ને કૂદી પડયાં.

ત્યાર પછી વિજુની નિદ્રાનો પણ તરતજ ભંગ થયો. તેણે આંખો ઉઘાડી જોયું તો તેને પોતાના પગ પાસે કોઇ એક મનુષ્ય ઉભેલો જણાયો. એ જોઇને વિજુને ભ્રમ થયો. કારણ કે તે સમયે તેની ઉંઘનું ઘેન જોઇએ તેવું દૂર થયું નહોતું.

વિજુ બોલીઃ—" તમે કોણ છો? શું તમે જ મારા સ્વામી છો? એટલે બધે ઉંચેથી અહીં શા માટે કૂદી પડયા છો? મારાં હાડકાં ભાંગીને ચૂરેચૂરા થઇ ગયા છે. મારામાં હવે ઊઠવાની પણ શક્તિ રહી નથી. એકાએક આવી નિર્દયતાથી મને શા માટે ફેંકી દીધી? અરે! તમે પણ શા કારણથી કૂદી પડયા? શું તમને તમારી જાતપર પણ દયા ન આવી?"

પણ કશોય જવાબ મળ્યો નહિ. તેના પગ પાસે જે મનુષ્ય ઉભો હતો, તે હારાણુ હતો. તે એકદમ આવેગપૂર્વક બોલી ઉઠયો કેઃ–" હું તારો સ્વામી નથી, પણ હા. સ્વામી થવાની આંકાક્ષા તો અવશ્ય રાખુંજ છું. જે નિર્મળ તારા જેવી રમણી રત્નને પગ તળે

કચડી નાખે છે, તારો તિરસ્કાર કરવા માટે અન્ય રમણીમાં આસક્ત થયો છે, તેવા નિષ્ઠુર અને પત્નીઘાતક નિર્મળ થવાની મારામાં શક્તિજ નથી. નિર્મળ ઘોર પાપી છે, હું ધર્મનો અવતાર છું. નિર્મળ રમણીના હૃદય પર આઘાત કરે તેવો નિષ્ઠુર છે, હું તેને આનંદમાં રાખું તેવો દયાળુ છું."

વિજ્જુ હારાણની આવી વાર્ત્તા સાંભળતાંની સાથે જ પલંગપર ઉઠી બેઠી થઇ. આંખો ઉઘાડી તેણે એકવાર બરાબર જોઇ લીધું. તે સમયે ઓરડામાં ઉજ્જવળ દીપકનો પ્રકાશ પડતો હોવાથી તે હારાણને સ્પષ્ટ જોઇ શકી. તેને ઓળખતાંની સાથે જ વિજ્જુનું મુખ ક્રોધ અને ઘૃણાથી લાલચોળ થઇ ગયું. તે ક્રોધના આવેશમાં આવીને ગંભીર સ્વરથી બોલી કેઃ–"તું અત્યારે અહીં શા માટે આવ્યો છે? તારા અપવિત્ર શરીરને મારા પુણ્યનિકેતનમાં શા માટે લાવ્યો છે? જા, અહીંથી એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વિના ચાલ્યો જા."

હારાણે કહ્યુંઃ—"હું તો મારા આ અપવિત્ર દેહને તારા જેવી દેવીના દર્શનથી પવિત્ર કરવા આવ્યો છું. તારા સંયોગથી મારા પાપનો વિનાશ કરવાની આશાથી જ હું આવ્યો છું."

વિજ્જુએ કહ્યુંઃ—"જા, અહીંથી દૂર થા. હું તારી એક પણ વાત સાંભળવા માગતો નથી."

હારાણ બોલ્યોઃ—"દૂર થવા આવ્યો નથી, તને મળવા આવ્યો છું. તારી આ મનોમોહિની મધુર મૂર્ત્તિનાં દર્શન માટે જ મારી પધરામણી થઇ છે."

વિજ્જુએ પૂછ્યુંઃ—"શું ત્યારે તને તારા અપમાનનો ભય નથી?"

હારાણ જરા હસીને બોલ્યોઃ—"અપમાનનો ભય? અને તે પણ મને? વિજ્જુ? તું અપમાનનો ભય કોને બતાવી રહી છે? માન શું અને અપમાન શું એનો વિચાર કરવાની શક્તિ પણ મારામાંથી તને જોતાંની સાથે દુર થઇ જાય છે. તારા જેવી અલોક સામાન્યા સુંદરીના કઠોર શબ્દો પણ મૃદુતાનું કામ કરે છે. તારી મૃદુ વાણી, વિલક્ષણ હાવભાવ આદિ સર્વ જોવાની અને સાંભળવાની આકાંક્ષા જ મને નિરંતર રહ્યા કરે છે. કદાચ મારૂં મૃત્યુ થશે તો પણ હું આ સ્થાનને છોડી શકીશ નહિ. તારા જેવી ઉજ્જવળ પ્રકાશમયી પ્રમદાના વિલાસ ભવનમાં મઘમઘતી સુગંધનો ત્યાગ કરીને અન્ય કોઇ

કુત્સિત કામિનીના ગૃહમાં જઇ શકીશ નહિ. તને એકવાર જોવાની અથવા તો મળવાની આશાથી જ આજે કેટલાક દિવસ થયાં દીવાનાની પેઠે ભટકતો ફરૂં છું. માન, અપમાન, હિત અને અહિતના જ્ઞાનનો મારામાંથી લોપ થયો છે. તારા અલૌકિક સૌંદર્યે મારૂં સર્વસ્વ છીનવી લીધું છે. માટે વિના કારણ તું મને શા માટે ડરાવી રહી છે? મારાપર આવો નિરર્થક કોપ શા માટે કરે છે?"

વિજુ પલંગપરથી નીચે ઉતરી પડી, ઓરડાના ભોંય તળીયાપર ઉભી રહી. તેણે જોયું કે, ઓરડાના દ્વારને હારાણે અંદરથી બંધ કરી લીધાં છે. બૂમ પાડવાથી પણ મદદ મળવાની આશા બહુ જ ઓછી છે. અને જો કદાચ સહાયતા મળે તો તો તે પણ તે પાપીનો અત્યાચાર આરંભાયા પછી જ મળી શકે તેમ હતી. વિજુ સરીને અભરાઇ પાસે આવી ઉભી રહી. અભરાઇપર ગુલાબજળ, સોડાવૉટર આદિની કેટલીક બૉટલો પડી હતી. તેમાંની એક સૉડાની બૉટલ લઇ વિજુ બોલીઃ—" પાપી, ચાંડાલ, નરાધમ હારાણ! જો હવે એક પગલું પણ આગળ ભરીશ, તો યાદ રાખજે કે, ઘડીના છઠ્ઠા ભાગમાં તારૂં મૃત્યુ થઇ જશે. એક ધર્મપરાયણા અબળાપર અત્યાચાર કરતાં પહેલાં તારા જીવનની રક્ષાનો વિચાર કરજે. વિના કારણ મારે એક નરહત્યાથી પાતકીની થવું પડે, તેની સંભાળ રાખજે. આજ સૂધી તેં અનેક અબળાઓના ધર્મધનને લૂંટયું હશે, તેમાં તું ફાવ્યો પણ હોઇશ; પરંતુ આ સ્થળે ફાવી શકીશ નહિ. અહીં તારો અત્યાચાર ચાલી શકશે નહિ. જો આગળ વધીશ તો જીવ જાનથી કૂતરાં બિલાડાંના મોતે માર્યો જઇશ."

હારાણે કહ્યુંઃ—" મેં તને પ્રથમથી જ કહી દીધું છે કે, હું અત્યારે જ્ઞાનહીન બની ગયો છું, મારા મસ્તિષ્કમાં ઉન્માદ રોગનો આવિર્ભાવ થયો છે. તારી મનોહર સુંદરતાનું નિરીક્ષણ કરવા જતાં કદાચ મારૂં મૃત્યુ થશે તો તેથી પણ હું લેશમાત્ર વિચલિત થઇશ નહિ. કારણ કે, તારા જેવી મનોહારિણી માનિની પાસે મૃત્યુ એ અતિ તુચ્છ વસ્તુ છે. જો અનંતકાળ સૂધી તારો તિરસ્કાર સહન કરવો પડશે તો તેને પણ સહન કરી લઇશ. તેને હું એક અતિ આનંદનો વિષય માની લઇશ. પરંતુ હું અહીંથી તારા પ્રેમવારિનું પાન કર્યા વિના એક ડગલું પણ ખસી શકીશ નહિ. વિજુ! તેં મને મારી નાખ્યો છે. મારા સર્વ ચૈતન્યને તારાં ચપળ નેત્રોએ ચોરી લીધું છે, છતાં મને આ પ્રમાણે શા માટે સતાવે છે?"

હારાણે આમ કહીને એક પગલું આગળ ભર્યું. એ જોઇ વિજ્યુ ચીત્કાર કરી બોલી ઉઠી! સાવધાન! હારાણ સાવધાન!! આત્મ રક્ષાને માટે હું બધુંયે કરી શકીશ. મરવાની અણી પર આવેલી આ ચંડિકા તારાપર જરાપણ દયા દર્શાવશે નહિ. તારા શરીરમાંથી રક્તની ધારા વહેવડાવવામાં પણ પાછી હઠશે નહિ.

હારાણ બોલ્યો:-" મરીશ, બસ હવે તો હું તારા હાથથી જ મરીશ. મારો જીવ જાય તો ભલે જાય, મને તેની કશી પરવાર નથી. પતંગિયું પ્રેમને માટે દીપકમાં આહુતી આપે છે, તેમ હું પણ તારા પ્રેમ માટે તને આહુતિ આપીશ. આજે મારી મ્હચ્છાને તૃપ્ત કરીશ. જીવથી જઇશ એ ખરૂં, પણ અહીંથી પાછો હઠીશ નહિ. વિજયા, આવી ક્રુર ન થા. હું તને અત્યંત ચાહુ છું. તેં મને દીવાનો બનાવ્યો છે. મારા દિલને તેં તારી તીખી તેજ રૂપ તલ્વારથી હલાલી નાખ્યું છે. તારા હાથે જ મરીશ. તારી તલ્વારથી જ મારો જાન ગુમાવીશ કારણ કેઃ—

" કતલ કરનેકો આશકકે નીગાહે તલવાર કાફી હયે;
બીરાહકા જખ્મકા મરહમ તેરા દીદાર કાફી હયે;
પરેશાં દીલ દીવાનેકો નહી દરકાર ઝન્જીરે;
તુમારે કાકુલે પુરખમકા હરયેક તાર કાફી હયે;
ન તસ્બીહ હયે ન સીઝરા હયે નહિં મતલબ કીતાબોંસે;
તસવ્વર બન ગયા દીલમે યેહી તકરાર કાફી હયે;
પરેશાં દેખકર મુજકુ ન ઇતના ઝુલ્મ કર ઝાલિમ;
શફકત મેહેરબાનીસે તુમારા પીઆર કાફી હયે;
અકેલા છોડ જા મત મુજકુ તુ દસહારે ફાનીમે;
જફરકે ઝબ્હકે બસ [redacted]નજરે ગુફતાર કાફી હયે. "

"હારાણ આટલી સીમાપર્યન્ત દુષ્ટતા ન કર. તારી પંડિતાઇનો ડોળ ન બતાવ. તું ગમે તેવા કાલાવાલા કરીશ તો પણ આ સિંહ જાયાનો કદાપિ સ્પર્શ કરવાને ભાગ્યશાળી થઇ શકીશ નહિ.

" બધાં છે વ્યર્થ જે આશા, હવામાં તે ઉડી જાશે;
નહીં મળશે પ્રેમનો આનંદ, ખુવારી તારી તો થાશે.
જિગર આ પાપનું સાથી થઇને પાપ નહિ કરશે;
સતીના ધર્મને કાજે સતી નારી બળી મરશે.
(અથવા) લઇને હાથમાં ખંજર ધર્મના હણનારને હણશે;
બનીને સિંહની જાયા ન્યાય ને અન્યાય નહિ ગણશે."

પરંતુ હારાણુ વિજુના બોલવા તરફ કશું પણ લક્ષ ન આપતાં જરા આગળ ધસ્યો. વિજુએ વસ્ત્ર સંભાળી બૉટલના મુખને બરાબર રીતે પકડી લીધું અને ત્યાર પછી કહ્યું:–" ભગવાન ! મારા હાથમાં બીજો એક પણ ઉપાય રહ્યો નથી, તેથી આ પાતકી કાર્યમાં સમ્મત થાઉં તો મને મારા તે અપરાધની ક્ષમા કરજે; આ પાપની ક્ષમા આપજે."

હારાણુ ફરીવાર આગળ ધસ્યો. જ્યારે તેણે બહુજ નજીકમાં જઇ તેનો હાથ પકડવાની ચેષ્ટા કરી, ત્યારે વિજુએ પોતાના હાથમાંની બૉટલને બળપૂર્વક હારાણુના લલાટમાં મારી. બૉટલના ચૂરેચૂરા થઇ ગયા અને હારાણુ કમ્પતો કમ્પતો ધરણીપર ઢળી પડયો.

વિજુ દ્વાર ખોલી બહાર નીકળી આવી. તેણે માતાને ઊંઘમાંથી ઊઠાડીને બધી વાત કહી સંભળાવી. માતાએ ભયભીત થઇને દીવાનને બોલાવ્યો. દીવાન આવ્યો, જ્યોત્સ્ના આવી, રેવતી આવી અને ધીમે ધીમે ઘરનાં બધાં માણસો આવીને એકઠાં થયાં.

હારાણુ જ્યાં પડયો હતો, ત્યાંજ રહ્યો; તેને ત્યાંથી બદલવામાં આવ્યો નહિ. દીવાનના યત્નથી તે સત્વર ચેતનમાં આવી ઊઠી બેઠો થયો. પરંતુ લલાટના જૂદા જૂદા ભાગમાંથી તે સમયે પણ લોહીની ધારાઓ વહી રહી હતી. તેનું તે લોહીથી તરબોળ ભીંજાયલું શરીર જોઇને જ્યોત્સ્નાનું મન ક્રોધના અગ્નિથી સળગી ઉઠયું. તે જ્વાળામયી ભાષામાં તીવ્ર સ્વરથી બોલી:–" આવી કલંકિની આ ઘરમાં કયાંથી આવી ? તેણે આવીને મારા ઘરને સ્મશાન જેવું બનાવી દીધું છે. એ કુલટાને હવે જેમ બને તેમ જલ્દી અહીંયાં કાઢવાની જરૂર છે."

જ્યોત્સ્નાની આ વાર્ત્તા ત્યાં હાજર રહેલાં સર્વ કોઇએ સાંભળી લીધી. પરંતુ વિજુએ સાંભળી નહિ. તેણે તે વાતને ન સાંભળી એ ખરૂં, પરંતુ એક શુભ ચરિત્રા દાસીએ આવીને તેને બધી ખબર કહી સંભળાવી. જ્યોત્સ્નાના તીવ્ર શબ્દોએ વિજુના હૃદયને ચીરી નાખ્યું. લજ્જા અને ઘૃણાને આધીન થઇને તે પિયરનો ત્યાગ કરવાના નિશ્ચયપર આવી ગઇ અને દીવાનને બોલાવી નૌકા તૈયાર કરાવવાની આજ્ઞા આપી.

દીવાને પૂછ્યું:—" માતા, તમે કયાં જશો ?

વિજુએ જવાબ આપ્યો:—" વધૂગ્રામ જઇશ."

દીવાને કહ્યું:—તમારા ચાલ્યા જવાથી હું મારા માલિકને શો જવાબ આપીશ? તેઓ મને તમે દુ:ખી ન થાઓ, એવી ખાસ ભલામણ કરી ગયા છે, એટલે મારાથી તમને આવી દુ:ખમય સ્થિતિમાં એકલાં શી રીતે મૂકી શકું વારૂ?"

વિજુ બોલી:—"ભાઇ આવે ત્યારે તેમને કહેજો કે, આટલા દિવસ પછી હું મારા પાપનું પ્રાયશ્ચિત ભોગવવા માટે આ સ્થાનનો ત્યાગ કરી ચાલી જાઉં છું. હું હવે વધૂગ્રામ જ જઇશ."

દીવાને કહ્યું:—"માતા, એમાં હું પોતે જ અપરાધી છું. મારી અસાવધાનતાના યોગે જ આવું વિપરીત પરિણામ આવવા પામ્યું છે. અહીં આવ્યા પછી જ્યારે તમને મારા માલિક જોઇ શકશે નહિ, ત્યારે ક્રોધિત સિંહની પેઠે ગર્જી ઊઠશે, ત્યારે માતા હું તેમને શી રીતે સમજાવી શકીશ? શી રીતે તેમની સન્મુખ ઉભો રહી શકીશ?"

વિજુએ જવાબમાં જણાવ્યું:—"મારે જે કાંઇ કહેવા જેવું હતું, તે બધું કહી દીધું છે. એટલે માતા તેમને બધું સમજાવી દેશે. આથી ભાઇ તમારાપર કોઇ પણ પ્રકારે ક્રોધિત થશે નહિ. દીવાન! તમે નિશ્ચિંત રહો, અને મારા કહેવા પ્રમાણેની બધી વ્યવસ્થા કરી આપો. વિલંબ ન કરો. હવે મારી આ સ્થળે એક ક્ષણને માટે પણ રોકાવાની ઇચ્છા નથી."

દીવાને ઘણું સમજાવવા છતાં વિજુ તેના કહેવા પ્રમાણે વર્તવામાં સમ્મત થઇ નહિ, ત્યારે દીવાને લાચારીથી તેને માટે એક નાની નૌકાની વ્યવસ્થા કરી આપી. ખલાસી તથા નાવિક આદિ રમેશના પગારદાર નોકરો હતા, તેઓ દીવાનની આજ્ઞા થતાંની સાથે જ હાજર થયા. વિજુ ત્યાર પછી નૌકામાં બેસી વિદાય થવા માટે તૈયાર થઇ. તે સમયે રેવતી તથા એક ભૈયો પણ તેમની સાથે જ હતો. જ્યારે નૌકાને રવાના કરવામાં આવી, ત્યારે સૂર્યોદય થવામાં વધુ વિલંબ રહ્યો નહોતો.

એક કલાક પછી તે નૌકાની પાછળ બીજી એક નૌકા વિશાળપૂરથી વાયુ વેગે દોડી નીકળી. એ નૌકાનો બેસારૂ હારાણ હતો અને તે વિજુની પાછળ પડી રહ્યો હતો.

---

# દશમ પરિચ્છેદ

## ધર્મપિપાસા

Blefssed are they wich do hunger and thirst after righeteousness for they shall be fillled—

*Mathew, Chep. V. Vers 6.*

મુકર્દમાના ભાવિ પરિણામના વિચારમાં ને વિચારમાં જ નિર્મળકુમાર રાત્રિદિવસ ચિંતાતુર રહ્યા કરતો હતો. એ ચિંતાના યોગે તેનું શરીર તદ્દન સૂકાઇ ગયું હતું અને વિચારશક્તિ પણ પ્રાયઃ મંદ થવા આવી હતી.

આવતી કાલે કાટોયા નગરની અદાલતમાં તેનો ઇન્સાફ થવાનો હતો. આજે રાત્રે નિર્મળ પોતાના મિત્રો સાથે નૌકા દ્વારા કાટોયા જવાનો હતો અને તેથી તેણે તે સંબંધી બધો બંદોબસ્ત કરી લીધો હતો. તેણે બીજી ચાર પાંચ નૌકાઓ ભાડે કરી લીધી હતી. નિર્મળ એક નાની હોડીમાં પોતાની સાથે સોહાગને લઇને એકલો જ જવાનો હતો અને બીજા બધા મિત્રો તથા સાક્ષીઓને જૂદી જૂદી નૌકાઓમાં બેસવાની તેણે ગોઠવણ કરી હતી. નૌકાઓ તૈયાર હતી અને આત્મીય સગાંવહાલાં તથા મિત્રો આદિ જવાને માટે તૈયાર થઇ ગયા હતા; પરંતુ કોઇ જઇ શકતા નહોતા; કારણ કે, નિર્મળ હજી સૂધી પોતાના મહાલયમાંથી બહાર આવ્યો નહોતો.

તેને આવવામાં બહુજ ઢીલ થતી જોઇને બધા લોકો ગભરાઇ ગયા. વૃદ્ધ મુનીમે મહાલયમાં આવીને જોયું તો નિર્મળને તેની માતાના ઓરડા પાસે ચૂપચાપ ઉભેલો જોયો. એ જોઇને મુનીમે કહ્યું:-" નિર્મળકુમાર ! ચાલો, હવે રાત્રિ ઘણી જ વીતી જવા આવી છે. બધા લોકો બહાર આપની વાટ જોતા ઉભા છે."

નિર્મળે કહ્યું:-" તમે લોકો આગળ ચાલતા થાઓ, હું પાછળથી આવીશ."

મુનીમ બોલ્યો કેઃ—" કેમ, એમ કરવાનું કાંઇ કારણ ?"

નિર્મળે જવાબ આપ્યોઃ—" માતાની સલાહ સિવાય મારાથી આવી શકાશે નહિ."

મુનીમે પૂછ્યું:—" ત્યારે તેઓ હમણાં ક્યાં ગયાં છે ? '

નિર્મળે જવાબમાં જણાવ્યું:—" હું તે જાણુતો નથી. મને અહીં ઉભો રહેવાનું કહીને તેઓ ક્યાંક ગયાં છે. હું ધારૂં છું કે, હવે તેઓ થોડીવારમાં જ પાછાં આવી પહોંચશે."

મુનીમે કહ્યું:—" ત્યારે હું તેમને શોધી આવું છું."

આમ કહીને મુનીમ ચાલ્યો ગયો. અન્તઃપુરના બધા ઓરડા તથા બધાં સ્થાનોમાં ફરી વળવા છતાં તેનો કશો પત્તો મળ્યો નહિ. છેવટે દેવીના મંદિરમાં અન્નપૂર્ણાની મુલાકાત થઇ. મુનીમ કાંઇ પણ કહ્યા કરવ્યા વિના બહાર ચાલ્યો ગયો અને બીજા લોકોને પોતાની સાથે લઇને ફાટોયા ભણી રવાના થયો.

ઘણુાજ થોડા વખતમાં અન્નપૂર્ણા ભગવતીની પ્રસાદીનાં પુષ્પ લઇને નિર્મળ પાસે આવી પહોંચી. નિર્મળે તે પુષ્પને ન ગ્રહણુ કરતાં માતાના ચરણુની રજ લઇને મસ્તક પર ધારણુ કરી લીધી. એ જોઇ અન્નપૂર્ણાએ કહ્યું:-" ભાઇ, ભગવતી દેવી આપણુને પૂરતી રીતે અનુકૂળ છે. માટે તેમની પ્રસાદીનાં આ પુષ્પોને ગ્રહણુ કરી લે. હવે ત્રિભુવન પ્રતિકૂળ થાય તો પણુ તારે ભય રાખવાનું કશું કારણુ નથી.

નિર્મળે ફૂલ લીધાં ખરાં, પરંતુ તરતજ તેને પાછાં માતાના હાથમાં આપી દીધાં. ત્યાર પછી તે બોલ્યો:-" માતા, હું હિન્દુ હોવા છતાં પણુ દેવ દેવીને ઓળખી શક્યો નથી; ફક્ત તમનેજ ઓળખી શક્યો છું. તમે જ મારાં દેવી છો, માતા છો. ભગવતી છો. તમારા ચરણુની રજને મસ્તકપર ધારણુ કરી છે, તો પછી મારે ભય રાખવાનું શું કારણુ છે? તમારી આશિષથી હું સમસ્ત વિશ્વને જીતી શકું તેમ છું."

અન્નપૂર્ણાએ કહ્યું:-" છટ્ ભાઇ, આવી વાત કદાપિ બોલતો નહિ. પ્રથમ દેવીનો અશીર્વાદ ગ્રહણુ કર. તે ભગવતી અવશ્ય તારૂં ભલુ જ કરશે."

એ સાંભળીને નિર્મળે માથું નમાવી દેવીની પ્રસાદીનાં પુષ્પ તથા બિલ્વપત્રને ગ્રહણુ કર્યાં. સોહાગ બીજા ઓરડામાં ઉભી હતી; તે પણુ ત્યાં આવી પહોંચી. અન્નપૂર્ણા બોલી;-" સોહાગ, તારા ભાઇની સાથે જઇ વહાણુમાં બેસ."

સોહાગે પૂછ્યું:-" ક્યાં જવાનું છે મોટી બા ? "

અન્નપૂર્ણાએ જવાબ આપ્યો:—"કાટોયા !"

સોહાગે પુનઃ પૂછ્યું:—"ત્યાં શા માટે જવું પડશે ?"

"તું સાક્ષી છે, તેથી જુબાની આપવા માટે તારે જવું પડશે. માટે હવે જરા પણ વિલંબ ન કરતાં ભાઇની સાથે નૌકામાં જઇ બેસ."

સોહાગની સાથે બીજી એક દાસી પણ ચાલી. નિર્મળ, સોહાગ અને દાસીને લઇ નૌકામાં બેઠો.

સોહાગે નૌકામાં આવીને જોયું કે, એક સુસજ્જિત ઓરડામાં તેને માટે આસન ગોઠવવામાં આવ્યું છે. તે નૌકા બહુ નાની હતી; તેમાં સૂવાને માટે માત્ર એક જ ઓરડો હતો. તે સિવાય બીજી કશી સગવડ નહોતી. જે નૌકામાં બેસીને નિર્મળ વિજુની સાથે ગંગામાં જળ વિહાર કરવા માટે જતો હતો, તે નૌકા જોઇએ તેના કરતાં પણ વધુ મોટી હતી. પરંતુ નિર્મળ હમણાં તેનો ઉપયોગ કરતો નહોતો.

નાવિકોએ નૌકાને પૂરપાટ છોડી દીધી. જોતજોતામાં આનંદપૂરનો ઘાટ છોડી નૌકા દક્ષિણ દિશામાં દોડવા લાગી.

સોહાગને ઓરડામાં મૂકી નિર્મળ અગાસીપર બેઠો. ત્યાં એક બેઠક ગોઠવવામાં આવી હતી. નિર્મળ તે બેઠકને અઢેલી આકાશ તરફ જોતો સૂન રહ્યો; તે સમયે આકાશ વાદળાંથી ઘેરાયલું હતું. ધીમે ધીમે નક્ષત્રો પણ આકાશમાં છૂપાવા માંડયાં હતાં. જાણે કે અંધકારમાં માર્ગ મળી શકશે નહિ, એવી આશંકાથી તેઓ પોતપોતાના ગૃહ ભણી ચાલ્યાં ગયાં. ઘોરના કરતાં પણ ઘનઘોર વાદળાંથી આકાશ ઘેરાઇ ગયું, છતાં નિર્મળ ઉઠયો નહિ. ધીમે ધીમે મૂષળધારે વરસાદ પડવા લાગ્યો. નિર્મળ તે વરસાદમાં પણ અગાસી પરજ બેસી રહ્યો. આ સમયે પોતાના મનોરાજ્યમાં ઉદ્ભવતા અનેક વિચાર તરંગોની આલોચના કરી રહ્યો હતો. તેના વિચારનો વિષય અતિ ગહન હતો. તે આ પ્રમાણે વિચારી રહ્યો હતો:—

"હાય ! સંસાર ! તારી કેવી વિલક્ષણતા છે. માયાવિની મહત્તાના મેરૂપર વિરાજતાં માનવીઓ પોતાને મળેલી મહત્તાના યોગે કેવાં કેવાં ભીષણ કાર્યો કરે છે. જે દુષ્ટ કિંકરને મેં તેના અપરાધની ક્ષમા આપી ભયંકર અપરાધમાંથી મુક્ત કર્યો, તેજ અત્યારે મારૂં ગળું કાપવા તૈયાર થયો. જેના પર હું અદ્યાપિ દયા દર્શાવતો

આવ્યો છું, તેજ પિશાચ મારી કીર્તિ, યશ આદિ સર્વપર કલંકની કાલિમા લગાડવા માટે આવાં આવાં કારસ્થાનો રચી મને જેલમાં મોકલવાને પણ સાહસી થયો. ખરેખર જેને ત્યાં દ્રવ્યનો વાસ હોય છે, ત્યાં અજ્ઞાન અને ઘોર અહંકારનું સામ્રાજ્ય પણ તેવા જ અથવા તો તેનાથી પણ અધિક પ્રમાણમાં નિવાસ કરી રહે છે. દ્રવ્યની સાથે મનુષ્યનું જે કાંઇ મનુષ્યત્વ કહેવામાં આવે છે, તે બધું ચાલ્યું જાય છે. અને તેને સ્થળે પશુત્વ પોતાનો અધિકાર કરી લે છે. જો દ્રવ્યની સાથે હૃદયની ઉચ્ચતા હોય તો તે સોનામાં સુગંધના સમાવેશ જેવું જ સુપરિણામ આવે છે. પરંતુ વિધિનું વિધાન કાંઇક વિચિત્ર જ હોય છે. તે દ્રવ્ય સંપન્ન મનુષ્યોને જ્ઞાન અને નીતિથી ઘણે અંશે વિમુક્ત જ રાખે છે. સાધારણ નિયમ જ એવો છે કે, જ્યાં દ્રવ્યનો નિવાસ છે, ત્યાં પશુત્ત્વનો જ અધિકાર વ્યાપી જાય છે. મનુષ્ય સમુદ્રના કિનારાપર વાલૂકા અથવા રેતીનું ઘર બાંધી તેને ચિરસ્થાયી માની લે છે, પણ તે વખતે તેઓ એટલો વિચાર પણ નથી કરતાં કે, કાળનો પ્રવાહ જ્યારે આવશે ત્યારે "તે ઘરબાર અને ધન આદિ સર્વ ક્યાં તણાઇ જશે, કયા અંધકારમાં વિલીન થશે !" મનુષ્ય જેમ જેમ જ્ઞાની થતો જાય છે, તેમ તેમ તેની મૂર્ખતા વધતી જાય છે. જેમ મોટો થતો જાય છે, તેમ તેનું બાળપણું પણ વધતું જ જાય છે. મનુષ્યના જેવો હતભાગ્ય જીવ બીજે કોઇ પણ સ્થળે મળી શકશે નહિ."

નિર્મળ અગાશીપર સૂતો સૂતો આવા આવા અનેક વિચારો કરી રહ્યો હતો. એ સમયે સોહાગ પણ પોતાના ઓરડામાં જાગતી બેઠી હતી. તે હજી સૂધી સૂતી નહોતી. દાસીની સાથે તેણે ઘણી વાર સૂધી વાતચીત કરી હતી. સોહાગે પૂછ્યું હતું:—"દાસી ! ભાઇ મને કાટોયા નગરમાં શા માટે તેડી જાય છે, એ વિષયમાં તું કાંઇ જાણે છે ખરી કે ?"

દાસીએ જવાબમાં જણાવ્યુ હતું કે:-"શું તમે નથી જાણતાં કે, તમારે ત્યાં જઇને તેમના પક્ષમાં સાક્ષી પૂરવાની છે. જુબાની આપવાની છે ?"

સોહાગ:—"મારે કોની સાક્ષી પૂરવાની છે ? શી જુબાની આપવાની છે ?"

દાસી:—"ઓય મા ! હું હવે ક્યાં જાઉં ? આ બિચારી ભોળી બાળા જાણે હજી આ વિષયમાં કાંઇ જાણતી જ નથી. સો-

હાગ બ્હેન! બીજા કોની સાક્ષી આપવાની હોય વારૂ? તમે મુકર્દ્દમામાં એક સાક્ષી કર્યા છો. અદાલતમાં ન્યાયાધીશ પાસે તમારે જુબાની આપવાની છે."

સોહાગે પૂછ્યું:—"મારે શી જુબાની આપવી પડશે?"

દાસીએ જવાબમાં જણાવ્યું:—"તે બધું તને નિર્મળભાઇ જણાવશે."

સોહાગે પુનઃ પૂછ્યું:-"મારે કોઇની પાસે જવું પડશે કે નહિ વારૂ?"

દાસી બોલી:--"એતો હું તમને પ્રથમ જ કહી ગઇ છું કે, તમારે સાહેબ પાસે જઇ ઉભા રહેવું પડશે. કેટલાક હાકેમો હાજર રહેશે, તેમની પાસે જઇ તમારે બોલવું પડશે."

સોહાગ:—"પણ શું બોલવું પડશે, એ વિષયનું સૂચવન કરતાં તું આટલી બધી સંકોચાય છે શા માટે? જે કાંઇ બોલવાનું હોય તે કૃપા કરી કહી દે, કે જેના યોગે હું તે સંબંધી ઘટતા વિચારો કરૂં તથા ભવિષ્યમાં મારે શું કરવું, તેનો નિશ્ચય પણ કરી શકું."

દાસી:—"તે પણ મારે જ કહેવું પડશે?"

સોહાગે કહ્યું:—"હા, તે તારેજ કહેવું પડશે. કારણ કે, એ વિષયમાં હું કશું પણ જાણતી નથી, માટે જો તું મને પ્રથમથી સાવધ નહિ કરી દે તો ભવિષ્યમાં શું કરવું અને શું ન કરવું એનો કોઇ પણ દૃઢ નિશ્ચય મારાથી કરી શકાશે નહિ અને તેથી પરિણામ કાંઇ વિપરીત જ આવશે."

દાસી બોલી:—"લો ત્યારે સાંભળો:-તમને પંડિતાણી શી રીતે તેને ઘેર લઇ ગઇ હતી, ત્યાર પછી તેણે તમને કેવી રીતે બાંધ્યાં હતાં, દુષ્ટ અને પાપાત્મા કિંકર તમને કેવી રીતે બેઇજ્જત કરવાને તૈયાર થયો હતો, નિર્મળબાબૂએ આવીને તમારો શી રીતે બચાવ કર્યો હતો. આદિ સર્વ ઘટનાઓ તમારે ન્યાયાધીશ અથવા તો જજની આગળ ખુલ્લેખુલ્લી રીતે કહી સંભળાવવી પડશે, ત્યાં તમોને આ પ્રમાણે શર્માઇને ઉભા રહેવાનો પ્રસંગ મળી શકશે નહિ."

સોહાગ આ સાંભળીને થરથરી ગઇ. તેણે કમ્પતા અવાજથી હ્યું:-"મારાથી તો ત્યાં ગયા પછી એક શબ્દ પણ બોલી શકાશે હિ. હું એક ઉચ્ચ વંશની આર્યબાળા છું મારાથી [illegible]

જજ્જ સમક્ષ એક શબ્દ પણ ઉચ્ચારી શકાય તેમ નથી. કદાચ મારે જેલમાં જવું પડશે તો હું તેને સુખેથી સ્વીકારી લઇશ. પણ હજારો માણસની મેદનીમાં એક વેશ્યાની પેઠે લાંબું પહોળું ભાષણ કરી શકીશ નહિ. મારી સાત પેઢીમાં પણ કોઇ સ્ત્રી કોર્ટે ચઢી નથી તો પછી મારાથી તો તે યમના પાંજરામાં શી રીતે ઉભી રહી શકાય ? દાસી! મને મારા જીવન કરતાં આબરૂ વધારે વહાલી છે. કુળની મર્યાદા મૂકી હજારો માણસો સમક્ષ જુબાની આપવાનું સાહસ મારાથી કદાપિ થઇ શકે તેમ નથી. ”

દાસીએ કહ્યું:—“ પણ, તમારી જુબાની સિવાય ચાલી શકે તેમ નથી. ફક્ત મેં પ્રથમ કહી તેટલી બાબતો જ નહિ, પણ તમારે અને કિંકરને બીજો કોઇ પણ જાતનો સંબંધ હતો કે નહિ, નિર્મળકુમારની સાથે તમારો શો સંબંધ છે આદિ બધી વાતો જજ્જ સમક્ષ જણાવવી પડશે. પંડિતાણીના પક્ષના વકીલો તમને જે જે વિચિત્ર અને લજ્જાભર્યા સવાલો પૂછશે, તેના જવાબો પણ તમારે આપવા પડશે. જો તેમ કરવામાં તમે સંકુચિત થશો તો તમારે તથા નિર્મળકુમારને વિનાકારણ જેલમાં જવું પડશે. ”

દાસીની આવી વાત સાંભળીને સોહાગનું મુખ સૂકાઇ ગયું. અદાલતમાં બધાં માણસો સમક્ષ આવા તિરસ્કારજન્ય સવાલોના જવાબ આપવા પડશે તેનો વિચાર આવતાં તેનું હૃદય કમ્પી ઉઠયું. તે બિચારી મરમમાં જ મરી ગઇ. તેણે કેટલીકવાર સૂધી વિચાર કરી નિશ્ચય કર્યો કે;–“ મને કાપી નાખવામાં આવશે તોપણ હું અદાલતમાં સાક્ષી તરીકે ઉભી રહીશ નહિ ? ”

આ પ્રમાણે નિશ્ચય કર્યા પછી તેણે પુનઃ પૂછ્યું:–“ દાસી, કદાચ હું ન્યાયાધીશના સવાલનો જવાબ નહિ આપું તો તે મને શું કરશે વારૂ ”

દાસીએ જવાબમાં જણાવ્યું:–“ જવાબ ન આપો, એમ બની શકે જ નહિ. જો તમે ત્યાં હઠ કરી ઉભાં રહેશો તો તમારા શરીરને ખુલ્લું કરી જલ્લાદ મારફત ચાબૂકનો માર મરાવશે તથા બળાત્કારે બધી વાતો પૂછી લેશે. સરકારથી અવળા ચાલવામાં કશો માલ નથી. ભલભલા માણસોને પણ કાયદાને માન આપી પોતાની બ્હેન દીકરીઓને અદાલતમાં મોકલવી પડી છે. તમારે માટે આ કાંઇ નવાઇનો કાયદો કરવામાં આવ્યો નથી. ”

સોહાગ દાસીની આવી કઠોર વાણી સાંભળી મૂંઝાઇ ગઇ. તેની આંખો આગળ અંધકારનો પડદો છવાઇ ગયો. ઘણા ઘણા વિચારો કરવા છતાં તેને બચવાનો કોઇ પણ કિનારો મળી શક્યો નહિ. એ સમયે વસુંધરાને પ્લાવિત કરનારી પ્રબળ વૃષ્ટિ થવા લાગી. સોહાગે પૂછ્યું:–" દાસી, મારા નિર્મળભાઇ ક્યાં છે? આટલો બધો વરસાદ આવવા છતાં તેઓ શું હજી બહાર જ બેઠા છે."

દાસીએ કહ્યું:–" હા, ઘણું કરીને તેઓ બહારની અગાસીમાં જ બેઠા છે."

તે સાંભળતાંની સાથે જ સોહાગ ગભરાઇને બહાર આવી. તેણે નિર્મળને બોલાવ્યો:–"ભાઇ," પરંતુ વાયુની ભયંકર ગર્જનામાં સોહાગનો તે સ્વર મળી ગયો, કોણ જાણે ક્યાં ડૂબી ગયો. વારંવાર બોલાવવા છતાં જ્યારે કશો જવાબ ન મળ્યો, ત્યારે તેણે અગાસીપર આવી નિર્મળને બોલાવ્યો. નિર્મળ ઓરડામાં આવી બોલ્યો:–" કેમ સોહાગ, મારા માટે આમ વરસાદમાં શા માટે ભીંજાય છે? નાહક આવું દુઃખ શા માટે વેઠે છે?"

સોહાગે જવાબ આપ્યો:–" હું તો કાંઇ ભીંજતી નથી. તમે શા માટે ભીંજાઓ છો, એ જોવા માટે જ હું બહાર આવી હતી. મારા કરતાં તમારા શરીરની હજી વિશ્વને અધિક અગત્ય છે. મારા જેવી એક દુર્ભાગી બાળા આ સંસારમાંથી વિલુપ્ત થશે, તો તેથી સંસારને કશી હાનિ થવાની નથી, પણ તમારી હજી આ સંસારને બહુ જ અગત્ય છે. તમારા દ્વારા સંસારમાં અનેક શુભ કાર્યો થવાની સંભાવના છે. તમારી હયાતીથી જગતનું ઘણું કલ્યાણ થઇ શકે તેવી આશા રાખી શકાય છે. તમે વિના કારણ આ સ્થળે શા માટે ભીંજાઇ રહ્યા છો, એનું હું કશું કારણ સમજી શકતી નથી."

સોહાગે પોતાનાં સૂકાં વસ્ત્રથી નિર્મળનું શરીર લૂછી નાંખ્યું અને બીજું એક સૂકું કપડું પહેરવા માટે આપ્યું. ત્યાર પછી નિર્મળને પલંગપર બેસાડીને પોતે ઓરડાના ભોંયતળીયાપર બેઠી. કમળ જેવા નાના હાથમાં નિર્મળના ચરણોને ધારણ કરી તેમાં ગરમી લાવવા માટે તે તેનું મર્દન કરવા લાગી.

નિર્મળે કહ્યું:—" સોહાગ, તું મારા માટે આટલું બધું કષ્ટ શા માટે વેઠે છે? જા બ્હેન, તું પલંગપર જરાવાર આરામ લે, હું બહાર જઇ બેસું છું. તું હજી નાની બાલિકા છે, તેથી આ મા·

ર્ગનું દુઃખ વેઠી શકે તેમ નથી. મને નિત્યનો અભ્યાસ હોવાથી કશી પણ ઇજા આવશે નહિ."

સોહાગ બોલી:-"ના, હવે હું તમને ઉપર જવા દઇશ નહિ."

નિર્મળે કહ્યું:—"બ્હેન, હવે વરસાદ રહી ગયો છે, એટલે હું ઉપર જઇશ તો પણ કશી ઇજા આવશે નહિ. આમ જો, આકાશમાં ફરીવાર ચંદ્રમા ખીલી ઉઠયો છે. હવે મને જવા દે."

સોહાગે કહ્યું:—"ના, તમે જ આ પલંગપર આરામ લો. હું બહાર અગાશીપર જઇ બેસું છું. ભાઇ, તમે મારા માટે આટલી બધી ચિંતા શા સારૂ કરો છો ?"

નિર્મળે કહ્યું:—"બ્હેન ! હું ચિંતા કરતો જ નથી. સુખ અને દુઃખ ઉભયને હું સમાન ગણું છું. અનેક પ્રકારની વિડંબનાઓ વેઠવાથી મારૂં હૃદય સુખ દુઃખની સંજ્ઞાને સમાનતાથી જોવાનું અભ્યાસી બની ગયું છે, હવે તુ થોડીવાર ઉંઘી જા, નહિ તો વળી કાલે ઉભા રહેવામાં અડચણ આવી પડશે."

સોહાગ બોલી:—"હા, ભાઇ, કાલે હાકેમ સ્હામે ઉભા રહીને મારે સાક્ષી પૂરવી પડશે, જુબાની આપવી પડશે, ખરૂં ને વારૂ ?"

નિર્મળે જવાબ આપ્યો:—"હા, એટલા માટે જ આપણે કાટોયા જઇ રહ્યાં છીએ."

સોહાગે પૂછ્યું:—"હાકેમ સાચું ખોટું જે કાંઈ પૂછશે તેના જવાબો પણ મારે આપવા પડશે ?"

નિર્મળે કહ્યું:—હા, અવશ્ય જવાબ આપવા જ પડશે."

"પણ જો જવાબ નહિ આપું તો ?" સોહાગે પૂછ્યું.

"તો આપણને પકડી લેવામાં આવશે ?" નિર્મળકુમાર ધીમા અવાજથી બોલ્યો.

"પણ જો હું મરી જાઉં તો તેઓ મને શી રીતે પકડી શકે વારૂ ?" સોહાગ.

"તો તો પછી બધું પતી જાય." નિર્મળે કહ્યું.

સોહાગ ચૂપ થઇ ગઇ. તેણે વિચાર્યું કે;- "જેલમાં જઇશ, પ્રાણત્યાગ કરીશ; પરંતુ પિતાના નામની પવિત્ર કીર્ત્તિનું કદાપિ લીલામ થવા દઇશ નહિ. આત્માનું બળિદાન આપીશ, પરંતુ અદાલતમાં જુબાની આપીશ નહિ. મારા ભાઇની હાજરીમાં હાકેમ જે કાંઇ સવાલો પૂછશે, તેના જવાબો મારે નિર્લજતાથી આપવા પડશે.

છટ્ છટ્, તેમ તો કદાપિ બની શકશે નહિ. કદાચિત્ જીવ જશે તો પણ મારાથી એવું શરમ ભર્યું કામ થઇ શકશે નહિ."

ત્યાર પછી થોડીવારે તેણે પૂછ્યું:—"ભાઇ, જે વેળાએ મને હાકેમ તરફથી સવાલ પૂછવામાં આવશે, તે સમયે તમે પણ ત્યાં હાજર હશો ખરા કે?"

નિર્મળે કહ્યું:—"ક્યાં? અદાલતમાં? હા, મારાથી હાજર થયા વિના ચાલી શકે તેમ નથી. કારણ કે, હું તો મૂળ આરોપી છું. મારા પર તો ખાસ કરીને કેસ મંડાયો છે, એટલે મારે તો અવશ્ય હાજર રહેવું જોઇએ. જો હું હાજર ન રહું તો કૉર્ટ વૉરન્ટ કાઢીને પણ મને હાજર કર્યા વિના રહે નહિ."

એ સમયે દૂરથી કોઇએ બૂમ મારી પૂછ્યું:—"અરે એ કોની નૌકા છે?"

નિર્મળના નાવિકે જવાબ આપ્યો:—"વધૂગ્રામના જમીનદાર બાબૂની નૌકા છે."

નિર્મળે બારીમાં પડતા જ્યોત્સ્નાના પ્રકાશમાં જોયું કે, એક મોટું વહાણ શર ચઢાવી પક્ષિણીની પેઠે દોડયું આવે છે. રમેશનું વહાણ હશે એવી કલ્પના આવતાં નિર્મળના મનમાં સહજ શંકા થઈ. પણ દૂરબીનદ્વારા બરાબર નિરીક્ષણ કરવાથી તરતજ તે શંકાનું નિવારણ થયું. વસ્તુતઃ તે વહાણ રમેશરાયનું જ હતું.

રમેશને આવતો જોઇ નિર્મળકુમાર પોતાના મનમાં બહુજ ચીડાઇ ગયો. રમેશરાય શા કારણથી કાટોયા આવી રહ્યા છે, એ વાત હવે નિર્મળકુમારથી અજ્ઞાત ન રહી. રમેશની પાસેથી મદદ મેળવવાની નિર્મળની લેશમાત્ર પણ ઇચ્છા નહોતી. અરે, એટલુંજ નહિ પણ રમેશની સહાયતાથી મુક્ત થવા કરતાં જેલમાં જવાનું નિમળ વધારે પસંદ કરતો હતો. નિર્મળે મનમાં ને મનમાં જ નિશ્ચય કર્યો કે માર્ગમાં અથવા તો કાટોયા ગયા પછી પણ રમેશની સાથે વાતચીત કરીશ નહિ. તે ઉદ્દેશને આધીન થઇ નિર્મળ બહાર આવ્યો. તેણે એકવાર ચારે તરફ નજર કરી લીધા પછી નાવિકોને આજ્ઞા આપી કે;–"પાછળ આવેલું એક વહાણ આપણી નૌકાને પકડી પાડવાની ચેષ્ટા કરી રહ્યું હોય એમ જણાય છે. માટે એ આપણને ન પકડી શકે એવી રીતે એકદમ આપણી નૌકાને દોડાવી મૂકો જો તે નૌકાને પકડી પાડશે તો હું તમને બધાને નોકરી પરથી બરતરફ કરીશ અને જો નહિ પકડી શકે તો સારી બક્ષિસ આપીશ."

આજ્ઞા મળતાંની સાથે જ નાવિકોએ બનતી મહેનતે નૌકાને દોડાવવા માંડી.

આ તરફ ઓરડામાં બેઠેલી સોહાગે વિચાર્યું કે, બહાર કાંઇક ગરબડ મચી ગઇ છે. પરંતુ તેનું મૂળ કારણ શું છે, તે તે સમજી શકી નહિ. ત્યારે તે વ્યાકુળ થઇને ચિન્તાના સાગરમાં ડુબી ગઇ. તે વિચારી રહી હતી કે;–" જો હું અદાલતમાં હાજર નહિ થાઉં, તો પોલિસ બળાત્કારે મને ઘસડી જશે. જો અદાલતમાં હાજર થઇને કાંઇ પણ જુબાની આપીશ નહિ તો તેથી મને જેલમાં મોકલી મારી આબરૂના કાંકરા કરાવશે, પિતાના ગૌરવનું વેચાણ કરી જારિણી જેવી કલંકિની બનવાનો પ્રસંગ આવી લાગશે. અદાલતમાં સર્વજન સમક્ષ ઉભી રહી સત્ય અથવા મિથ્યા વાતો કહીશ, કુત્સિત પ્રશ્નોના જવાબ આપીશ, તો પણ મારો છૂટકારો થઇ શકશે નહિ. કારણ કે, લોક નિંદાનો પ્રશ્ન સ્હામે આવી ઉભો રહેશે. પરંતુ તે પણ મારાથી બની શકશે નહિ. આ જીવન હશે, ત્યાં સૂધી તો તેમાંનું કશું પણ બની શકશે નહિ. ત્યારે બીજો ઉપાય શો કરવો ?"

સોહાગ પુનઃ ચિંતામગ્ન થઇ, થોડીવાર પછી એક પ્રકારના દૃઢ સંકલ્પને હૃદયમાં ધારણ કરીને તે બહાર આવી. બહાર આવ્યા પછી તે ધીમે ધીમે સીડીદ્વારા અગાસીપર ચઢી. ત્યાં જઇ તેણે જોયું તો નિર્મળકુમાર ક્યાંય પણ જણાયો નહિ. વળી પાછો કાંઇક વિચાર આવતાં તે નીચે આવી. કેટલીક વાર સૂધી નીચે બેઠા પછી પુનઃ તે અગાસીપર ગઇ અને ત્યારપછી તે આકાશ તરફ જોઇ ચૂપકીથી ગંગાના અગાધ જળરાશિમાં કૂદી પડી.



## એકાદશ પરિચ્છેદ

### પુણ્યનો પ્રભાવ!

The greatest here is he who has been able to bring his passions under subjugation; the freest citizen is he who has learnt only to live for others; the wealthiest man is he who has no thought for the morrow, and the most beautiful personage is that being who has virtu "

*Patrika, 20th June, 1896.*

સોહાગના પડવાનો અવાજ સાંભળી નિર્મળ ચકિત થઇ બોલ્યો:-" શું પડયું ? જળમાં શું પડયું ?" શું પડયું, એ પ્રથમ તો કોઇ જાણી શકયું નહિ. એક ખલાસીએ કહ્યું, "બાબૂ સાહેબ ! જાણે કોઇ મનુષ્ય પાણીમાં કૂદી પડયું હોય એમ જણાય છે."

હવે કયું મનુષ્ય જળમાં કૂદી પડયું, એની તપાસ ચાલવા માંડી. ખલાસી, દરવાન આદિને ગણવામાં આવ્યા, પરંતુ તેમાંથી કોઈ પણ પડેલું જણાયું નહિ. એ જોઇ નિર્મળ ગભરાઇને ઓરડામાં દોડી આવ્યો. ત્યાં આવ્યા પછી તેણે જોયું કે, દાસી ઓરડાના ભોંયતળીયા પર સૂઇ રહી હતી, પણ સોહાગ જણાતી નહોતી. સોહાગ કયાં ગઇ ? નિર્મળ ફરીવાર અગાસી પર દોડયો આવ્યો. ત્યાં પણ સોહાગ દેખાઇ નહિ. આથી નિર્મળે નૌકાના દરેકે દરેક સ્થાનમાં સોહાગની તપાસ કરી, પરંતુ કયાંય પણ તેનો પત્તો મળ્યો નહિ. ત્યારે નિર્મળે નૌકાને પાછી વાળવાનો હુકમ કર્યો. જયારે નૌકા પાછી ફરી, ત્યારે તે જયાં આગળ સોહાગ પડી હતી, ત્યાંથી ઘણે દૂર ચાલી આવી હતી.

પ્રવાહની વિરૂદ્ધ દિશામાં એટલે કે ઉત્તર દિશામાં નૌકાને પાછી હંકારવામાં આવી. તે સમયે પવન પણ અનુકૂળ નહોતો, એથી નૌકા એકદમ આગળ વધી શકી નહિ. તેથી નિર્મળ એક નાની હોડી લઇને સોહાગની શોધ માટે નદીમાં નીકળી પડયો. હોડી દોડવા માંડી. જોઇતો પ્રકાશ કરી એ બળવાન નાવિકો લઇ નિર્મળે

હોડી હંકારી મૂકી. પ્રકાશની સહાયતાથી ચારે તરફ તપાસ કરવા માંડી, પરંતુ કોઇ પણ સ્થળે સોહાગના શરીરનો પત્તોજ મળી શકયો નહિ. છેવટે નિરાશ અને કલાન્ત થઇને રાત્રિ વીત્યે નિર્મળકુમાર મલિનમુખથી તેમજ ઉદાસ ચિત્તથી કાટોયા તરફ રવાના થયો.

નિર્મળ પાછો ફર્યો એ ખરૂં, પરંતુ સોહાગ ક્યાં ગઇ? સોહાગ પાણીમાં પડયા પછી ધીમે ધીમે તણાતી ચાલવા માંડી. પાછળ રમેશનું વહાણુ આવતું હતું. પ્રવાહ અને પવન ઉભયે અત્યંત પ્રબળ રૂપ ધારણુ કરી લીધું હતું. વહાણુ પક્ષિણીની પેઠે દક્ષિણુ દિશાભણી દોડી જતું હતું. સોહાગનું શરીર પણુ પ્રવાહમાં તણાતું દક્ષિણુ દિશામાં દોડયું જતું હતું. છતાં વહાણુની ગતિ એટલી બધી ઉતાવળી હતી કે, પ્રવાહથી પીડાયલા શરીરને સત્વર ઓળંગીને વહાણુ આગળ ચાલ્યું ગયું. તેને ઓળંગી જતી વેળાયે રમેશે તે તણાતા શરીરને જોયું હતું, અને તે સંબંધી સર્વ વૃત્તાંત આ પહેલાં જ અમે જણુાવી દીધો છે. રમેશ તે સમયે સૂકાનપર બેઠો હતો ત્યાંથી એકદમ ગંગાના જળમાં કૂદી પડયો હતો. રમેશને અકસ્માત્ ગંગામાં કૂદી પડતો જોઇ તેના નાવિકોએ શઢ ઉતારી વહાણુને એકદમ થોભાવી દીધું. અને બીજી એક નાની હોડી લઇને કેટલાક નાવિકો તેની શોધ કરવામાં પ્રવૃત્ત થયા.

તેમને રમેશની વધારે શોધ કરવી પડી નહિ; સત્વર રમેશનો મેળાપ થઇ ગયો. રમેશ તે વખતે સોહાગના દેહને બન્ને હાથમાં પકડીને ધીમે ધીમે પ્રવાહમાં તરતો આવતો હતો. ત્યાર પછી નાવિકોની સહાયતાથી રમેશ સોહાગને લઇને વહાણુમાં બેઠો.

તે સમયે સોહાગ તદ્દન બેભાન બની ગઇ હતી; પરંતુ મરણુવશ થઇ નહોતી. તેને તરતાં આવડતું હતું. ડૂબવાની ઇચ્છા કરવા છતાં પણુ તે ડૂબી શકી નહોતી, છતાં પેટમાં ઘણું પાણી ભરાઇ જવાથી તેનાથી શ્વાસોચ્છ્વાસ લઇ શકાતો નહોતો; લગભગ તે બંધ થવા આવ્યો હતો. ત્યાર પછી કેવા ઉપાયો કરવાથી શ્વાસ લઇ શકાય છે તથા પેટમાંનું પાણી કાઢી શકાય છે, તે બધા ઉપાયો રમેશ બહુ સારી રીતે જાણુતો હતો. સોહાગની મૃણાલતુલ્ય ભુજવલ્લરીને પોતાના હાથમાં ગ્રહણુ કરવામાં રમેશ જરા પણુ સંકુચિત થયો નહિ. તે ભ્રમરગુંજિત, પાનના રંગથી રંગાયલા ઓષ્ટાધર પર ફૂંક મારવામાં ઇંદ્રિયવિજયી રમેશ જરાપણુ ગભરાયો નહિ. હોઠ સાથે હોઠ, હાથ સાથે હાથ, વક્ષની સાથે વક્ષને અડકાડવા છતાં રમેશના

ચિત્તમાં જરાપણ વિકાર થયો નહિ. વિખરાયલા વસ્ત્રવાળી તથા આમતેમ છવાયલા વાળવાળી પરમ લાવણ્યમયી બાલિકા રમેશના અંકપર હોવા છતાં રમેશના મનમાં કોઇ પણ પ્રકારના દુષ્ટ વિકારની ભાવનાનો સંચાર થયો નહિ. જાણે તે પોતે એક પાષાણની બનાવેલી પ્રાણીહીન પ્રતિમાની સુશ્રૂષા કરી રહ્યો હોયની ! એમ જ માનવા લાગ્યો.

થોડા પ્રયાસે સોહાગને કાંઇક ભાન આવ્યું; સોહાગે આંખો ઉઘાડીને એકવાર ચારે તરફ દૃષ્ટિ કરી. પરંતુ કાંઇ પણ સમજી શકી નહિ. તેને ચારે તરફ અજાણ્યાં માણસો દેખાયાં. પરંતુ રમેશભણી તેની નજર પડતાંની સાથે જ તે તેને ઓળખી ગઇ. તેણે એકવાર સરોવરના કિનારાપર સોહાગની રક્ષા કરી હતી. સોહાગે વિચાર્યું કે, કદાચ આ વખતે પણ તેણે જ પોતાની રક્ષા કરી હશે. પણ તે રક્ષા કરવાથી શું થયું ? કારણકે, આ સમયે સોહાગે તો મરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી હતી તેને બચાવે તેવું કોઇ રહ્યું નહોતું.

રમેશની આજ્ઞાથી સોહાગે કપડાં બદલી નાખ્યાં અને થોડું ઘણું ઉનું દૂધ પણ પીધું. પરંતુ તેમ છતાં પણ તેના મનમાં શાન્તિ વળી નહિ. તે આત્મહત્યા કરવા માટે દૃઢપ્રતિજ્ઞા થઇ ગઇ હતી, તેને ગમે તેવા યત્નો કરવા છતાં પણ શાન્તિ શી રીતે મળી શકે ? જેણે આ વિશ્વને તદ્દન તુચ્છ માની લીધું હોય, તેને વિશ્વના ગમે તેવા ઉત્તમ પદાર્થો આપવામાં આવે તો પણ તેની આસક્તિ વિશ્વમાં કેવી રીતે થઇ શકે ? સંસારને જેણે કેવળ દુ:ખરૂપ જ અનુભવ્યો, જેને સુખનું સ્વપ્ન પણ ન આવ્યું હોય તેને સુખ અને શાન્તિના સામ્રાજ્યમાં એકદમ લઈ જવામાં આવે તોપણ તેનાપર તેની શ્રદ્ધા અથવા વિશ્વાસ શી રીતે બેસી શકે ?

પંડિતાણીએ સોહાગને જોઇ નહિ. તે નીચેના એક ઓરડામાં બેઠી હતી. વહાણ ઘણું મોટું હતું, ઉપર બે ત્રણ મોટા ઓરડા હતા. એમાંનો એક ઓરડો રમેશના શયન માટે વપરાતો હતો, બીજો તેની સ્ત્રીના ઉપયોગમાં આવતો અથવા તો જરૂર પડયે સગાં વહાલાં અને મિત્રો પણ તેમાં બેસી શકતા હતા. નીચે કેટલાક નાના નાના ઓરડા હતા. તેમાંના કોઇ ઓરડામાં રસોઇ થતી હતી, કોઇમાં ભંડાર રહેતો અને બાકીના ઓરડાઓ સર્વ સાધારણ માણસોને બેસવાના કામમાં આવતા હતા.

જે ઓરડો રમેશની સ્ત્રીના વપરાશમાં આવતો હતો, તે ઓરડામાં જ સોહાગને રાખવામાં આવી હતી. તે ઓરડામાં ગોઠ-

વેલો કીમતી સામાન જોઇને સોહાગ વિસ્મિત થઇ. સુંદર કાષ્ટનો મનોહર પલંગ હતો અને તેનાપર મચ્છરની રજાઇ લટકી રહી હતી. દીવાલપર તરેહ તરેહનાં વાદ્યો દેખાતાં હતાં અને તે ઓરડાના એક ખૂણામાં એક અતિ સુશોભિત પિયાનો પડયો હતો. અભરાઇપર ચાહ પીવાના રૂપાના પ્યાલા તથા રકાબીઓ ચકચકાટ કરી આંખોને આંજી નાંખવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. બારીઓને પણ મખમલના ઉત્તમ વસ્ત્રથી આચ્છાદિત કરવામાં આવી વતી. સોહાગે તે પુષ્પના જેવી કોમળ શય્યાપર શયન કર્યું.

સોહાગને વસ્ત્રાદિ આપી રમેશ તે ઓરડામાંથી બહાર જવા માટે ચાલ્યો આવ્યો. તે ઓરડામાં તેણે કોઇ પણ અનુચર અથવા નાવિકને જવાની સખ્ત મના કરી. આથી સોહાગ એકલી જ બેસી રહી. તે સમયે તેના મનમાં અનેક પ્રકારની ચિન્તાઓ ઉપજવા લાગી. ચિંતાના યોગે તે બિચારી બ્હાવરી બની ગઇ.

રમેશ તે સમયે અગાસીપર ટહેલી રહ્યો હતો. વહાણ પણ પુનઃ દક્ષિણ દિશામાં પ્રયાણ કરી રહ્યું હતું. રમેશે ચારે તરફ નજર દોડાવીને નિર્મળના વહાણની તપાસ કરવા માંડી, પરંતુ તે ઝાંખા પ્રકાશમાં દૂરનો પદાર્થ દૃષ્ટિ ગોચર થતો નહોતો. જોત જોતામાં પવન પડી ગયો, તેથી વહાણ મૃદુમંદ ગતિથી ચાલવા લાગ્યું. અરુણોદયની વાટ જોતો રમેશ અગાસી પર ટહેલવા લાગ્યો.

એ બાલિકા, સોહાગ જ છે એવો રમેશે નિશ્ચય કરી રાખ્યો હતો. અને તેનાં કેટલાંક કારણો પણ હતાં. પ્રથમ કારણ એ હતું, કે એ બાલિકાને રમેશે પ્રથમ આનંદપૂરમાં જોઇ હતી, બીજું કારણ એ હતું કે, તે નિર્મળની નૌકામાં હતી. જો એ બાલિકા સોહાગ ન હોય તો તે નિર્મળની નૌકામાં શા માટે બેસે ? તથા આવી મધ્ય રાત્રિના સમયે કાટોયા ભણી જવાને શા માટે તૈયાર થાય ? આ સર્વ બાબતનો વિચાર કરી રમેશરાયે એ બાલિકાને સોહાગજ ધારી લીધી હતી. અને ખરી રીતે તે સોહાગ જ હતી.

રમેશ ટહેલતાં ટહેલતાં વિચારો રહ્યો હતો કે;-" એ બાલિકા સોહાગ જ છે, એ હું કબૂલ કરૂં છું. પરંતુ તે ગંગાના જળમાં શા માટે કૂદી પડી હશે ? શું તેને કોઇએ નદીમાં ફેંકી દીધી હશે ? કે તેણે આત્મહત્યા કરવાનો પ્રયત્ન કર્યો હશે ? અથવા તો કાંઇ અકસ્માત્ થયો હશે ? તેને કોણે ફેંકી દીધી છે, એનો તો મારાથી નિશ્ચય પણ કરી શકાતો નથી. આવી એક નિરપરાધિની બાળાની

હત્યા કરવાથી કોઇને શો લાભ મળી શકે તેમ છે? વળી જે તેને ખાસ ભગિનીની પેઠે ચાહે છે. તે પણ તેના રક્ષક તરીકે તે નૌકામાં હાજર હતો, એવી સ્થિતિમાં તેની હત્યા કરવાનું સાહસ પણ કોનાથી થઇ શકે? તેમ જ અકસ્માત્ થવાની પણ કશી સંભાવના નથી. કારણ કે આ બાલિકાનો સ્વભાવ બહુ જ શાન્ત અને નમ્ર છે. મધ્ય રાત્રે તેને કોઇ મારવા આવે એ વાત પણ માની શકાય તેવી નથી. ત્યારે શું તેણે આત્મહત્યા કરવાના ઉદ્દેશથી જ જળમાં ઝંપાપાત કર્યો હશે? પણ એના આત્મઘાત કરવાનું કારણ શું હશે? તેના પર એવું તે શું દુઃખ આવી પડયું હશે કે, તે મોહમય સંસારની માયાનું બંધન તોડીને ભયંકર નામવાળા મોતના મુખમાં પડવાને તૈયાર થઇ હશે?"

રમેશ પુનઃ ચિંતામાં નિમગ્ન થયો. રમેશની ચિંતાનું કેન્દ્ર સ્થળ જે બની ગઇ હતી, તે થોડી વારમાં તેના ઓરડામાંથી નીકળી બહારના ડક્કાપર આવી ઉભી રહી. તેનો ઉદ્દેશ આત્મનાશ કરવાનો હતો. ડક્કાપર કેટલાક નાવિકો બેઠા હતા, તેમને જોઇને સોહાગ ત્યાં આગળ એક ક્ષણવારને માટે પણ ઉભી રહી નહિ; તે ધીમે ધીમે સીડી ચઢીને અગાસી પર આવી.

અગાસીપર આવીને તેણે જોયું કે, રમેશ બેઠો હતો. એ જોઇ સોહાગ શર્માઇ ગઇ અને ત્યાંથી નાસી છૂટવાની તૈયારી કરવા લાગી.

રમેશે કહ્યું:—"કેમ, પાછી શા માટે ચાલી જાય છે? જો તારે અહીં બેસવાની ઇચ્છા હોય, તો હું પોતે જ નીચે ચાલ્યો જાઉં છું. તારે ગભરાવાનું કશું કારણ નથી."

સોહાગ કશો પણ જવાબ આપી શકી નહિ, સ્થિરતાથી ઉભી રહી. જવાબ ન મળવાથી રમેશે કહ્યું:-"પણ હા. હું તને આ પહેલાં એક વાત કહેલાં ભૂલી ગયો હતો. તે વાત બીજી કાંઇ જ નહિ, પણ એ જ છે કે, હું તને કાટોયા પહોંચતાં સુધીમાં મારી આંખોથી અળગી થવા દઇશ નહિ. કાટોયા ગયા પછી જ તને એકલી રહેવાનો તથા ઇચ્છા પ્રમાણે હરવા ફરવાનો બંદોબસ્ત કરી આપીશ પણ જ્યાં સુધી મારૂં મન માનશે નહિ, ત્યાં સુધી તારી સાથે ગમે તે કોઇ એક માણસને રાખવું પડશે. સોહાગ આથી તારે માઠું લગાડવાનું કશું પ્રયોજન જ નથી. હું આ જે વ્યવસ્થા કરી રહ્યો છું, તે ફક્ત તારા ભલાને માટે જ છે, નહિ કે મારા કોઇ પણ પ્રકા-

રના પિશાચી સ્વાર્થને માટે, ભવિષ્યમાં તને મારી આ વાતનું રહ-સ્ય સમજાશે."

સોહાગે એકવાર આંખો ઉઘાડીને રમેશના મુખ સ્હામું તાકી તાકીને જોવા માંડયું. પણ થોડી વાર પછી આંખો મીંચીને તેણે લજ્જાન્વિત ભાવથી પ્રશ્ન પૂછયો:—"કેમ એમ કરવાનું શું કારણ છે!"

રમેશે કહ્યું:—"જેણે આત્મહત્યા કરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે તથા એકાદ વાર તેવું કુસાહસ પણ કરી નાખ્યું છે, તેને હું મારી આંખોથી અળગી થવા દઇ શકું તેમ નથી."

સોહાગ રમેશના કથનનો પ્રતિવાદ કરી શકી નહિ. જૂઠું બોલવાનો તેનો સ્વભાવ જ નહોતો. તે એટલી બધી સરલહૃદયા હતી કે અત્યાર સૂધીમાં તેણે એક પણ અસત્ય શબ્દનો ઉચ્ચાર કર્યો નહોતો. આ સમયે અસત્યવાદનું પ્રતિપાદન કરવા કરતાં મૌનનો સ્વીકાર કરી લેવો એ જ અધિક ઉચિત છે, એમ ધારીને સોહાગ નિરુત્તર જ રહી હતી.

રમેશે, સોહાગનો આંતરિક હેતુ જાણી લેવાના ઉદ્દેશથી તેને સંબોધીને પૂછ્યું:—"પરંતુ સોહાગ, એવી રીતે આત્મહત્યા કરવાનું શું કારણ હતું વારૂ? આ સંસારમાં આત્મહત્યા કરનાર મહાપાપી ગણાય છે, એમ જાણવા છતાં તેં આવું સાહસ શા માટે કર્યું હતું? શું તે સમયે તારા હૃદયમાં ભયનો સંચાર થયો નહોતો? તારી આ કોમળ કાયાપર તને જરાપણ દયા નહોતી આવી?"

પરંતુ સોહાગથી કોઇ પણ પ્રયત્ને રમેશના સવાલોનો જવાબ આપી શકાયો નહિ. જવાબ આપતી વેળાએ તેને એક જાતની લ-જ્જાએ અટકાવી દીધી. તે પોતાના મનમાં વિચારવા લાગી કે:—"હું આ એક અજાણ્યા પુરૂષની સાથે શી રીતે વાતચીત કરી શકું? આ જીવનમાં તો મેં કોઇ અજાણ્યા પુરૂષની સાથે વાતચીત કરી નથી તો પછી આની સાથે મારાથી શી રીતે બોલી શકાય?" વસ્તુતઃ સોહાગને પરપુરૂષ સાથે વાતચીત કે ગપાટા ચલાવવાની ટેવ જ નહોતી. એથી લજ્જાએ આવીને તેને બોલતી અટકાવી દીધી. પરંતુ થોડીવાર પછી એ લજ્જાને દબાવી દઇ સોહાગ સાહસપૂર્વક બોલવાની ચેષ્ટા કરી મનમાં જ વિચારવા લાગી કે:—"જે હજારો માણસો સમક્ષ ઉભી રહી કુત્સિત પ્રશ્નોના જવાબ આપવા માટે ચાલી છે, તેને વળી લજ્જા રાખવાનું શું કારણ છે? તે ઉપરાંત

જે સાક્ષાત્ દેવતા જેવો પવિત્ર છે, જેણે મને જીવનદાન આપ્યું છે, મરણના મુખમાંથી મને પોતાના જીવનું પણ જોખમ વેઠીને બચાવી છે. તેમની સમક્ષ લજ્જા આવશે તો તેનો પ્રતિકાર કરીને પણ હું તેને જવાબ આપવામાં પાછી હઠીશ નહિ. તેમની આગળ શરમ રાખવાની કશી જરૂર જ નથી."

આ પ્રમાણે પોતાના મનપર કાબૂ રાખીને સોહાગ બોલીઃ—"હું આત્મહત્યા કરવાના નિશ્ચયપર આવી ગઇ છું, એ વાતને તમે શી રીતે જાણી શકયા વારૂ ? મારા મનની ગુપ્તમાં ગુપ્ત વાર્તા મેં હજી સુધી કોઇને જણાવી નથી, તેને તમે આમ સહજમાં શી રીતે જાણી શકયા ? જ્યાં સુધી તમે મારી આ આકાંક્ષાને તૃપ્ત કરશો નહિ, ત્યાં સુધી મને આરામ મટશે નહિ."

રમેશે જવાબ આપ્યોઃ—"તેને હું તારા કરેલા સાહસી કાર્ય પરથી જ જાણી ગયો છું. તું જે સમયે જળમાં પડી, તે સમયના સર્વ સંજોગોનો વિચાર કરતાં હું બહુ સારી રીતે જાણી શકયો છું કે, તું કોઇ અકસ્માત્ અથવા અત્યાચારથી જળમાં કૂદી પડી નથી, પરંતુ તારી ઇચ્છાથી જ તેં એવું દુઃસાહસ કર્યું છે."

સોહાગ થોડી વાર ચૂપ રહ્યા પછી બોલીઃ—"તમે મારા જીવનદાતા છો, તમે મારા પર જે ઉપકાર કર્યો છે, તેનો બદલો મારાથી વાળી શકાય તેમ નથી. આ સર્વ કારણોથી હું તમારી પાસે કોઇ પણ પ્રકારની લજ્જા રાખવાનું ઉચિત ધારતી નથી. વળી જે મરવા બેઠી છે, તેને લજ્જા અથવા શર્મ રાખવાનું કારણ પણ શું છે ? મારા અવિનયની ક્ષમા કરો. પણ હું તમને એમ પૂછવા માગું છું કે, જેનું હૃદય સંસારના આઘાતો સહી સહીને ચૂર્ણિભૂત બની ગયું છે, સંસારમાં સળગતા ઇર્ષ્યા અને હિંસાના અગ્નિથી જેનું હૃદય દગ્ધ થઇ ગયું છે, એવી એક અનાથ અબળાને તમે મરણના મુખમાંથી શા માટે બચાવી ? મારા હૃદયમાં જે શાન્તિ અને આરામ મેળવવાની અભિલાષા હતી, તે અભિલાષાને શા માટે નષ્ટ કરી વારૂ ?"

નિર્મળે જવાબ આપ્યોઃ—"જે કારણથી તું આત્મનાશ કરવાને તૈયાર થઇ હતી, તે કારણ કદાચિત્ દૂર થઇ જાય અને તારા મનમાં જે ભય છે, તેનો નાશ થાય તો પછી તું નિશ્ચિંત થઇ શકીશ ખરી કે ? તારી ચિંતાનું નિવારણ થઇ શકશે ખરૂં કે ?"

સોહાગે કહ્યું:—"તે કારણને દૂર કરવાની શક્તિ મનુષ્યના અધિકારમાં નથી."

રમેશ બોલ્યોઃ—" કદાચ હું તે ચિંતાને દૂર કરૂં તો ? "

સોહાગે કહ્યુંઃ—" તો હું તમને દેવતા જ માનીશ. "

" પણ, હું દેવતા થવા ઇચ્છતો નથી. " રમેશ બોલ્યો.

" ત્યારે ? " સોહાગે પૂછ્યું.

" તું સુખી થાય, એજ મારી મનોકામના છે." રમેશે કહ્યું.

સોહાગ નિરુતર રહી.

રમેશે પુનઃ પૂછ્યુંઃ—" ત્યારે છેવટે શા નિશ્ચયપર આવી ? "

સોહાગે પણ સ્હામો સવાલ રજૂ કર્યોઃ—" નિશ્ચય ? શાનો નિશ્ચય ? "

રમેશે કહ્યુંઃ—" આત્મહત્યાના વિચારને માંડી વાળવાનો નિશ્ચય હવે તારે અવશ્ય દૃઢ રીતે હૃદયમાં ધારણ કરી લેવો પડશે. કારણ કે, આત્મઘાત જેવું આ અવનીમાં બીજું એક પણ પાપ ગણાતું નથી. દુનિયામાં ઈશ્વરે જે જીવન આપ્યું છે, તેને નષ્ટ કરવાની સત્તા મનુષ્યની નથી, ઇશ્વરની છે. ઇશ્વરની એ સત્તાનો ઉપયોગ મનુષ્યે કદાપિ કરવો જોઇએ નહિ. સોહાગ, તું જરા તારા ચિત્તને સ્વસ્થ કરી ઉંડી રીતે વિચાર કરી જો એટલે આત્મહત્યાની ભયંકરતાનો કાંઇક ખ્યાલ તારા જાણવામાં આવી જશે. જો મારૂં કહેવું માનતી હો તો એ દુરાશાનો પરિત્યાગ કરી સર્વ આશાઓને ઈશ્વરના અધિકારમાં સુપ્રત કરી દે; તો અવનીશ્વર પરમાત્મા તારૂં કલ્યાણ જ કરશે. ઇશ્વરે તને અત્યારે જે સંજોગોમાં લાવી મૂકી છે, તેમાં પણ તેમનો શુભ ઉદ્દેશ જ છે. તેનું વિધાન કદાપિ ત્રાસદાયક હોતું જ નથી. તે તો પોતાના માનવ સંતાનોના કલ્યાણમાં જ પ્રવૃત્ત રહે છે, પરંતુ મૂર્ખ મનુષ્યો તેની તે કુશળતાને ન સમજી શકવાથી ઇચ્છા મૂજબ કાર્ય કરી દુઃખનાં ભોક્તા બને છે. કરેલા કર્મનાં ફળ પ્રત્યેક માનવીને ભોગવવાં જ પડે છે. આ જન્મમાં એ કર્મનાં ફળ ભોગવવાથી કંટાળો આવતાં જે મનુષ્ય આત્મઘાત કરે છે, તેને બીજો જન્મ ધારણ કરીને પણ એ ફળ તો અવશ્ય ભોગવવું જ પડે છે. વળી આત્મઘાત એ મહા ભયંકર પાતક ગણાય છે. આર્યશાસ્ત્રવેત્તાઓએ એના સમાન બીજા એક પણ પાપને તેવું ભયંકર ગણ્યું નથી. માટે સોહાગ, એ પાપમય કાર્યના સંકલ્પનો પરિત્યાગ કરી ઈશ્વરમાં દૃઢ આસ્થા રાખ. "

સોહાગે અજાયબીથી પૂછ્યુંઃ—" ત્યારે શું તમે જાણી ગયા હતા કે, હું આત્મહત્યા કરવાની પ્રયાસી શા માટે થઇ હતી ? જ્યાં

સુધી એ કારણુ મારા જાણવામાં ન આવે ત્યાં સુધી મારા તડફડતા ચિત્તને શી રીતે શાંતિ વળી શકે ? તમારો ઉપદેશ સાંભળીને મારો તે સંકલ્પ જો કે અમુક અંશે શિથિલ થયો છે, છતાં મારા મનમાં સહજ ભય તો અવશ્ય રહ્યા કરે છે. જ્યાં સુધી મારી એ ચિંતાનું નિવારણુ થશે નહિ ત્યાં સુધી મારો ભય દૂર થશે નહિ, મારા હૃદયનો વ્યાધિ લેશ માત્ર પણુ ઓછો થશે નહિ."

રમેશે જવાબ આપ્યો:—" અદાલતમાં હાજર થઇ ખરાબ કેસમાં સાક્ષી અથવા જુબાની આપવાની તારી ઇચ્છા નથી અને એના યોગે જ તું આવું સાહસ કરી બેઠી છે. તારા મનમાં એવા વિચારો થયા કરે છે કે, મારાથી અદાલતમાં જઇ શી રીતે જવાબ આપી શકાશે ? એમ કરવાથી તો હું જનસમાજમાં એક કલંકિની કુલટા ગણાઇશ. લોકો મારા નામપર ધિક્કારની દૃષ્ટિ વરસાવશે તથા મારા માતા પિતાની આબરૂને ભયંકર કલંક લાગશે, કુળનું બધું ગૌરવ ધોવાઇ જશે." સોહાગ ! " આ સર્વ ચિંતાઓથી જ તું આત્મહત્યા કરવાને તૈયાર થઇ હતી. કેમ, મારી આ ધારણા ખરી છે કે નહિ ?"

સોહાગે કહ્યું:--" હા, અક્ષરે અક્ષર ખરી છે, પરંતુ તમે તે બધી વાતોને શી રીતે જાણી શક્યા ? શું તમે કોઇ દેવતા છો અથવા તો મનુષ્યના મનને જાણનાર કોઇ અંતર્યામી દેવદૂત છો ?"

રમેશે સહજ હસીને કહ્યું:--" હું તો માત્ર એક સાધારણુ મનુષ્ય છું. દેવતા કે દેવદૂત આદિ કાંઇ પણુ નથી. સોહાગ મનુષ્ય મનને સ્થિર રાખી આસપાસના સંજોગોનો વિચાર કરે તો અન્ય મનુષ્યના મનની બધી વાતોને સહજમાં જાણી શકે છે."

સોહાગે કહ્યું:—" એ ખરૂં, પરંતુ જે વાતને મારા સિવાય આ જગતનું કોઇ પણુ પ્રાણી જાણી શકવાને સમર્થ થયું નથી, મારા મનના જે વિચારો મેં કોઇને પણુ વિદિત કર્યા નથી, તે બધું તમારા જાણવામાં શી રીતે આવ્યું ? અનુમાનદ્વારા પણુ એ વાતનો પત્તો મેળવવો મુશ્કેલ છે. આ સર્વ કારણોથી તમે મનુષ્ય નહિ, પણુ દેવતા જ છો. દેવતા સિવાય મારા હૃદયની વાત બીજા કોઇથી જાણી શકાય તેમ નથી તે નથી જ."

રમેશ બોલ્યો:—" સોહાગ, એમાં અજાયબી પામવાનું કશું કારણુ નથી. મનુષ્ય અનુમાનપરથી બધું જાણી શકે છે. તે ઉપરાંત તારૂં મુખ જોતાં પણુ એ બધી વાતો સ્પષ્ટ જણાઈ આવે છે."

સોહાગનું મુખ શર્મથી લાલ થયું. તે ધીમેથી બોલી:–"ત્યારે હવે મને મારા ભાઇ પાસે લઇ ચાલો. તેઓ મારી વાટ જોતા હશે. અરે મને ન જોવાથી વ્યાકુળ થઇ ગયા હશે. મેં જળમાં ઝંપાપાત કર્યો છે, એ વાત જો તેમના જાણવામાં આવી ગઇ હશે, તો તો તેમના ચિત્તની દશા ઘણી જ ભયંકર થઇ ગઇ હશે. આવી વસ્તુ-સ્થિતિમાં મારે તેમને સત્વર મળવું જોઇએ. મારા જવાથી જ તેમની ચિંતા ઓછી થશે. પણ જ્યાં સૂધી હું નહિ જાઉં, ત્યાં સૂધી તેના ચિત્તને કોઇ પણ રીતે શાંતિ મળી શકશે નહિ."

"તારા ભાઇ કોણ છે, તે તો હું જાણતો નથી." રમેશે કહ્યું.

"વધૂગ્રામના જમીનદાર શ્રીમાન નિર્મળકુમાર." સોહાગે જવાબ આપ્યો.

"હેં! શું નિર્મળકુમાર!" રમેશે પૂછ્યું.

"હા, તે જ. પણ શું તેમને તમે નથી ઓળખતા?" સોહાગ બોલી.

"એવા મોટા જમીનદારને ન ઓળખું, એમ તે કેમ બને વારૂ?" રમેશ બોલ્યો.

"ત્યારે તેમની પાસે મને મૂકી આવો."

"હમણાં તેમ બની શકશે નહિ."

"કેમ?"

"હમણાં તે ક્યાં છે, તે હું જાણતો નથી."

"ત્યારે મારી શી દશા થશે?"

"જ્યાં સૂધી નિર્મળકુમારનો મેળાપ ન થાય ત્યાં સૂધી તારે આ વહાણમાં જ રહેવું પડશે. અહીં તને કશી ઇજા આવશે નહિ. કોઇ પણ પરપુરુષ તારા ઓરડામાં પ્રવેશ કરી શકશે નહિ. નિર્મળનો પત્તો મેળવવામાં પણ મારાથી બનતી કોશિશ કર્યા સિવાય રહીશ નહિ. તું અહીં ખુશીથી નિશ્ચિંત રહી શકીશ. તારે ગભરાવાનું કશું કારણ નથી. હું તને જોઇતી બધી સગવડ કરી આપીશ."

"ત્યાર પછી મારા માટે શો બંદોબસ્ત કરશો?"

"પાછા વળતી વેળાયે તને આનંદપૂર જઇ તારે ઘેર પહોંચાડી દઇશ."

"પણ હમણાં તમે ક્યાં જશો?"

"કાટોયા?"

"કાટોયા? કાટોયા શા માટે જશો?"

"તે ત્યાં ગયા પછી તને માલૂમ પડી આવશે."

"મારે સાક્ષી તો નહિ આપવી પડે?"

"ના."

"વહાણુ છોડીને બીજે ક્યાંય પણુ નહિ જવું પડે ને?"

"ના."

"બહુ સારૂં. ત્યારે હવે હું નિશ્ચિંતતાથી અહીં જ—આ વહાણુમાં જ રહીશ." સોહાગે કહ્યું.

## દ્વાદશ પરિચ્છેદ

## પાપનો પરાજય

" તુલસી જૈસી ભવતવ્યતા, તૈસી ઉપજત બુદ્ધ;
હોનહાર હિરદેં વસે, બીસર જાત સબ સુદ્ધ;
તુલસી રેખા કર્મકી, સો નાહીં મિટાવત રામ;
મેટે તો ક્યા બેરહેં, યોં સમુઝિ કિયોહેં કામ;
હોનહાર હિરદે બસેં, બીસર જાય સબ સુદ્ધ;
તુલસી ન ચલ્યો બલ કાહુકો, સમાન બુદ્ધ અબુદ્ધ.
તુલસી જૈસી હોતવ્યતા, તૈસી મિલૈ સહાય.

**મહાકવિ તુલસીદાસ.**

રમેશને કાટોયાના ઘાટપર પહોંચતાં પહોંચતાં લગભગ સવાર થઇ જવા આવ્યું. ત્યાં ગયા પછી તેણે પોતાના એક ઓળખીતા વકીલને બોલાવી મંગાવ્યો. વકીલનું નામ અમૃતરાય મજુમદાર હતું. તેના આવ્યા પછી રમેશે મુકર્દમાના સંબંધમાં યોગ્ય ઉપદેશ આપી વિદાય કર્યો. ત્યાર પછી જ્યારે અદાલતનું કામ શરૂ થયું, ત્યારે પંડિતાણીને રમેશે પોતાની એક પાલખીમાં બેસાડીને ન્યાયમંદિરમાં મોકલી આપી. તે ઉપરાંત તેની સાથે બીજા બે બળવાન દરવાનોને પણુ મોકલી આપ્યા; પરંતુ રમેશ પોતે વહાણુના ઓરડાનો ત્યાગ કરીને ક્યાંય પણુ ગયો નહિ. તે વહાણુમાં જ બેસી રહ્યો.

ઘણાખરા વાચકો જાણુતા જ હશે કે, ગંગા તથા અજય નદીના સંગમસ્થાનમાં કાટોયા નગર આવેલું છે. કાટોયાની ઉત્તરમાં અજય

અને પૂર્વમાં પૂણ્યમયી ભાગીરથી અથવા તો ગંગાનદી વહેતી હતી. અદાલતનું મકાન અજય નદીની છેક નજીકમાં અને ગંગાથી સહજ દૂર હતું. નિર્મળ આદિ સર્વ લોકોની નૌકાઓએ અજયમાં લંગર કર્યું; પરંતુ રમેશનું વહાણુ તો ગંગામાં જ નાંગર્યું. નિર્મળે ચારે તરફ નજર કરીને રમેશના વહાણુની તપાસ કરવા માંડી, પરંતુ તેને ક્યાંય પણ જોઇ શક્યો નહિ.

ધીમે ધીમે અગિયાર વાગ્યાનો સુમાર થવા આવ્યો. વકીલ, સિરસ્તદાર, પોલિસ આદિ આવીને અદાલતમાં એકઠા થવા લાગ્યા. જોતજોતામાં અદાલતનું કમ્પાઉન્ડ લોકોની ભીડથી ભરચક ભરાઇ ગયું. તિલમાત્ર પણ જગા ન રહી. તે મનુષ્યની મેદનીમાં કેદારરાય, હરિકિંકર આદિ કેટલાક સાક્ષીઓ હાજર હતા. આરોપી પણ હાજર હતો. પરંતુ વાદિની પંડિતાણીને કોઇ જોઇ શકતું નહોતું. કેદારરાય તેને માટે ઘણો જ ચિંતાતુર બની ગયો હતો. કિંકર પોતાના પિતાને સમજાવી રહ્યો હતો કે;–“ બાપા, એને માટે ચિંતા શા સારૂ કરો છો ? જો આજે તે હાજર નહિ થાય તો પછી ગમે તે એક દિવસે તો તેને અવશ્ય હાજર થવું જ પડશે. એમાં એનો કોઇ પણ રીતે છૂટકો થવાનો નથી. આજે જો કેસ નહિ ચાલે, તો મુદ્દત પડશે. પણ કેસનો અંત સહજમાં આવશે નહિ. આપ નિશ્ચિંત રહો. આ કિંકરનું કોઇ પણ કારસ્થાન નિષ્ફળ નિવડશે નહિ.”

કેદારરાયે કહ્યું:–“ હજી તું બાળક છે, તેથી બધી વાતના રહસ્યને બરાબર સમજી શકતો નથી. આજે જો તે હાજર નહિ થાય, તો મુકર્દમો મુલતવી રહેશે અને આપણી ધારેલી બધી ધારણાઓ ધૂળમાં મળી જશે. આવ્યો અવસર હાથમાંથી છટકી જાય તો પછી એકમજ માની લેવું જોઇએ કે, આપણું ભાગ્ય અનુકૂળ જ છે.”

કિંકરે પૂછ્યું:–“ ત્યારે તે ક્યાં ગઇ હશે બાપૂ ? ”

કેદારરાયે જવાબ આપ્યો:–“ મને એવો સંશય રહ્યા કરે છે કે, કદાચ નિર્મળકુમારે તેને પોતાના પક્ષમાં સેરવી લીધી હશે, તે ઘણીજ લોભી અને લાલચુ છે, પૈસાને માટે ગમે તેનું ગળું કાપતાં પણ તે અચકાય તેવી નથી. નારી જાતિમાં વિશ્વાસ રાખવો એના જેવું બીજું એક પણ જોખમ આ દુનિયામાં નથી. કિંકર ! તું હજી દુનિયાને ઓળખી શક્યો નથી. દુનિયા બડી દગાબાજ છે, તેમાં વસતાં તમામ માણસો દગાબાજ છે અને તેમાં પણ ખાસ કરીને સ્ત્રીઓની દગાબાજીનો તો છેડોજ નથી. આ પંડિતાણી કે

જેણે હજારોની ગર્દન હલાલી નાંખી છે, તેને ભરોસે મૂર્ખાને તેં જે ભારી કામ ઉઠાવ્યું છે. તે પૂરું થશે કે કેમ, એની પણ વારંવાર શંકા થયા કરે છે. એ દુષ્ટા ડાકિની આપણને આ મામલામાં ફસાવીને નિર્મળાના પક્ષમાં ચાલી ગઇ હોવી જોઇએ. નહિ તો અત્યાર સુધી તે અહીં આવ્યા વિના રહે નહિ. જો તે નિર્મળાનો પક્ષ લઇને અદાલતમાં ઉભી રહેશે તો આપણા પગ આપણા ગળામાંજ ફસાશે અને તે સાથે આપણી અત્યાર સુધીની ઇજ્જત આબરૂના પણ કાંકરા થઇ જશે. કિંકર! મને તો એમજ લાગે છે કે, હવે આપણા પાપનો ઘડો ભરાઇ રહેવા આવ્યો છે, નહિ તો હાથે કરીને પગપર કૂહાડો મારવાનું સાહસ આપણે કદાપિ કરીએજ નહિ પણ હશે હવે જે થાય તે જોવાનું છે. પૂરતી સાવચેતી રાખી ચાલવાનું છે. પણ જોજે કોઇના ફોસલાવ્યાથી ભોળવાઇને ગફલતમાં ન પડી જતો, નહિ તો પછી બચવાનો કશો ઇલાજ રહેશે નહિ."

"પણ કાલે સાંઝ સુધી તો મેં તેને જોઇ હતી, એ દરમ્યાન તે ક્યાં ચાલી ગઇ અથવા તો નિર્મળાના પક્ષમાં શી રીતે ભળી ગઈ, એ મારાથી કોઇ પણ રીતે સમજી શકાતું નથી. જો તે આપણા પંજામાંથી છટકીને દુશ્મનના પક્ષમાં જઇ મળી હશે તો પૂરેપૂરી ફજેતી થશે હું પ્રથમથીજ જો જાણતો હોત કે, તે દુષ્ટા આવો દગો કરશે, તો તેને મારાથી જરા પણ અળગી થવા દેત નહિ. પરંતુ પિતાજી! હવે શો ઇલાજ કરવો? મારાથી તો આ વિષયની કશી કલ્પના પણ કરી શકાતી નથી. આ વિષયમાં મારી બુદ્ધિ બહેર મારી ગઇ હોય એમ જણાય છે." હરિકિંકરે કેદારરાયની સલાહ લેવાના હેતુથી આ બધી વાત કહી સંભળાવી."

"હા. સાંઝે તો મેં પણ તેને જોઇ હતી. પરંતુ હવે એ વાતને કેવળ યાદ કરવાથીજ કશું વળી શકે તેમ નથી. તું તપાસ કરી ગમે ત્યાંથી એ પાપિણીનો પત્તો મેળવી આવ, નહિ તો બાજી હાથમાંથી છટકી જશે. અત્યારે જો તે આપણા પક્ષમાં ન રહેતાં નિર્મળાના પક્ષમાં જઇ જજ્જ સમક્ષ જુબાની આપશે તો આપણી પૂરી કમબખતી થશે. અરે, કદાચ પોલિસના ફટકા પણ ખાવા પડશે. કિંકર! આ કામ કાંઇ જેવું તેવું નથી. આ તો લાકડાનો લાડુ ખાવાનો છે. એ પંડિતાણીને કદાચ પાંચ પચીસની લાંચ આપવી પડે તો તેટલેથી પણ પતાવી દે છે. અત્યારે પૈસા વાપરવાની બિલકુલ કંજુસાઇ કરીશ નહિ. કારણ કે વખત ઘણોજ

કટાકટીનો છે. પણ હવે આ કામ કરવામાં જરા પણ ઢીલ ન કરતાં અહીંથી જઇ ગમે ત્યાંથી તેનો પત્તો મેળવી લાવ." કેદારરાયે કિંકરની ટુંકામાં બધી વાત કહી દીધી.

"પણ પિતાજી, મને તો એમ જ લાગે છે કે, તે જ્યારે અત્યારે અહીં આવી નથી, ત્યારે તેનાપર કોઇ પણ જાતની આપત આવી પડી હશે અથવા તો કાંઇક અકસ્માત થયો હશે. નહિ તો તે આવ્યા વિના રહે નહિ. વળી મારા મનમાં બીજી એક એ કલ્પના થઇ આવે છે કે, અદાલતમાં આવી જુબાની આપતાં તથા લોકો સમક્ષ બોલવાનો ક્ષોભ થતાં તેણે આત્મહત્યા કરી નાખી હશે. તેને આત્મહત્યા કરવાનાં બીજાં કેટલાંક કારણો પણ મળી આવે છે. તેમાંનું પ્રથમ કારણ એ છે કે, લોકો તેની એટલી બધી નિંદા કરીને કહ્યા કરે છે કે, પંડિતાણી તેં નિર્દોષ સોહાગ તથા નિર્મળપર જે કલંક ચઢાવ્યું છે, તેના યોગે તું ભયંકર પાપીયસી થઇ છે અને તે પાપની તને કદાપિ ક્ષમા મળી શકવાની નથી. બીજું કારણ એ છે કે; આ તદ્દન જૂઠા અને બનાવટી મામલામાં ભાગ લઇને તેણે જે ભયંકર પાપ કર્યું તે પાપનો પશ્ચાતાપ થવાથી તેને આ સંસાર તરફ એક પ્રકારની વિરક્તિ ઉત્પન્ન થવાથી આત્મહત્યા કરી હોય. તે ઉપરાંત બીજાં કેટલાંક પણ એવાં સબળ કારણો છે કે, જેથી તે આત્મહત્યા કરવાનું સાહસ કરે તો તેમાં પણ કાંઇ નવાઇ જેવું નથી." કિંકરે એક પ્રકારનો નવીન સવાલ રજૂ કરી કહ્યું.

કેદારરાયે તેના પ્રતિવાદમાં જણાવ્યું કે;-"કિંકર! અત્યાર સુધી હું તને કાંઇક બુદ્ધિમાન ધારતો હતો; પરંતુ હવે જોઉં છું કે, મારી એ ધારણા તદ્દન ભૂલભરેલી જ હતી. કારણ કે, જે બનાવ બનવાની કદાપિ સંભાવના જ રાખી શકાતી નથી, તે કાર્યને તું શક્ય અને સંભવિત માની બેઠો છે. પંડિતાણીના જેવી મહા દુષ્ટ અને ચાલાક ઓરતને તું એટલી બધી સરળ માને છે, એ કેવળ તારી ભ્રમણાનું જ પરિણામ છે. મૂર્ખ, તને એટલો પણ વિચાર નથી આવતો કે, તે આવી નજીવી બાબતમાં પોતાના હાથથી જ પોતાનું મરણ કરવાને તૈયાર થાય ખરી કે? જેણે આ દુનિયામાં એક પણ કુકર્મને છોડયું નથી, જેના દ્વારા હજારો હલાલ થયાં છે, તેને તું આત્મહત્યા કરી નાંખે એવી ભોળી ભામિની માને છે? કિંકર! તને અને બુદ્ધિને હજી હજારો ગાઉનું છેટું છે."

આ સમયે હાકેમે આવીને ન્યાયાસનપર બેસી અદાલતનું કામકાજની શરૂઆત કરી. હાકેમ અથવા તો ન્યાયાધીશ એક પ્રવીણ અને બુદ્ધિમાન પુરુષ હતો અને તે બંગાળાનો નિવાસી હતો. ઇન્સાફ કરતી વેળાયે તે કોઇનું મોઢું રાખતો નહોતો અથવા તો કોઇના પક્ષમાં લાભ આપવાનું અને કોઇના પક્ષમાં ગેરલાભ કરવાનું તે જાણતો જ નહોતો. તેણે ન્યાયની તલ્વાર સર્વને માટે સમાન છે, એ સૂત્રને જ સ્વીકારી લીધું હતું. ઇન્સાફ આપવામાં તે એકકો હતો. કેટલીકવાર તે કાયદાના બંધનમાં ન બંધાતાં સત્ય વસ્તુ શી છે, એના રહસ્યને શોધી કાઢી અપરાધીને જ સજા આપતો હતો. તે અંગ્રેજી ભાષામાં જોઈએ તેવો કુશળ નહોતો, તથાપિ ઇન્સાફ આપવામાં તેની સારી ખ્યાતિ ગણાતી હતી. પોલિસ તેનાથી ડરીને ચાલતી હતી. તેના જેવો અદલ ઇન્સાફ આપનાર કાજી તે સમયે તે દેશોમાં બીજો કોઇ નહોતો. દેશમાંથી તેના જેવા ન્યાયી પુરુષોનો તે સમયે સર્વથા લોપ થવા આવ્યો હતો. વર્ત્તમાન સમયના ન્યાયાધીશોમાં અને તે ન્યાયધીશમાં ઘણો તફાવત હતો. તે કોઇની પાસેથી લાંચ રિશ્વત લેતો નહિ, નિરપરાધીને અપરાધી ઠરાવવાની કોશિશ પણ કરતો નહિ. અત્યારે તો ન્યાયાધીશો પોતાના ઉપરી અધિકારીઓને સંતુષ્ટ કર્યા વિના નોકરી પણ મેળવી શકતા નથી, અને ભાગ્યયોગે તેઓ નવી નોકરી મેળવી શકે છે, તો તેમના દ્વારા જોઇએ તેવો ઇન્સાફ પણ મળી શકતો નથી. અત્યારે જે ઇન્સાફ મળે છે, તેનું મૂલ્ય ઘણું મોંઘું છે. હજારો, લાખો રૂપિયાની આહુતિ આપનાર ફાવી જાય છે, પરંતુ કાટોયાનો તે ધર્માત્મા ન્યાયાધીશ બહુજ વિચારશીલ હોવાથી ઇન્સાફની તુલાને કદાપિ કલંકિત થવા દેતો નહિ. તે પોતે બહુ જ સારી રીતે સમજતો હતો કે, મારા વાક્યપર જ મનુષ્યના જીવન મરણનો, યશ તથા ગૌરવનો આધાર રહેલો છે, તેથી કોઇના પર અત્યાચાર ન થાય તેની તે બહુ જ કાળજી રાખતો. પોતાની ફરજ શી છે, એને જાણી શકવાથી ઇન્સાફ આપવામાં તે બહુ જ વિચાર કરતો હતો. વસ્તુતઃ જેવા ન્યાયાધિશની વિશ્વને અગત્ય છે, તેવા જ પ્રકારનો તે એક આદર્શ ન્યાયાધીશ હતો, એમ કહેવામાં આવે તો પણ તેમાં કશો વાંધો નથી.

પણ હવે તે વિષયનું વિશેષ વિવેચન ન કરતાં કથાના મૂળ પ્રસંગપર આવીને અમે અમારા વિષયને આગળ લંબાવીશું. ન્યાયાધિશ આવીને બેઠા પછી સહુથી પહેલું મુકર્દમાનું કામ સંભાળ્યું તે મુક-

ર્દમો બીજા કોઇનો નહિ, પણ આપણા પૂર્વ પરિચિત નિર્મળ કુમારનોજ હતો. ન્યાયાધીશ સાહેબની આજ્ઞા થતાંની સાથેજ નિર્મળને બોલાવવામાં આવ્યો. નિર્મળ અથવા તો તે મુકર્દમાનો આરોપી ન્યાયાસન સમક્ષ આવી હાજર થયો.

કાટોયાના જે પ્રખ્યાત વકીલ અને સોલિસિટર્સ હતા, તેઓ બધા નિર્મળના પક્ષમાં નીમાયા હતા. એક નવીન વકીલ તથા એક બદમાશ કારકુન વાદિની પંડિતાણીનો કેસ ચલાવવાને તૈયાર થયા હતા. કેદારરાય પૈસા ખરચવામાં મહા કંજુસ હતો. ચમડી તુટે પણ દમડી ન તુટે એવું તેના જીવનનું કઠોર વ્રત હતું. એક પાઇને માટે તે પોતાના પ્રાણ આપવાને પણ તત્પર થઇ જતો હતો. વળી તે બિચારો એકલો શું કરે? તેનાથી અદાલતનાં બધાં કામ શી રીતે થઇ શકે! હજી મુકર્દમાનું કામ ચાલતાં ન ચાલતાં ન ચાલતામાં તો તેને લગભગ બસો રૂપિયાનું ખર્ચ થઇ ગયું હતું, કેદાર સારો વકીલ કરવાને રાજી નહોતો અને તેનું મુખ્ય કારણ એ હતું કે, સારો વકીલ કરવા જતાં ખર્ચ ઘણો વધી જાય તેમ હતો. પરંતુ ખર્ચ કરવાની તેની બિલકુલ ઇચ્છાજ નહોતી. બસો રૂપિયાના ખર્ચનું સ્મરણ થતાંની સાથેજ તેના પ્રાણ કંઠે આવી જવા આવ્યા હતા. હવે બનતાં સુધી મસ્તકા ચંદન ઘસએ નંદન! વાળો ઘાટજ તે શોધતો હતો. પરંતુ તેના દુર્ભાગ્ય યોગે તેવો કોઇ પણ ઘાટ તેના ધ્યાનમાં આવ્યો નહોતો એ દરમ્યાન નિર્મળનો મુનીમ શહેરના બધા સારા સારા નામીચા વકીલોને મ્હોં માગી ફી આપીને પોતાના પક્ષમાં હાજર રાખવાનો બંદોબસ્ત કરી આવ્યો હતો. કેદરરાયના જાણવામાં જ્યારે એ બધી વાત આવી ત્યારે તેના હોશ ઉડી ગયા, તેની બધી આશાઓ પર પાણી ફરી ગયું અને મનની મનમાંજ રહી ગઇ. તો પોતાના એક પણ પ્રયત્નમાં ફળીભૂત થયો નહિ એ જોઇને પોતાના ભાગ્યપર તથા ભગવાન પર ધિક્કારનો વરસાદ વરસાવા લાગ્યો. પરંતુ આગ લાગ્યા પછી કૂવો ખોદવાથી શો લાભ! તેની બધી બાજી ધૂળમાં મળી ગઇ.

કાટોયામાં બાબુ અમૃતરાયની નામના એટલી બધી વધી ગઇ હતી કે, શહેરના સઘળા લોકો અદાલતનું કાંઇ પણ કામ આવે તો તરતજ તેને પોતાના પક્ષમાં લઇ લેતા હતા. હાલમાં રમેશનો ઉપદેશ સાંભળી ને બળથી ઉન્મત્ત થયેલા સિંહની પેઠે આવી અદાલતમાં હાજર થયો નિર્મળનો કેસ ચાલતી વેળાએ તેણે નિર્મળને

માટે ન્યાયાધીશ પાસેથી એક આસનની માગણી કરી. આસન મળ્યું; પરંતુ નિર્મળે તેને ગ્રહણ કર્યું નહિ, તે આસનપર બેઠો નહિ; પરંતુ ગર્વની સાથે અદાલતના આ રોપી માટે બતાવેલા પાંજરામાં જઇ ઉભો રહ્યો.

ત્યાર પછી કેદારરાય તરફથી નીમાયલા વાદિની પંડિતાણીના વકીલ રજનીકાન્તે મુકર્દમાની શરૂઆત કરી. પરંતુ તે બધી નિરર્થક વાતો જાણવાની અમારા વાચકોને કશી આવશ્યકતા ન હોવાથી અમે આ સ્થળે તેનો ઉલ્લેખ કરવાનું ઉચિત ધારતા નથી.

શરૂઆતની પ્રસ્તાવના સાંભળી અમૃતબાબૂ હવે સ્થિર રહી શક્યો નહિ. તે સહજ હસીને બોલ્યો:–"હું નથી કહી શકતો કે, આ મહા વિદ્વાન વકીલની કલ્પનાનો પ્રવાહ ક્યાં જઇને અટકી પડશે? અદાલતના સમયને વિના કારણ નષ્ટ ન કરતાં વકીલસાહેબ! જે જરૂરની અને જાણવા જેવી વાતો હોય તે કહો કે, જેમાંથી કાંઇક સાર નીકળી શકે. આવી નાના બાળકના જેવી વાતો કહેવાનું સ્થળ આ અદાલત નથી. અહીં કાંઇ લાંબા લાંબા સંવાદો કરવાથી જ જીત મેળવી શકાતી નથી. કેટલાંક પ્રબળ પ્રમાણોની પણ જરૂર પડે છે. પ્રમાણ વિનાનો કેસ તદ્દન લંગડો અને નાપાયાદાર ગણાય છે. એવો મામૂલી કેસ કદાપિ સકસેસફૂલ–સફળ નીવડી શકતો નથી. બાબૂસાહેબ! હવે આ મોટી લાંબી પહોળી ભૂમિકાનો પરિત્યાગ કરીને કાંઇક પ્રમાણસર વાત કહો. જો પ્રમાણો મેળવવામાં તમે ફળીભૂત ન થયા હો તો આ વાતને આટલેથી જ અટકાવી દો. ચોળીને ચીકણું કરવામાં કશો માલ નથી. 'શૉર્ટ એન્ડ સ્વીટ્' સંક્ષેપ અને મિષ્ટ પ્રમાણો જ કેસમાં વિજયી અપાવી શકે છે. પણ હવે હું એ સંબંધી કાંઇ પણ ન કહેતાં ફક્ત એટલું જ જણાવું છું કે, આ વાતને આટલેથી જ અટકાવી દો."

આવાં કઠોર વચનો સાંભળી રજનીકાન્તનું મુખ લાલચોળ બની ગયું. તેણે સહજ કોપના આવેશમાં આવી ગંભીરતાથી કહ્યું:–"અમૃતબાબુ! આમ ચીડાઇ જાઓ છો શા માટે? મારા બોલવાથી કદાચ તમારા અસીલને કાંઇક હાનિ થઇ શકશે, પરંતુ તેથી તમારે આમ તપી ન જવું જોઇએ. સત્યની શોધ કરવા જતાં બધી બાબતના વિચારો કરવા પડે છે. વિચાર કર્યા વિના કોઇ પણ ઇન્સાફ આપી શકાતો નથી. મારી આ વાતથી તમને કદાચિત્ માઠું લાગશે, તો તે સ્વાભાવિક જ ગણાશે. પરંતુ તેની પાસે હું લાચાર છું, નાઇલાજ છું. જેના પક્ષમાં હું હાજર રહ્યો છું, તેનું અહિત મારાથી કદાપિ

થવા દેવાશે નહિ. જો આરોપી પોતાનો ગુન્હો કબૂલી લે તો બધી પીડા ટળી જાય. પરંતુ જ્યાં સુધી તેનો અપરાધ સાબીત ન ઠરે, ત્યાં સુધી મારે ઘટતી તપાસ કરવી જોઇએ. કારણકે, એ મારો મુખ્ય ધર્મ છે. તમે જેમ તમારા અસીલનો પક્ષ ખેંચો છો, એમ મારે પણ મારા આરોપીનો પક્ષ ખેંચવો જ જોઇએ."

અમૃતરાયે કહ્યું:—"તે બધું થોડા વખતમાં જ જણાઇ રહેશે કે, ખરો આરોપી કોણ છે. નિર્મળ જેવા નિર્મળ ચારિત્ર્યવાળા યુવકપર જે હડહડતો આરોપ મૂકવામાં આવ્યો છે, તેનું બધું પોકળ થોડા વખતમાં જ ફૂટી જશે. પણ હવે તે વાદી અને સાક્ષીઓની જુબાની લેવાનું શરૂ કરો. વિલંબ ન કરો. વાતની વાતમાં ઘણો વખત વીતી ગયો છે. હવે વધુ વખત ગાળવાની કશી જરૂર જણાતી નથી."

રજનીકાન્ત બોલ્યો:—"ફરીયાદ કરનાર વાદી કોણ છે? તેને બોલાવો એટલે હું જુબાની લેવાનું શરૂ કરૂં. વાદી? જે કોઇ વાદી હો, તે સત્વર હાજર થાઓ."

અમૃતરાયે કહ્યું:--"એમ કરવામાં મને કશો વાંધો નથી. પણ તમે જે વાદિનીના વકીલ છો, તેને પણ શું ભૂલી ગયા છો? કેવી અજાયબી કે, વકીલ પોતાના અસીલને પણ ભૂલી જાય!"

અમૃતબાબૂના આવા સખ્ત શબ્દો સાંભળી રજનીકાન્તની ભ્રમણા ભાંગી. વાદિનીના નામનો પોકાર થયો. થોડીવારમાં પંડિતાણી ઘુમટાથી મુખ ઢાંકી ન્યાયાધીશ સમક્ષ આવી ઉભી રહી. કેદારરાય તેને જોઇ ગુંચવણમાં પડી ગયો. તેણે ગુપચૂપ પોતાના પુત્રને કહ્યું કે:-કિંકર! હવે છૂટકારો થાય તેવી કશી આશા રાખી નથી. આ પાપી પંડિતાણી નિર્મળના પક્ષમાં દોરવાઇ ગઇ છે. હવે શું થશે, તેની મારાથી કશી કલ્પના પણ કરી શકાતી નથી."

કિંકરે કહ્યું:—"તમે શી રીતે એ બધા રહસ્યને સમજી શકયા વારૂ? થોડીવાર પહેલાં તો તમે પોતે જ કહેતા હતા કે, તે આવી નથી, તો પછી અત્યારે તે કયાંથી આવી પહોંચી?"

કેદારરાયે જવાબ આપ્યો:—"હું હવે સારી રીતે સમજી શકું છું કે, પંડિતાણી પોતાની ઇચ્છાથી અહીં આવી નથી, પણ તેને કોઈ છૂપાવીને જ લઇ આવ્યું છે. જો તેમ ન હોય તો આપણે પંડિતાણીને અત્યાર સુધી કોઇ પણ સ્થળે શા કારણથી ન જોઇ શકીએ? જો તે પોતાની મેળે જ અહીં આવી હોત તો આપણને

મળ્યા સિવાય કદાપિ રહેત નહિ. ગમે તેમ હો; પણ હવે આપણા તો બાર જ વાગી ગયા છે. એમાંથી કોઇ પણ રીતે આપણો ઉદ્ધાર થાય તેમ જણાતું નથી. હાય ! રાધાવલ્લભ ! વલ્લભ વિઠ્ઠલ ગિરિધારી, રક્ષા કર મુરારિ, ધન્ય ધન્ય તારી બલિહારી, ન જાણે લીલા કોઇ અકળ ન્યારી ! રાધાશ્યામ, ગોકુળધામ ! રામ રામ ! !"

આ સાંભળીને કિંકર બહુજ ગભરાઇ ગયો. પંડિતાણીને બે ચાર વાતો કહેવાના ઇરાદાથી તેના તરફ જરા આગળ ધસી ગયો. પરંતુ અમૃતબાબુની સાવચેતીથી કિંકર પંડિતાણી પાસે જઇ શક્યો નહિ.

ન્યાયાધીશ પંડિતાણીની જુબાની લખી લેવા લાગ્યો. પંડિતાણીએ ધીમે ધીમે બધી સાચી બીના જણાવી દીધી. તે સાંભળીને બધા બહુ જ અજાયબ થયા. ત્યારપછી જ્યારે શરત્ બાબૂએ ફરીને ઓજસ્વિની ભાષામાં સોહાગની મિલ્કતને પચાવી પાડવા માટે કેદારરાયે કરેલાં કારસ્થાન, સોહાગને મેળવવા માટે કિંકરે કરેલાં કાળાં કામ, પંડિતાણી તથા કિંકરનાં કાવત્રાં આદિ બધા વિષયનું બરાબર વર્ણન કરી બતાવ્યું, ત્યારે સર્વના આશ્ચર્ય અને વિસ્મયનો અવધિ થયો. નિર્મળનું સુવિમળ ચારિત્ર્ય, તેના શહેરમાં વધી પડેલી તેની ખ્યાતિ, સોહાગની સાથે નિર્મળનો પવિત્ર સંબંધ આદિ સર્વ વિષયોનું એક પછી એક વર્ણન કરવામાં અમૃતબાબૂએ કશી પણ ખામી રહેવા દીધી નહિ.

આ બધો સત્ય વૃત્તાંત સાંભળીને, અદાલતમાં એકઠો થયેલો જનસમૂહ વિસ્મિત, સ્તંભિત અને ક્રોધિત થયો. કિંકરે પોતે પાપ કરવા છતાં બીજાના શરીરપર ઓઢાડી દેવા માટે કેવાં કેવાં કારસ્થાનો રચ્યાં હતાં, કેવાં કેવાં ઘોર કુકર્મો કર્યાં હતાં, એ સાંભળીને લોકો ચારે બાજૂએથી તેનાપર ધિક્કાર-ફિટકારનો વરસાદ વરસાવવા લાગ્યા. કેદારરાયની પણ તેવીજ દુર્દશા થઇ.

નિર્મળ નિરપરાધી અને નિષ્કલંક ઠર્યો. તેને મુક્ત કરવામાં ન્યાયાધીશે જરા પણ વિલંબ કર્યો નહિ. તેણે સાક્ષી કે પ્રમાણ આદિ કશું પણ માગ્યું નહિ. પરંતુ આવું શુભ પરિણામ શી રીતે આવ્યું? તે સંબંધી નિર્મળ ઉંડી ગુંચવણમાં પડી ગયો. તેણે વિચાર્યું કે, "જે વાર્ત્તા તેના તથા સોહાગના સિવાય બીજું કોઇ પણ જાણતું નહોતું, તે વાર્ત્તા આમ સહજમાં શી રીતે પ્રકટ થઇ ?" સોહાગ મરી ગઇ છે; એ વાત કોઇએ કહી નહિ. પંડિતાણી પણ તે સંબંધી

કાંઇપણુ જાણુતી નથી, છતાં પણુ કોઇક અસાધારણુ શક્તિના બળથી બધી ગુપ્ત વાર્ત્તા એક સાથે ગુંથાઇને જનસમાજમાં પ્રકટ શી રીતે થઇ ? નિર્મળે વિચાર્યું કે;-"ત્યારે શું આ મામલામાં રમેશરાય પણુ સામેલ થયો હશે ?"

નિર્મળ કંઇ પણુ નિશ્ચય ન કરી શકવાથી અદાલતમાંથી ચાલી નીકળ્યો. અમૃતબાબૂ પંડિતાણીને લઇ પોતાના ગૃહ ભણી વિદાય થયા.

## ત્રયોદશ પરિચ્છેદ

### પરોપકાર એજ મહાપુણ્ય !

आत्मार्थं जीवलोकेऽस्मिन्को न जीवति मानवः ।
परं परोपकारार्थं यो जीवति स जीवति ॥
परोपकारकैवल्ये तोलयित्वा जनार्दनः ।
उपकारं गुरुं ज्ञात्वा ह्यवतारान्दशाग्रहीत् ॥
श्रूयतां धर्मसर्वस्वं यदुक्तं शास्त्रकोटिभिः ।
परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥

सुभाषितमञ्जरी.

રાત્રિ જ્યારે એકાદ પ્રહર અવશિષ્ટ રહી, ત્યારે રમેશ સોહાગને લઇને આનન્દપૂરના ઘાટપર આવી પહોંચ્યો.

રમેશે ત્યાં પહોંચ્યા પછી સોહાગને સંબોધીને કહ્યું:-"સોહાગ!"

સોહાગ ઉઠી ઉભી થઈ.

રમેશે કહ્યું:-"સોહાગ, હવે આપણે અહિં ઉતરવું પડશે."

સોહાગે પૂછ્યું:-"કેમ, આપણે આનંદપૂરમાં આવી પહોંચ્યા છીએ ?"

રમેશે જવાબ આપ્યો:-"હા, હવે તારે અહીંથી તારે ઘેર જવું પડશે."

સોહાગે ફરીવાર પૂછ્યું:-"અને તમે ક્યાં જશો વારૂ ?"

રમેશે કહ્યું:-"તને તારે ત્યાં પહોંચાડી આવ્યા પછી, હું વધુ-ગ્રામ જઇશ અને ત્યાં જઇ નિર્મળની માતાને મળી બારોબાર વિશાળપૂર ચાલ્યો જઇશ."

સોહાગ રમેશની વાર્તા સાંભળી વહાણમાંથી રમેશની સાથે ઘાટપર ઉતરી પડી. ત્યારપછી તેઓ બન્ને બે વફાદાર દ્વારપાળોને લઇ સોહાગના ઘર ભણી વિદાય થવા માટે તૈયાર થયાં. દ્વારપાળો આગળ આગળ દીપકનો પ્રકાશ બતાવતા ચાલવા માંડયા અને રમેશ તથા સોહાગ પણ તેમની પાછળ ચાલવા લાગ્યાં. રસ્તે ચાલતાં ચાલતાં રમેશે પૂછ્યું:-" સોહાગ, આજે હું તને મારો પરિચય આપું કે વારૂ ?"

સોહાગે કહ્યું:-"હું તમને સારી રીતે ઓળખું છું, માટે મને તમારા પરિચયની કશી જરૂર નથી. સૂર્યનો પરિચય જેમ તરત જ મળી શકે છે, તેમ સદ્‌ગુણી અને પરોપકારી જનોનો પરિચય મળતાં પણ વિલંબ થતો નથી. હું તમારા સદ્‌વર્ત્તનથી સત્વર તમારો પરિચય પામી શકી છું "

રમેશે પૂછ્યું:-" તું શી રીતે મને ઓળખી શકી છે વારૂ ? જો તું મને ઓળખતી હો તો કહે કે, હું કોણ છું અને કયાંનો નિવાસી છું ?"

સોહાગે જવાબ આપ્યો:-" તમે દેવતા છો, એના કરતાં હું બીજો વધારે પરિચય મેળવવા ઇચ્છતી નથી. તમે જે પરોપકાર કરી મને બચાવી છે, અદાલતમાં જતી મારી આબરૂને બચાવી છે, એ બધી વાતોપરથી તમે કોઇ સાધારણ મનુષ્ય નથી, દેવતા છો. પરોપકારી જન એજ દેવતા છે. દેવનામાં અને પરોપકારી પુરુષમાં કશોય ભેદ નથી. પરોપકારના જેવું એક પણ પુણ્ય નથી. પરોપકારમાં બધાં પુણ્યોનો સમાવેશ થઇ જાય છે, માટે પરોપકારીમાં અને દેવતામાં વિશેષ અંતરાય હોતો નથી. જેણે દુનિયામાં જન્મની પરહિત અને પરકલ્યાણના મહાવ્રતનું પાલન કર્યું છે, તેજ પુરુષને ધન્ય છે. તેણેજ પોતાના જીવનના ઉદ્દેશને બરાબર જાણી લીધો છે, એમ કહેવામાં પણ કશોય પ્રત્યવાય નથી. કારણકે, શાસ્ત્રો પણ પોકાર કરીને કહે છે કે:-

**परोपकारः कर्त्तव्यः प्राणैरपि धनैरपि ।**
**परोपकारजं पुण्यं न स्यात्क्रतुशतैरपि ॥**
**रविश्चन्द्रो घना वृक्षानद्योगावश्च सज्जनाः**
**एते परोपकाराय विरिञ्चेन विनिर्मिताः**

" માટે હવે તમારો પરિચય મેળવવાનું બીજું કોઇ પણ પ્રયોજન જોતી નથી."

રમેશે કહ્યું:—" ના, સોહાગ! હું દેવતા નથી-હું તો—"

આ પ્રમાણે વાતચીત કરતાં તેઓ સોહાગના ગૃહના દ્વાર પાસે પહોંચી ગયાં. દરવાનો દ્વાર પાસે જઇ આગળ વધતા અટકી ગયા. ત્યાર પછી રમેશે બૂમ મારી કહ્યું:-" સોહાગ!"

સોહાગે, રમેશના મુખ તરફ માત્ર એકજવાર તીવ્ર દષ્ટિપાત કર્યો.

રમેશે પુનઃ કહ્યું:-" સોહાગ, હું હવે અહીંથી વિદાય થાઉં છું. ભવિષ્યમાં તારી સાથે મારી ફરીવાર મુલાકાત થશે કે નહિ, તે નિ-શ્ચયપૂર્વક કહી શકતો નથી, પરંતુ-પણ—"

બાલિકા શાંતિથી નીચું મુખ કરી ઉભી રહી. એ જોઇને રમેશે કહ્યું:-" મુલાકાત થાય અથવા ન થાય, પરંતુ મારી આ સમયે તને માત્ર એકજ આશિષ છે કે, તું સુખી થા, સદા સુખી રહે. તારા ભાગ્યમાં અપૂર્વ આનંદનો સમાવેશ થાઓ અને તારાં સઘળાં દુઃખોનો અંત આવો. બસ. આજ મારી છેવટની પ્રભુ પ્રતિ પ્રાર્થના છે, તે પ્રાર્થનાને તે દયાળુ પૂર્ણ કરો."

આમ કહ્યા પછી તે ત્યાં આગળ વધારે વાર ઉભો રહ્યો નહિ, એકદમ ત્યાંથી ચાલી નીકળ્યો. બાલિકા સોહાગ આંખમાં આંસૂના પ્ર-વાહને ધારણ કરી દ્વારપરજ ઉભી રહી.

વધુગ્રામ આવતાં આવતાં રમેશને લગભગ દ્હોડ પ્રહર થઇ ગયો. અન્નપૂર્ણાની મુલાકાત કરી રમેશે તેજ રાત્રે વિદાય થવાની આજ્ઞા માગી લીધી.

એ સાંભળી અન્નપૂર્ણાએ કહ્યું:-" ના ભાઇ, આજે તો હું તને નહિ જવા દઉં. હમણાં બે ચાર દિવસ અહીં રોકાઇ જા. તારા રહેવાથી નિર્મળના ચિત્તને પણ કાંઇક શાંતિ મળી શકશે. અત્યારે તેના મનની સ્થિતિ એટલી બધી બગડી ગઇ છે કે, તે પૂરૂં ખાતો પીતો નથી અને હરવા ફરવામાં પણ બિલ્કુલ ધ્યાન આપતો નથી. રાત્રિ દિવસ ચિંતા, ચિંતા ને ચિંતામાંજ તે મગ્ન રહ્યા કરે છે. કો-ઇની સાથે બેસી વાતચીત કરવાનું, નૌકામાં બેસી જળ વિહાર કર-વાનું તથા ઉદ્યાનમાં જઇ પુષ્પલતાઓની સંભાળ લેવાનું પણ તેણે બંધ કરી દીધું છે. હું નથી સમજી શકતી કે, મારાં કયા દુર્ભાગ્યના યોગે તેની આવી વિચિત્ર સ્થિતિ થઇ ગઇ છે. રમેશ! ભાઇ! જો તને આ દુઃખિની અન્નપૂર્ણાપર જરા પણ દયા આવતી હોય, તારો તેના પ્રતિ કાંઇક પણ પૂજ્યભાવ હોય તો કૃપા કરી તું હમણાં અહીં રોકાઇ જા, અને મારી આંધળીની લાકડી રૂપ નિર્મળના ચિત્તને

ઠેકાણે લાવવાની કોશિશ કર. કારસ્થાનથી, નિર્મળના પિતાના સ્વર્ગવાસથી તથા તેવાજ અનેક આઘાતોથી મારા હૃદયના ચૂરેચૂરા થઇ ગયા છે અને છેવટે આંખોના તારા રૂપ એકના એક પુત્રની પણ આવી દશા થવા બેઠી છે. પરમાત્માનો આમ કરવામાં શો હેતુ સમાયલો હશે તે મારાથી કોઇ પણ રીતે સમજી શકાતું નથી. બાપૂ! અત્યારે પુત્રની આવી વિલક્ષણ સ્થિતિ જોતાં મારા હૃદયમાં જે વેદનાનો અગ્નિ પ્રજળી ઉઠયો છે, તેનો ચિતાર તને બતાવી શકાય, એવું મારામાં સામર્થ્ય પણ રહ્યું નથી. મારા મરુભૂમિતુલ્ય સંસારમાં જે એક જળબિન્દુ સમાન પુત્ર છે, તે પણ સૂકાઇને અનંતમાં ભળી જવાની તૈયારી કરી રહ્યો છે. હાય! આ હતભાગિનીની શી દશા થશે? પ્રભુ! તારી દીન સેવિકાની રક્ષા કર. રમેશ ભલો થઇ બે દિવસ રોકાઇ જા અને નિર્મળના ભ્રમિત ચિત્તને ઠેકાણે લાવવાની કૃપા કરી બતાવ. તારા સિવાય મારો બીજો કોઇ પણ સહાયક નથી, આધાર પણ નથી. નિર્મળ પિત્રાઇઓ તો નિર્મળનો નાશ થતો જોવામાં જ આનંદ માને તેવા છે. તેમના હૃદયમાં દયા નથી. કાકા હોવા છતાં તેમની ક્રૂરતાનો અવધિ નથી. ત્રાહિત માણસના હૃદયમાં જે દયા અને મમતાનો સંચાર જોવામાં આવે છે, તેનો કરોડમો ભાગ પણ એમનામાં નથી. એઓ તો બધા પૈસાના દાસ-ગુલામ છે. લક્ષ્મી-સત્તા અને જમીન મેળવવા માટે તેઓ નિર્મળનું માથું લણી લેવામાં પણ પાછા હઠે તેવા નથી. આવી વસ્તુ સ્થિતિમાં તુંજ અમારો એક માત્ર આધાર છે."

રમેશે ગદ્‌ગદિત કંઠથી કહ્યું:—" માતા! તમારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. તમારી આ કરુણ કથા સાંભળીને મારૂં હૃદય ચીરાઇ જાય છે. પરંતુ મને અહીં આવ્યાંને પણ આજે ઘણા દિવસ વીતી ગયા છે. જો હવે હું વેળાસર વિશાળપૂર નહિ પહોંચું તો, તેથી મારાં કેટલાંક જરૂરનાં કામો અટકી પડશે અને તે સાથે ઘણું નુકસાન પણ વેઠવું પડશે. પણ ફિકર નહિ. એ નુકસાનની હું કશી પરવાર રાખતો નથી. જો નિર્મળનું શરીર હશે તો હું તે નુકસાનને પહોંચી વળીશ. તેના જેવા એક સદ્દગુણી મનુષ્યના કરતાં દ્રવ્ય જેવી જડ વસ્તુમાં હું વધુ આસક્ત થતો નથી અને થવાનો પણ નથી. પણ વાંધો માત્ર એજ છે કે, નિર્મળ મારૂં કહેવું માને તેમ નથી. અરે તે મારૂં મુખ જોવા પણ ઇચ્છતો નથી, આવા સંજોગોમાં મારા દ્વારા તેનું ચિત્ત ઠેકાણે આવે એ વાત તદ્દન અસંભવિત જ છે. હું નથી સમજી

શકતો કે, તે કયા કારણથી મારા પ્રતિ આટલો બધો વિરક્ત થયો છે. માતા ! જ્યાં સુધી તેની ઇચ્છા મારૂં મુખ જોવાની પણ ન હોય, ત્યાં સુધી મારાથી તેના ચિત્તને ઠેકાણે લાવી શકાય, તેવો એક પણ ઉપાય મારા જોવામાં આવતો નથી. હવે આ સ્થળે કયા માર્ગનું અવલંબન કરવું તે તમે પોતે જ કહો જોઇએ વારૂ ?"

અન્નપૂર્ણાએ કહ્યું:—"રમેશ ! તેં મારાપર જે દયા કરી છે, તેની તો કશી સીમાજ નથી. તારા પ્રયત્નથી જ મારો નિર્મળ અદાલતમાંથી નિરપરાધી અને નિષ્કલંકિત થઇ છૂટયો છે, એ વાત પણ મારાથી અજાણી નથી. તું મહા ઉદાર અને બુદ્ધિમાન પુરુષ છે, એટલે નિર્મળના સ્હામું તારે ન જોવું જોઇએ. તેણે તારૂં અપમાન કરવા છતાં તું તેથી જરા પણ દિલગીર ન થતાં તારા ધર્મમાં અડગ રહીને જે સત્કાર્ય કરી છૂટયો છે, તેના જેવી બીજી એક પણ ક્ષમાજ હોઇ શકે નહિ. તારા જેવા તરુણ વયના પુરુષમાં પણ આટલી બધી સહનશીલતા છે, એ જોઇને મારા આનંદનો અવધિ થાય છે. બેટા ! મને ખાત્રી છે કે, તું હજી પણ તારા પરહિત કલ્યાણના ધર્મમાં જેવોને તેવોજ અડગ તથા અચલ રહીશ. તેં અમારાપર જે ઉપકારો કર્યા છે, તે ઉપકારોનો બદલો અમારાથી આ ભવમાં તો શું પણ આવતા ભવમાં પણ વળી શકશે કે નહિ, તેની પણ શંકાજ છે."

રમેશે કહ્યું:—"માતા ! મેં એવું તે કયું સત્કાર્ય કર્યું છે કે, તમે મારી આટલી બધી પ્રશંસા કરી રહ્યાં છો ? મારો ધર્મ બજાવવા ઉપરાંત મેં કશું પણ કર્યું નથી. હવે કૃપા કરી મારી આવી મિથ્યા પ્રશંસા ન કરતાં, મારામાં જે કાંઇ દોષ હોય તે જ જણાવશો કે જેના યોગે હું તે દોષને સુધારી સદ્‌ગુણી થવાનો પ્રયત્ન કરીશ. હું તો મારૂં વહાણ છોડીને બીજે કયાંય પણ ગયો નથી. વહાણમાં બેઠાં બેઠાંજ મારાથી બને તેટલા પ્રયત્ન મેં કર્યા છે. પણ તમે જે મહત્ત્વ આપો છો તેવું એક પણ કાર્ય મેં કર્યું નથી. માટે માતા મને ક્ષમા કરો."

થોડીવાર પછી નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વ્હેવડાવતી અન્નપૂર્ણા કહેવા લાગી:-"રમેશ ! તું મારો મોટો પુત્ર છે. નિર્મળને તારો નાનો ભાઇ ગણીને તેના અપરાધને લક્ષમાં લાવીશ નહિ. ભાઇ ! હજી તે બાળક છે. સંસારના સર્વ જ્ઞાનથી અજ્ઞાત છે."

રમેશે કહ્યું:-"માતા, નિર્મળકુમારે મારો વળી એવો તે શો અપરાધ કર્યો છે કે જેની તમે આમ ક્ષમા યાચી રહ્યાં છો ? નિ-

ર્મળ જેવા નિર્મળ હૃદયના સરળ પુરુષદ્વારા કદાપિ કોઇ અપરાધ થવાની સંભાવનાજ રાખી શકાય નહિ. તે મનુષ્ય નહિ, દેવતા છે. મારાં અહોભાગ્ય છે કે હું તેના જેવા પવિત્ર પુરુષને મારા ભગિની પતિ તરીકે પ્રાપ્ત કરી શકયો છું. પણ હા. અત્યારે તેનું જે પરિવર્ત્તન થઇ ગયું છે. એ જોઇને મને તો અજાયબી જ થાય છે. માતા, તેના મનની એવી વિચિત્ર ગતિ થવાનું શું કારણ છે વારૂ ?"

અન્નપૂર્ણા જરા વાર વિચાર કર્યા પછી બોલીઃ–"તેના મનની દશાના પરિવર્ત્તનનું કારણ મારા જાણવામાં અમુક અંશે તો અવશ્ય આવી ચૂકયું છે, પરંતુ તે પરિવર્તનને માટે જે જે ઉપાયો યોજવાની અગત્ય છે, તે ઉપાયો આપણી શક્તિની બહારના છે. હું ધારૂં છું કે, કદાચ તે આપણાથી બની શકે તેવા પણ નથી. રમેશ ! એ ઉપાય ઘણાજ કઠિન અને ભારી છે."

રમેશે કહ્યુંઃ–"એમ થવાનું કારણ શું છે, તે મને જણાવવાની કૃપા કરશો ખરાં કે માતા ? જો મારા દ્વારા તે ઉપાય થઇ શકે તેમ હશે તો હું મારા જીવના જોખમે પણ તેનું પાલન કરવામાં કદાપિ સંકુચિત થઇશ નહિ. નિર્મળના કરતાં હું આ વિશ્વની બીજી કોઇપણ વસ્તુને વધુ પ્રિય ગણતો નથી, માટે માતા, કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા વિના જે કાંઈ ખરૂં કારણ હોય તે મને જણાવી દો. આવા કાર્યમાં સંકોચ અથવા શર્મ રાખવી ઉચિત નથી."

અન્નપૂર્ણાએ પૂછયુંઃ–"ત્યારે તું મારી વહુને–વિજુને સત્વર મોકલી શકીશ ખરો કે ?"

રમેશે કહ્યુંઃ–"માતા, મેં તમારી આજ્ઞાનું કયારે ઉલ્લંઘન કર્યું છે કે અત્યારે તમે મને આવો વિલક્ષણ પ્રશ્ન પૂછી રહ્યાં છો ? વિજુ તમારી છે અને તેથી તમારી ઇચ્છામાં આવે ત્યારે તેડી લાવવાને મુખત્યાર છો. હું તેને ન મોકલવાનો અથવા મારે ત્યાં રોકી રાખવાનો દુરાગ્રહ કરતોજ નથી. હું સારી રીતે જાણું છે કે, દીકરી સાસરેજ શોભે છે. માટે જયારે તમારી ઇચ્છા થાય કે તરતજ હું તેને મોકલી આપવાને તૈયાર છું, એમાં મને કશોય વાંધો નથી."

અન્નપૂર્ણાએ કહ્યુંઃ–"ભાઇ, તું ચિરંજીવી થા. વિશાળપૂર પહોંચતાની સાથેજ વિજુને અહીં મોકલાવી દેજે. તેને મોકલવામાં જરા પણ વિલંબ થવા દઇશ નહિ."

રમેશે કહ્યુંઃ–"પણ માતા, મેં એ સંબંધમાં જે કાંઇ સાંભળ્યું છે, તે બધું ખરૂં છે કે ?"

અન્નપૂર્ણાએ પૂછ્યું:-"શું સાંભળ્યું છે, ભાઇ ?"

રમેશે જવાબ આપ્યો:-"બે ચાર દિવસમાં વિજુ વધૂગ્રામ આવશે, એવી વાત હમણાં જ મારા સાંભળવામાં આવી હતી, તે વાત શું સત્ય છે ?"

અન્નપૂર્ણા બોલી:-"હા, એવું તો મેં પણ સાંભળ્યું છે. પણ કદાચ વિજુ અહીં આવવાને નારાજ હશે તો ? તેવાં કેટલાંક લક્ષણો જોતાં તેની ઇચ્છા અહીં આવવાની ન હોય, એમ સ્પષ્ટ જણાઇ આવે છે. હવે એ બે વાતમાં કઇ વાત સત્ય છે અને કઇ મિથ્યા છે, એ સંબંધમાં હું કાંઇ પણ કહી શકતી નથી અથવા તો મારાથી તેની કલ્પના પણ કરી શકાતી નથી."

રમેશે સહજ ગંભીરતાથી કહ્યું:-"માતા વિજુના સંબંધમાં તમે જે ધારણા ધારો છો, તેમાં તમારી ભારી ભૂલ થાય છે. હું ધારૂં છું કે, હજી તમે વિજુને બરાબર ઓળખીજ શક્યાં નથી. તે ખરેખર દેવી છે. શું એવી દેવી તુલ્ય બાલિકાને પોતાના સ્વામી પાસે આવવાની અનિચ્છા હોય, એમ કદાપિ બની શકતું હશે ખરૂં કે ? કદાપિ નહિ. વિજુના મનમાં એવી કુત્સિત કલ્પનાનો આવિર્ભાવ થવો સર્વથા અસંભવિત છે, ન માની શકાય તેવો છે. તેનું હૃદય અતિ પવિત્ર છે. મેં તેની સખીઓ દ્વારા તેની પતિ ભક્તિની ઘણી ઘણી ઉત્તમ વાતો સાંભળી છે."

અન્નપૂર્ણાએ કહ્યું:—"કદાચ આજૂબાજૂના વાતાવરણને લીધે તેની અહીં આવવાની અનિચ્છા હોય તો તે પણ સંભવિત છે, એમાં શંકા જેવું કાંઇજ નથી."

રમેશે કહ્યું:—"હા, તેમ હશે તો પણ હું અહીંથી જતાંની સાથે જ તેને તેના પતિ પાસે મોકલી દઇશ, એ વિષયમાં તમે નિશ્ચિંત રહેશો. રમેશ પોતાનું બોલ્યું કદાપિ ફરવા દેશે નહિ."

અન્નપૂર્ણાએ કહ્યું:—"ભાઇ, તું રાજરાજેશ્વર થા. ભગવાન તારી બધી મંગળ કામનાઓને પૂર્ણ કરો. જો તું વિજુને અહીં જલ્દી મોકલી આપીશ તો મારા અંતરને પણ ઘણો આરામ મળશે. તેના વિના મને ઘરમાં એક ઘડી પણ ગોઠતું નથી. તે મારા અંધકારમય ગૃહની ઝળહળતી જ્યોતિ છે. તેના અભાવે મારૂં ગૃહ સૂનું બની ગયું છે. તે ઉપરાંત તેમાં બીજો પણ એક ગહન ભેદ સમાયલો છે ?"

રમેશે અજાયબીથી પૂછ્યું કેઃ—"શો ભેદ સમાયલો છે વારૂ."

અન્નપૂર્ણાએ કહ્યુંઃ—"ભાઇ, તે વાત હું હમણાં તને કહી શકીશ. ભવિષ્યમાં વળી ક્યારેક તેવો સંજોગ આવશે ત્યારે બધી બીના હું તને જણાવી દઇશ."

ત્યાર પછી રમેશે વિદાયગીરી લઇ વિશાળપૂર ભણી પ્રયાણ કરવાની તૈયારી કરી. તેના ગયા પછી થોડીવારે નિર્મળની નૌકા ઘાટપર આવી લાગી. તેને આવવામાં જરા વધારે વિલંબ થયો હતો. નિર્મળ કાટોયાની આજૂબાજૂના ગામડામાં સોહાગના શબનો પત્તો મેળવવા માટે ભટકતો ફરતો હતો. પરંતુ તેને જીવનો અથવા મૃત દેહ આદિ કશું પણ મળી શકયું નહિ. છેવટે તે નિરાશ ચિત્તથી અને ભાંગેલા હૃદયથી ઘરભણી ચાલ્યો આવ્યો.

ઘેર આવ્યા પછી તેણે પ્રથમ માતાને પ્રણામ કર્યા. માતાએ કહ્યુંઃ-"જોયુંને ભાઇ, કે ભગવાન હમેશાં સત્યનો જ વિજય કરે છે, પરમાત્માના રાજ્યમાં અન્યાય નથી, પરંતુ સતન્યાય જ છે. તે દયાળુ પાસે પાપીનું પાપ કે પ્રપંચીનો પ્રપંચ આદિ કશું પણ ચાલી શકતું નથી. શત્રુના મુખપર કલંકની કાલિમા છવરાવી તું સુવર્ણના સમાન ચળકતા મુખે ઘેર આવ્યો, એ સર્વ ભગવાનની કૃપાનું જ પરિણામ છે. તેનામાં વિશ્વાસ રાખનારનું તે અવશ્ય કલ્યાણ જ કરે છે."

નિર્મળે કહ્યુંઃ—"માતા ભગવાને મારૂં શું ભલું કર્યું છે વારૂ?

અન્નપૂર્ણા બોલીઃ—"કેમ, આવો વિલક્ષણ પ્રશ્ન શા કારણથી પૂછે છે? તેણે તને કલંકમાંથી મુક્ત કરાવ્યો છે. એ અમૂલ્ય ઉપકારને કેમ વિસરી જાય છે?"

નિર્મળે કહ્યુંઃ—"માતા, ભગવાને તો કાંઇજ કર્યું નથી."

અન્નપૂર્ણાએ પૂછ્યુંઃ—"ત્યારે કોણે કર્યું છે?"

નિર્મળે કહ્યુંઃ—"રમેશે."

અન્નપૂર્ણા બોલીઃ—"રમેશે? તે તો વહાણમાંથી નીચે પણ ઉતર્યો નહોતો, તો પછી તે તારૂં ભલું શી રીતે કરી શકયો? મને તો તારી વાત માનવામાં આવી શકતી નથી."

નિર્મળે કહ્યુંઃ—"વહાણમાંથી ન ઉતર્યો તેથી શું થયું? તેણે વહાણમાં બેઠાં બેઠાં જે કાર્ય કર્યું છે, તે કાર્ય હજારો વકીલો બરાડા પાડી પાડીને મરી જાય તો પણ પાર પડે તેવું નહોતું. ખરેખર એમાં તો રમેશે રંગજ રાખ્યો છે. તેની એ કુશળતાપર હું મુગ્ધ બની ગયો છે. હવે હું સારી રીતે જાણી શકયો છું કે, તે જેવો તેવો નહિ, પણ એક મહાશક્તિશાળી અને બુદ્ધિમાન પુરુષ છે. આ-

આાર સુધી તેને માટે મારા જે વિચારો હતા, તે બધા બદલાઇ ગયા છે. તેના પ્રતિની ઘૃણા મારા હૃદયમાંથી દૂર થઇ છે અને તેને સ્થળે એક પ્રકારની પૂજ્યતા આવી ઉભી છે. ધન્ય છે, રમેશની બુદ્ધિમત્તાને હજારોવાર ધન્ય છે!"

અન્નપૂર્ણાએ પૂછયું:–"તું એ બધી વાતોને શી રીતે જાણી શકયો વારૂ?"

નિર્મળે જવાબ આપ્યો:–"અમૃતરાય વકીલ દ્વારા હું એ બધી વાત સાંભળી ચૂકયો છું."

અન્નપૂર્ણાએ કહ્યું:–"ત્યારે તો હવે તું રમેશ બાબુને બરાબર ઓળખી શકયો હોઇશ."

નિર્મળકુમાર બોલ્યો:–"હા. હું તેને બહુ સારી રીતે ઓળખી શકયો છું. પરંતુ તેને ઓળખવા છતાં પણ હું રમેશના દ્વારા ઉપકૃત ન થતાં રાજ્યની સજાથી દંડિત થયો હોત તો મારા મનમાં અત્યંત આનંદ થાત. સગાના હાથથી છૂટકારો મેળવવા કરતાં જેલમાં જવું એ હજારોવાર ઉત્તમ હતું. પણ તેણે છાની રીતે મને ઉપકારના ભાર તળે એવી રીતે દબાવી દીધો છે, કે જેના યોગે મારાથી હવે તેમાંથી છૂટવાનો બીજો એક પણ ઉપાય બાકી રહ્યો નથી—"

હજી અન્નપૂર્ણાએ તેનો કશો પણ જવાબ આપ્યો નહોતો એ પહેલાં તો નિર્મળ તે સ્થાનનો પરિત્યાગ કરીને ચાલ્યો ગયો. ઘાટ પર આવીને તે પુનઃ નૌકામાં બેઠો અને ત્યારપછી તેણે નૌકાને આનંદપૂર ભણી હંકારી દીધી. સોહાગની માતાને હું મારૂં મ્હોં શી રીતે બતાવી શકીશ તથા સોહાગના ગુમ થવાના શા સમાચાર આપીશ એ સંબંધી વિચાર કરતો કરતો નિર્મળ કાલીનાથ બાબુના ઘર પાસે જઇ પહોંચ્યો. તે સમયે અંધકારવાળી રાત્રિ પોતાનું ભયંકર રૂપ ધારણ કરી પ્રભાત થવાની વાટ જોતી ઉભી હતી, પરંતુ તેમ છતાં પણ સોહાગના ઘરનાં બધાં માણસો જાગતાં હતાં. ઘરમાં પ્રવેશ કરતાંની સાથેજ નિર્મળે સહુથી પ્રથમ સોહાગને જોઈ. તે જોઇને તે સ્થિર અને જડ પાષાણ પ્રતિમાની પેઠે એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય સ્થિરતાથી ઉભો રહ્યો, તેનાથી એક ડગલું પણ આગળ ભરી શકાયું નહિ."

સોહાગ સહજ હસીને બોલી:–"કેમ ભાઇ, આમ એકાએક શા માટે અટકી જાઓ છો વારૂ?"

નિર્મળે જોયું કે, એ ભૂત નથી તેમજ ભ્રમ પણ નથી, પરંતુ ખરેખરી સોહાગ જ છે. એ પ્રમાણે વિચાર કરી તેણે આનંદથી વિહ્વળ બનીને પૂછ્યું:-"સોહાગ તું અહીં ક્યાંથી? તું અહીં શી રીતે આવી? તને પાણીમાં ડુબતી કોણે બચાવી અને તને અહીં કોણુ મૂકી ગયું વારૂ?"

સોહાગે કહ્યું:-"હું અહીં નૌકા મારફત આવી છું."

નિર્મળે પૂછ્યું:-"પણ તું તો ડૂબી ગઇ હતી ને?"

સોહાગે જવાબ આપ્યો:-"ડુબી હતી એ ખરૂં, પરંતુ મરી નથી."

નિર્મળે કહ્યું:-"ત્યારે તેમાંથી-તારી શી રીતે રક્ષા થઇ વારૂ?"

સોહાગે જવાબ આપ્યો:-"દેવતાએ રક્ષા કરી છે."

સોહાગે ધીમે ધીમે બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. તે બધું સાંભળી લીધા પછી નિર્મળે પૂછ્યું કે;-"સોહાગ! તેં આત્મહત્યા કરવાનો યત્ન શા માટે કર્યો હતો વારૂ?"

સોહાગે જવાબમાં જણાવ્યું:-"મારે સાક્ષી આપવી પડશે એમ ધારીને મેં એ પ્રયત્ન કર્યો હતો. તે સિવાય આત્મહત્યા કરવાનો મારો બીજો કશો પણ હેતુ નહોતો.

નિર્મળ પૂછ્યું:-"ત્યારે મને પ્રથમથીજ એ વાત શા માટે ન કરી વારૂ?"

સોહાગ બોલી:-"એમ કહેવાનું સાહસ થઇ શક્યું નહિ. ઉપાય કરવા છતાં બોલાયું નહિ."

નિર્મળે કહ્યું:-"એમાં મારી શર્મ રાખવાનું કશું કારણજ નહોતું."

સોહાગ બોલી:-"હું શર્મની વાતજ ક્યાં કરૂં છું. પણ તમે પ્રથમ કહ્યું હતું કે, મારા મરણ સિવાય બીજી કોઇપણ રીતે મારો છૂટકારો થાય તેમ નથી, તેથીજ મેં આત્મનાશ કરવાનું સાહસ કર્યું હતું. જો મને એવી આશા હોત કે, મારે સાક્ષી નહિ આપવી પડે તો હું કદાપિ તેવું સાહસ કરતજ નહિ."

નિર્મળે તે વાતનો કશો ઉત્તર ન આપતાં એક જુદાજ પ્રકારનો સવાલ રજૂ કરી કહ્યું:—"ત્યારે સોહાગ! તારી રક્ષા કરનાર દેવતા કઇ તરફ ગયા વારૂ?"

સોહાગે કહ્યું:-"તે હું જાણતી નથી."

નિર્મળે પૂછ્યું:-"જે વહાણમાં તું બેઠી હતી, તે વહાણ દેખાવમાં કેવું હતું વારૂ?"

સોહાગે જવાબ આપ્યો:—“દેખાવમાં તે ઘણુંજ સુંદર હતું. તમારી નૌકા કરતાં તે ઘણુંજ મોટું હતું અને તેમાં ઓરડા પણ પુષ્કળ હતા. તે બધા ઓરડાઓને ખૂબ શૃંગારાયલા અને અતિ મનોહર હતા! ભાઇ! મારી જીંદગીમાં તો મેં એવું વહાણુ જોયું જ નથી.”

નિર્મળે કહ્યું:—“તેનું નામ તું જાણે છે ખરી કે?”

સોહાગે જવાબ આપ્યો:—“નામ? નામ તો હું જાણુતી નથી.”

નિર્મળે પૂછ્યું:—“તેનું વય કેટલાક વર્ષનું હતું વારૂ?”

સોહાગે કહ્યું:—“તમારા કરતાં સહજ મોટું.”

ત્યાર પછી સોહાગની માતાએ આવીને નિર્મળને કેટલીક અગત્યની વાતો પૂછી. પરંતુ નિર્મળે તેમાંની એક પણ વાતનો ઉત્તર આપ્યો નહિ. સોહાગે જોયું કે, તે સમયે નિર્મળનું મન ચિંતાના સાગરમાં ડુબી ગયું છે. ચિંતાની સાથે તેના હૃદયમાં એક પ્રકારનો ક્રોધ પણ વ્યાપી ગયો હતો. પરંતુ તે ચિંતા તથા ક્રોધને દબાવી દઇને નિર્મળકુમારે તરતજ કહી સંભળાવ્યું કે, થોડા દિવસને માટે તમારે અહીંથી બીજે કોઇ પણ સ્થળે ચાલ્યા જવાની ખાસ જરૂર છે. તમારી ચારે તરફ શત્રુનું વાદળ ઘેરાઇ ગયું છે, તેમાં કયી ઘડિયે કયી આફ્ત આવી પડશે, એ કાંઇ નક્કી કહી શકાતું નથી. વળી શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે, દુસ્મનના ગામનાં રહેવા કરતાં બીજા કોઇ સહીસલામતી ભરેલા સ્થાનમાં ચાલ્યા જવું વધારે ઉચિત છે. વિદુરજી પોતાની વિદુરનીતિમાં એક સ્થળે એટલી સીમા પર્યન્ત કહે છે કે;—“જે કુળમાં રહેવાથી પોતાનું અહિત થવાની સંભાવના રહેતી હોય, તો તે કૂળનો ત્યાગ કરવો. વળી જે ગામમાં રહેવાથી પોતાના મનમાં ભય રહેતો હોય તો તે ગામ છોડીને ચાલ્યા જવું અને જે દેશમાં પોતાની આબાદી ન જળવાતી હોય તો તે દેશનો પરિત્યાગ કરી દેવો.” માટે જો તમે તમારૂં ભલું ઇચ્છતાં હો, તમારી આબાદી જાળવવા માગતાં હોતો આ સ્થળે એક ક્ષણવાર પણ રોકાતાં સત્વર બીજા કોઇ સારા સ્થાનમાં ચાલ્યાં જાઓ. તમારા માટે તેવું અનુકૂલ સ્થાન હું શોધી આપીશ, એ વિષયમાં તમે નિશ્ચિંત રહેજો. મારાથી બનશે ત્યાં સુધી હું તમને કોઇ પણ રીતે દુઃખી થવા દઇશ નહિ. જો તમને કશી પણ હરકત ન હોય તો મારી સાથે મારે ઘેર જ ચાલો. ત્યાં તમને

કોઇ પણ પ્રકારની ઇજા આવશે નહિ. ત્યાર પછી જે કાંઇ વ્યવસ્થા કરવી પડશે, તે બધી હું કરી લઇશ. કેમ માતા ! આ વિષયમાં તમારો શો અભિપ્રાય છે ? મારી સાથે ચાલવામાં તમને કોઇ પણ જાતનો વાંધો તો નથી ને ? જે કાંઇ ઇચ્છા હોય તે વિનાસંકોચે જણાવો."

સોહાગની માતાએ જવાબ આપ્યો:—"ભાઇ, તમે જેમ કહો તે પ્રમાણે વર્ત્તવાને અમે તૈયાર છીએ. અમારા માટે જ્યારે તમે આટલી બધી કાળજી રાખો છો, ત્યારે તમારી ઇચ્છા વિરુદ્ધ વર્ત્તવાની અમારી ઇચ્છા જ નથી. તમે જે વ્યવસ્થા કરો તે અમને કબુલ છે."

નિર્મળે કહ્યું:—"બહુ સારૂં, ત્યારે કાલે સાંઝે હું તમને તેડવા માટે આવીશ. તે સમયે તમે તૈયાર થઇ રહેજો. સોહાગ તારે તથા હેમને બન્નેને પણ માતાની સાથે જ આવવું પડશે."

આમ કહીને નિર્મળકુમાર વિદાય થયો.

## ચતુર્દશ પરિચ્છેદ

### કૃતઘ્નતાનું કુપરિણામ

ब्रह्मघ्ने च सुरापे च चौरे भग्नव्रते तथा ।
निष्कृतिर्विहिताः सद्भिः कृतघ्ने नास्ति निष्कृति ॥
ब्रह्मघ्न बालघ्नं भ्रूणघ्नं चापि सूत्र वा मातः ।
प्रायश्चितविहीन कृतघ्नसूनुं न जातु सूयेथाः ॥
शोकं माकुरू कुक्कुर सत्त्वष्वहमधम इति महासाधो ।
कष्टादपि कष्टतरं दृष्ट्वा श्वानं कृतघ्नामानम् ॥

स. व्यंकटराम शास्त्री.

કિંકરના મનમાં શાંતિ કે આરામ આદિ કાંઇ પણ રહ્યું નહોતું. વાંસની સોટીથી ઘાયલ થયેલા ભુજંગની પેઠે ગર્જના કરતો કરતો કિંકર પુનઃ પોતાના ઘર ભણી પાછો ફર્યો. તેણે પોનાના મનમાં ને મનમાં જ પ્રતિજ્ઞા કરી કે;—"સોહાગને નષ્ટ કરીશ, નિર્મળના હૃદયમાં પ્રચંડ અગ્નિ સળગાવી મૂકીશ તથા તે બન્ને પરિવારોનું જડમૂળથી નિકંદન કાઢીશ, ત્યારે જ હું જંપીને ઠેકાણે બેસીશ. પણ

જ્યાં સુધી તેમ કરવામાં ફળીભૂત થઇ શકીશ નહિ, ત્યાં સુધી મારા ચિત્તને કદાપિ શાન્તિ વળશે નહિ. ગમે તેમ કરી એમનો હું આ ધરાના વક્ષપરથી નાશ કરીશ નહિ, ત્યાં સુધી મારા ચિત્તને કદાપિ શાન્તિ વળશે નહિ. જે સમયે હું મારા આ મહામંત્રનું પાલન કરવામાં પ્રવૃત્ત થઇશ, તે સમયે જોઇ લઇશ કે સોહાગને બચાવવા માટે કોણુ આગળ ધસી આવે છે ? કદાચ જો કોઇ બીજો બહારનો માણસ એ કાર્યમાં ભાગ લેશે તો તેને પણુ નાબૂદ કરીશ."

પરંતુ તે રાત્રે કિંકર કોઇ પણુ રીતે ઉઠી શકયો નહિ. કાટાયાથી પાછા આવતાં ઘણી રાત્રિ વીતી ગઇ હતી. તેણે પોતાના મનના અગ્નિને મનમાં ને મનમાં જ છૂપાવી રાખી જાગરણુમાં જ રાત્રિ વીતાડી. બીજે દિવસે પ્રભાતમાં ઉઠી કિંકર ખંભાપર એક ચાદર ઓઢી બહાર ફરવા જતો હતો, એ સમયે રાધામતિએ તેને બોલાવીને પૂછ્યું કેઃ–"કેમ, કયાં જાઓ છો ?"

"સરોવર કિનારે જાઉં છું, ત્યાં જરા કામ છે." કિંકરે જવાબ આપ્યો.

"આજે બીજે કયાંય પણુ જશો નહિ." રાધામતિએ કહ્યું.

"કેમ ? કિંકરે પૂછ્યું.

"મેં ઘણું જ દુઃખનું સ્વપ્ન જોયું છે." રાધામતિ બોલી.

"તેં દુઃખનું સ્વપ્ન જોયું છે. એટલા માટે હું મારે કામે ન જાઉં ?" કિંકરે અજાયબીથી પૂછ્યું.

"હા, એ સ્વપ્ન ઘણું જ ભયંકર છે, અને એના યોગે આપણું અહિત થવાની સંપૂર્ણ સંભાવના રહે છે, એટલા માટે જ હું તમને કામ પર જવાની ના કહી રહી છું." રાધામતિએ કહ્યું.

"ત્યારે શું તેં જે સ્વપ્ન જોયું છે, તેનું પરિણામ આજે જ ભોગવવું પડે તેમ છે ?"

"મશ્કરી કરવી મૂકી દો અને હું જે કહું તેમાં વિશ્વાસ રાખો. સ્વપ્ન ખરેખર ઘણું જ ભયંકર અને હૃદયદ્રાવક હતું. એનાથી અવશ્ય કાંઇક ભૂંડુ ફળ ભોગવવું જ પડશે. એમાં જરા પણુ શંકા નથી. ઘણાં ખરાં સ્વપ્ન એવાં જ હોય કે તેનું ફળ તરત જ મળી જાય છે."

"તારૂં પેટ ગરમ ગરમ થઇ ગયું હોય તેમ જણાય છે. માટે જરા ઠંડું શરબત પી, એટલે આરામ થશે. નાહકની મને ન સતાવ." કિંકરે જરા મૂછમાં હસીને કહ્યું.

"હજી પણ મશ્કરી માનો છો ? હું તમને ક્યાંય પણ જવા દઇશ નહિ. અત્યારે મારૂં જ જમણું નેત્ર ફરકે છે, તથા જમણા અંગમાં પણ કંપનો અવિર્ભાવ થયો છે." રાધામતિ જુસ્સામાં આવી બોલી.

"જો રાધા, કામને વખતે વિઘ્ન ન નાખ. સ્ત્રીઓની સોડમાં લપાઇ રહેવાથીજ માલ મિલકતનું રક્ષણ થઇ શકતું નથી. મૂર્ખની પેઠે આવી નકામી જિદ્દ શા માટે કરી રહી છે? જો હું અત્યારે અહીં બેસી રહીશ, તો મારા કામમાં ઘણીજ ખલેલ પડશે. માટે હવે જરા પણ પંચાત કર્યા સિવાય મને અહીંથી જવાદે." કિંકરે કહ્યું.

આમ કહીને કિંકર જવા માટે તૈયાર થયો. રાધામતિ પથારીમાંથી ઊઠી એકદમ દોડી આવી અને કિંકરને જતો અટકાવવાની કોશિશ કરવા લાગી, પણ આવતાં આવતાં સાલ્લાના છેડામાં તેનો પગ અટવાઇ જવાથી તે બિચારી એકદમ પૃથ્વીપર ગબડી પડી. એ જોઇ કિંકર હસતો હસતો ત્યાંથી ચાલ્યો ગયો. જતી વેળાયે તેણે કહ્યું કે:-"જોઇ લે, રાધા! ભગવાન કોના પક્ષમાં છે." ભોંય પર પડેલી રાધા રડતી રડતી બોલી:-"અરે પ્રાણનાથ, એમાં ભગવાનને શા માટે દોષ-દો છો, પ્રભુનો તો એમાં કશો પણ દોષ નથી. એ બધું વિધાતાનું વિધાનજ છે. હજી પણ કહું છે કે, તમે મારૂં કહેવું માનીને પાછા ચાલ્યા આવો. આમ અવિચારી ન થાઓ. ભગવાને આપણને જ્યારે આપણા અનિષ્ટની આગળથી સૂચના આપી દીધી છે; ત્યારે જરા સાવધ થાઓ. આમ અસાવધાનીથી કામ ચાલી શકે તેમ નથી. પ્રત્યેક મનુષ્યે સાવચેતી રાખવાની ખાસ જરૂર છે. તમારા હૃદયમાં જે વિકારની ભાવનાનો ઉદ્ભવ થયો છે, તેને જડમૂળથી કાઢી નાખો. આજના દિવસનું પરિણામ મહા વિલક્ષણ આવશે. તમે મને મૂર્ખ ગણી આમ હસી ન કાઢો. મારા વાક્યમાં સત્યનો સંપૂર્ણ સમાવેશ થયેલો છે, એ વાતને હસવામાં ન ઉડાવો."

પરંતુ કિંકરે તે તરફ કશું પણ લક્ષ આપ્યું નહિ. તે તરતજ ત્યાંથી ચાલ્યો ગયો. ગામના છેડાપર એક વર્ણસંકર ઢેડ રહેતો હતો. કિંકર તેની ઝુંપડી પાસે આવી ઉભો રહ્યો, ઢેડનું નામ રામૂ હતું. એક ઉપપત્ની અને બે કૂતરાં સિવાય તેનું આ સંસારમાં બીજું કોઇ જ નહોતું. રામૂને દારૂનું ખર્ચ વિશેષ આવતું હતું, પણ કોઇ પણ પ્રકારે તે ખર્ચને તે નિભાવી લેતો હતો. જોડા સીવીને જે કાંઇ પૈસા મેળવતો, તેમાંથી તે પોતાનું દારૂનું ખર્ચ ચલાવતો. તે ઉપરાંત કેટલીક વાર જોડા સીવતાં દારૂ માટે પૂરતા પૈસા ન મળતા

ત્યારે રામૂ જોડા સીવવાના ધંધાને પાણીચું પધરાવી ધનવાનોના ઘરમાં પેસી ખાતર પાડવામાં પણ પાછો પડતો નહિ. પરંતુ ઘરની સ્ત્રી જોડા સિવવાના ધંધાને સહજમાં છોડે તેવી નહોતી. તે તો તે વ્યવસાયને ચાલુજ રાખતી હતી, અને તેમ કરવાનું મુખ્ય કારણ એ હતું કે, પોલિસ લોકો વારંવાર તેના ઘરની જડતી લેતા હોવાથી તેમને પોતાનો ધંધો બતાવવા તથા ધંધામાંથીજ પૈસા મેળવી પોતાનું ગુજરાન ચલાવી શકાય છે એમ બતાવવા માટે તેણે એ ધંધાને ચાલુ રાખ્યો હતો; પરંતુ તે ધંધા કરતાં રામૂ ચોરીના માલ પરજ વધારે ધ્યાન આપતો હતો.

રામૂ હજી પથારીમાંથી ઊઠવાની તૈયારીમાં હતો, તે સમયે કિંકરે આવીને તેની મુલાકાત કરી. કિંકરે તેને બોલાવીને કહ્યું:—"અરે એ રામૂ! અત્યાર સુધી તારી ઊંઘ ઉડી નથી કે શું વારૂ? આજકાલ આવો દરિદ્રી કેમ બની ગયો છે?"

રામૂએ જવાબ આપ્યો:—"માબાપ, આપ અત્યારે અહીં ક્યાંથી? ધન્ય ભાગ્ય ધન્ય ઘડી કે, આપનાં પગલાંથી મારૂં ઘર પાવન કર્યું સાહેબ! ગઇ કાલે રાત્રે દારૂ જરા વધુ પીધો હતો, તેથી અત્યારે ઉઠવામાં સહજ ઢીલ થઇ ગઇ છે. તે સિવાય મોડા ઉઠવાનું બીજું કશું કારણ નથી. પણ અન્નદાતા, અત્યારે આપ આ સેવકને શો હુકમ ફરમાવવા માગો છો વારૂ?"

કિંકરે કહ્યું:—"રામૂ! તું મારી સાથે ચાલ, મારે ત્યાં તારૂં એક ખાસ જરૂરનું કામ પડયું છે."

રામૂ ખભા પર ચાદર નાખી કિંકરની પાછળ પાછળ ચાલવા લાગ્યો. કિંકર ઘેર ન જતાં ગંગાના કિનારા પર જે એક નાનું જંગલ હતું, ત્યાં રામૂને તેડી ગયો. લોકોની આંખો આગળથી અળગા થયા પછી કિંકરે રામૂને ધીમે ધીમે કેટલીક વાતો કહી સંભળાવી. વાતચીત પૂરી થયા પછી કિંકરે તેને બે ચાર રૂપિયા આપીને ઘર ભણી વિદાય કર્યો. જતી વેળાયે તેને કહી દીધું કે;—"બરાબર સાંજના સાત વાગ્યે મારા બગીચાના દ્વાર પાસે—"

રામૂએ કહ્યું:—"મહારાજ, એકની એક વાત વારંવાર કહેવાની કશી જરૂર નથી."

ઘેર આવ્યા છતાં પણ કિંકરને શાન્તિ વળી નહિ. તેના હૃદયમાં દાવાનળ સળગતો હતો; તેથી રાધામતિની તેણે તે સમયે મુલા-

ફાત કરી નહિ. સાંઝની વાટ જોવામાં તેણે તડફડી તડફડીને દિવસ વિતાડયો. જ્યારે સૂર્યદેવ વૃક્ષની ઓથમાં છૂપાઇ ગયા, ત્યારે કિંકરે પોતાના બગીચામાં પ્રવેશ કર્યો. એ ઉદ્યાન સંબંધી આ પહેલાં અમે ઉલ્લેખ કરી ગયા છીએ, એટલે નવેસરથી જણાવવાની આવશ્યકતા નથી.–"

ઉદ્યાનમાં ફૂલઝાડ આદિ કશું નહોતું. ફક્ત એક પ્રકારનાં કાંટાવાળાં વૃક્ષોનું જંગલ જ જણાતું હતું. વચમાં જે એક સરોવર હતું તેમાં પાણી જરા વિશેષ હતું. એ સરોવરને બે કિનારા હતા તેમજ બે ઘાટ પણ હતા. તેમાંના એક ઘાટ પર સોહાગ નિત્ય હાથપગ ધોવા અને વાસણ માંઝવા જતી હતી. તે ઘાટની પશ્ચિમ દિશામાં સોહાગનું ઘર હતું અને પૂર્વ દિશામાં એક સાંકડો રસ્તો હતો.

સરોવરના કિનારા પર આવેલા એક ઝાડના ઓથમાં કિંકર છૂપાઇ રહ્યો. તે સમયે સૂર્ય આથમ્યો હતો. કિંકર જાણતો હતો કે, રોજ સાંઝે સોહાગ ન્હાવા માટે ઘાટ પર આવે છે, અને તે મૂજબ આજે પણ આવશે; એ વિષયમાં શો સંદેહ છે?"

થોડીવાર ઓથમાં છૂપાઇ રહ્યા પછી કિંકરના મનમાં એક પ્રકારના ભયનો સંચાર થવા લાગ્યો. તે સ્થાન ઘણુંજ એકાંતમય હતું અને જનમાનવનું ત્યાં કશું ચિન્હ માત્ર પણ જણાતું નહોતું. સંધ્યા સમય થતાં તેની નિસ્તબ્ધતા જાણે તેનાથી પણ વધુ વધી ગઇ. કિંકર હવે કાંઇ પણ નિશ્ચય કરી શકયો નાહ. તે તે ઓથ-માંથી બહાર નીકળીને જે સ્થળે રામૂ છૂપાયો હતો, તે સ્થળે આવી ઉભો રહ્યો.

રામુ દક્ષિણ તરફના કિનારા પણ આવેલા એક આંબાના વૃક્ષ તળે ઉભી આમ્રફળો ખાવામાં ગુંથાયો હતો. કિંકરને આવતો જોઇ તે બોલ્યો:–" કિંકર બાબૂ! હું ધારૂં છું કે, તમે કયાંક બધો ભંડો ફોડી નાખશો. અત્યારે આમતેમ હરફર કરવાનો સમય છે કે તમે ત્યાંથી આવીને અહીં હાજર થયા છો? આવાં કામો તો ચુપકીથી જ કરવાં જોઇએ. જો કોઈ ક્યાંકથી જોઇ જશે, તો, શિકાર હાથમાંથી છટકી જશે અને મારૂં પણ મોત નિપજશે."

કિંકર પુનઃ પશ્ચિમ દિશાના પોતાના મૂળ સ્થાન પર જઇ પહોંચ્યો. પણ જ્યારે તે તે તરફ જતો હતો, ત્યારે એક જણે તેને જોઇ લીધો. તેને જેણે જોયો હતો, તે જોનાર વ્યક્તિ તેની પાડો-સણ યમુના હતી. યમુનાએ વિસ્મિત નયનથી જોયું કે, કિંકર એક

ઝાડના ઓથમાં છૂપાયો છે. તે અજાયબીથી સરોવરના જળમાં છૂપાઇને કિંકરના હાવભાવ જોવા લાગી. કિંકર પોતાના ધ્યાનમાં જ અથવા તો વિચારમાં જ મગ્ન હોવાથી યમુનાને જોઈ શક્યો નહિ. યમુના તેના તરફ એકાગ્ર ચિત્તથી તાકી તાકીને જોવા લાગી, તથા તેના મુખ પર વારંવાર બદલાતા ભાવોનું નિરીક્ષણ કરી મનમાં ને મનમાં જ હસવા લાગી.

યમુનાએ પોતાના શરીરપર ફક્ત એક ધાઘરો અને સાલ્લોજ ધારણ કર્યાં હતાં. તે એ વખતે એ વેશમાં શા માટે આવી હતી, તેનું સ્પષ્ટિકરણું કરી કોઇને સમજાવવાની કશી જરૂર નથી.

થોડીવારમાં સોહાગ એ જંગલથી ઢંકાયલા સ્થળે આવી પહોંચી. જે ઝાડના ઓથમાં કિંકર છૂપાયો હતો, તે તરફ જ યમુનાએ સોહાગને જતી જોઇ. તે જોઇને તેણે નિશ્ચય કર્યો કે, "કિંકર સોહાગની વાટ જોતો જ છૂપાયો છે. એથી એક પ્રકારની હિંસાથી યમુના ફૂલાઇ ગઇ. તેણે વિચાર્યું કે, 'લોકો મને શા માટે ચાહતા નથી, અરે આ કિંકર પણ મારા પ્રેમનો શા કારણથી અનાદર કરે છે? આ સોહાગ જેવી સુંદરીઓને તો સર્વ ચાહે છે, તેને મેળવવા માટે જીવનું જોખમ વેઠવાને પણ તૈયાર થઇ જાય છે. આ સોહાગપર પણ આજે કિંકરની નજર બગડી હોય, એમ જણાય છે. પણ ફિકર નહિ. થોડા જ વખતમાં હું એની પ્રેમલીલાના ભયંકર ભંડાને ફોડી નાખીશ."

રાધામતિને બધી વાત કહીને એ દમ્પતીના પ્રેમાભિનયમાં વિઘ્ન નાખવાનો એક નવીન તરંગ તેના હૃદયસાગરમાં ઉછળી આવ્યો. તે તરત જ તેના તે વેશમાં ત્યાંથી દોડી ગઇ. જ્યાં ઘરના આંગણાની ધૂળમાં પડી પડી રાધા સ્વપ્નની વાતો વિચારી રહી હતી, તે સ્થળે જ યમુના વાયુ વેગે આવી પહોંચી અને પ્રફુલ્લિત મુખથી આનંદપૂર્વક કહેવા લાગી:—

"રાધા તું તો આમ દુઃખ ભોગવી રહી છે. પણ તારો સ્વામી અત્યારે જે પ્રેમલીલાનું નાટક ભજવી રહ્યો છે, તેની તો તને કલ્પના પણ નથી. આવ, એક વાર મારી સાથે આવીને તેની કીર્તિ જોઇ જા. જો નહિ જાય, તો આવો લાગ બીજી વાર નહિ મળે."

રાધામતિ એકદમ ઉઠી બેઠી થઇ. બન્ને હાથથી છાતી દાબી વ્યાકુળ હૃદયથી તેણે પૂછ્યું:-"કેમ, યમુના શું થયું છે? મારા સ્વામી શા વ્યવસાયમાં પ્રવૃત્ત થયા છે?"

યમુનાએ મ્હોં આગળ હાથ રાખીને કહ્યું:—"જે કાંઇ બનાવ બન્યો છે, તે તારી નજરો નજર જોઇ જા. મારાથી તે વિષયમાં કાંઇ પણ વધુ કહી શકાય તેમ નથી."

રાધા ઉઠીને યમુનાની પાછળ પાછળ ચાલવા લાગી. તેણે જે કુંજમાં થોડીવાર પહેલાં કિંકરને દાખલ થતો જોયો હતો, તે કુંજ પાસે જ આવીને છાનીમાની તે ઉભી રહી. પરંતુ તે સ્થળે તે કોઇને પણ જોઇ શકી નહિ. ચારે તરફ નજર દોડાવી જોઇ, તો દક્ષિણ બાજૂના કિનારાપર મનુષ્યના શરીરના અવયવો ઝાંખા ઝાંખા દેખાયા. એટલે જરા પણ વિલંબ ન કરતાં યમુના તે તરફ જ રવાના થઇ. પાછળ પાછળ રાધા પણ ચાલી. પાસે ગયાં પછી રાધાએ જોયું કે, તેણે તેની બાજૂમાંથી કોઇક મનુષ્ય એકદમ દોડી ગયું છે. જે દોડનાર વ્યક્તિ હતી, તે બીજું કોઇ જ નહિ, પણ પેલો બદમાશ રામૂ ઢેડ જ હતો. યમુના તેને ઓળખી ગઇ. ત્યાર પછી એક ઘણું જ બિભત્સ દ્રશ્ય તેમને દૃષ્ટિગોચર થયું. બન્નેએ જોયું કે, કિંકર જમીનપર બેઠેલો છે અને સોહાગ તેના ખોળામાં સૂતેલી છે. સોહાગના મુખપર કપડું બાંધી લેવામાં આવ્યું હતુ અને કિંકર તેના શરીરને બેય હાથે ઘસડીને પોતાની ગોદમાં ખેંચવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. તેને જોતાંની સાથે જ રાધામતિ પોતાનું ભાન ભૂલી ગઇ. તેણે એકદમ દોડી જઇ સોહાગના કુસુમ જેવા કોમળ શરીરપર લાત લગાવી દીધી. તેના આઘાતથી સોહાગનું શરીર કમ્પી ઉઠયું. તેના વસ્ત્રમાંથી એક તીક્ષ્ણ છુરો અને કેટલાંક વેલીઓનાં પત્રો પડી ગયાં. છૂરો રામૂનો હતો, દોડતી વેળાયે ઉતાવળ કરવાથી તેના હાથમાંથી તે સરકી પડયો હતો. લતાનાં પત્રો સોહાગના મ્હોંમાં ઠાંસી દેવા માટે તૈયાર રાખવામાં આવ્યાં હતાં. પરંતુ તેમ કરવાનો અવસર આવતાં પહેલાં જ રાધામતિ તથા યમુના બન્ને સાક્ષાત્ સર્પિણીનું રૂપ ધારણ કરી ત્યાં આવી પહોંચી.

રાધામતિને એકાએક આવી ચઢેલી જોઇ કિંકર પોતાનું ભાન ભૂલી ગયો. તેને શી રીતે સમજાવવી તથા તેના સવાલોના શા જવાબો આપવા તેનો કશો પણ નિશ્ચય તેનાથી કરી શકાયો નહિ; તે ઉદાસ નયનથી રાધાના મુખ સ્હામું જોવા લાગ્યો. રાધાએ એકવાર વીજળીના જેવી ચપળ દૃષ્ટિથી સ્વામી તરફ મુખ ફેરવીને જોયું તથા એકવાર તેના શરીરપર સૂતેલી રમણીના તરફ કટાક્ષપાત

કર્યો. રાધામતિની તે જ્વાળામયી દૃષ્ટિથી કિંકર્તવ્યવિમૂઢ થયેલા કિંકરે પોતાની બુદ્ધિનું વિસ્મરણ કરી, સારાસારની તુલનાને ગુમાવી સોહાગને ગોદની અંદર ખૂબ જોરથી દબાવી દીધી અને જાળમાં સપડાયલી હરિણી જેવી રીતે કાળ જેવા વાઘને સામે આવેલો જોઇને પોતાના બચ્ચાંને શરીરના ઢાંકણમાં છુપાવી દે છે તથા સંદિગ્ધ દૃષ્ટિથી વાઘના તરફ જોઇ રહે છે, કિંકરે પણ તેવીજ રીતે પોતાના દેહને વિસારીને અંકમાં સૂતેલી સોહાગને છાતી પર વધારે જોરપૂર્વક દાબી તથા સંદિગ્ધ નયને રાધામતિના મુખ તરફ દૃષ્ટિપાત કર્યો. તે જોઇને રાધા વિશેષ સળગી ઉઠી અને કાળનું જ્ઞાન પણ ભૂલી જઇ એકદમ જમીનપરથી છરો ઉપાડી લઇ તે ભૈરવી મૂર્તિનું સ્વરૂપ ધારણ કરી ઉભી રહી. તે સમયે તેનાં વસ્ત્રો અવ્યવસ્થિત થઇ ગયાં હતાં, અંબોડો છૂટી જવાથી વાળ પણ આજૂબાજૂમાં વિસ્તરી ગયા હતા. નેત્રમાં વડવાગ્નિ પ્રદીપ્ત થયો હતો અને હાથમાં ભીષણ દર્શન દેતો છુરો પોતાની ભયંકરતાનો પરિચય આપી રહ્યો હતો. તે અસ્તાચલમાં જવાની અણી પર આવેલા ભાનુના કનકના રંગના કિરણોથી રંગાયલા નૈશ ગગન તળે ઉભી રહીને, તે પ્રેમમયી કોમળ પ્રાણુવાળી બંગબાલાએ પોતાની પ્રેમપ્રતિસ્પર્ધિની સોહાગનું મરણ નિપજાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. તે જોઇને કિંકરે સોહાગની રક્ષા કરવાના ઉદ્દેશથી તેને પોતાની ગોદમાં વધારે બળપૂર્વક દાબી દીધી. પરંતુ તેનું પરિણામ વિપરીતજ આવ્યું. પડવાની અણી પર આવેલો છુરો સોહાગના વક્ષ પર ન પડતાં કિંકરની પીઠ પર પડયો. છુરાએ એકદમ તેની પીઠને વીંધી નાખી. કિંકર બેભાન અથવા તો ચૈતન્યહીન થઇને પૃથ્વી પર આમતેમ ધૂળમાં આળોટવા લાગ્યો.

રાધામતિ એ જોઇને સ્તંભિત બની ગઇ. ઉછળતી દૃષ્ટિથી સ્વામીના પ્રાણશૂન્ય દેહ ભણી જોઇ રહી. થોડીવાર સુધી તો તેણે આંખનો પલકારો પણ થવા દીધો નહિ અથવા તો તેના શરીરમાં જાણે જડતાએ આવીને સંચાર કર્યો હોયની, તેમજ જણાવા લાગ્યું. ત્યાર પછી તેનો દેહ સહજ કમ્પી ઊઠયો. તેણે ફીકી આંખોથી એક વાર ચારે તરફ નજર ફેરવી લીધી. ત્યાર પછી તે પોતાના મનમાંજ કહેવા લાગી કે:-“ હાય ! મેં આ શું કર્યું ? મારૂં મન આવું રાક્ષસી કાર્ય કરવાને શા માટે તૈયાર થયું ? હું પતિનો ઘાત કરનારી પાપિણી શા માટે થઇ ? પણ ચિંતા નહિ, હું મારા એ પાપનું પ્રાયશ્ચિત હમણાંને હમણાંજ કરી નાખું છું. હવે મારે આ દુનિયામાં રહેવાની

કશી જરૂર નથી. જીવનના સારને મેં દુષ્ટાએ હલાલી નાખ્યો છે, તો પછી હવે કોને માટે જીવવાનું છે? હવે જીવીને શું કરવું છે? અંતરના સારને મેં ધુળ ચાટતો કર્યો. અરેરે તેના લોહીથી આ પવિત્ર ભૂમાતાને અપવિત્ર કરી? વસુંધરાપર મેં ચાંડાલિનીએ રક્તની વૃષ્ટિ વરસાવી, હવે મને મારા આ કઠોર કર્મની ક્ષમા મળવાની નથી તે નથીજ. આજે હું નારીમાંથી રાક્ષસી બની છું. સત્યને ત્યાગી અસત્યના માર્ગની અનુગામિની થઈ છું. મને મારાં તે કર્મનું ફળ ભોગવ્યા વિના કદાપિ શાન્તિ થવાની નથી. ખરેખર અસંતોષી મનુષ્ય પોતે પણ દુઃખી થાય છે અને બીજાને પણ દુઃખી બનાવે છે, એનું પ્રત્યક્ષ પ્રમાણ હું પોતે જ છું. મારા જેવા અસંતોષી મનુષ્યો દ્વારા હજારો મનુષ્યને દુઃખના ભોક્તા થવું પડે છે."

આ પ્રમાણે વિચાર કરી રાધામતિ પુનઃ મહા ઉંડા વિચારમાં પડી ગઇ. ત્યાર પછી તે ઉન્માદિની અબળાએ પોતાના સ્વામીની પીદમાંથી છુરો ખેંચી લઇ પોતાના ડાબા હાથમાં ધારણ કર્યો અને તે મનમાં જ કહેવા લાગી કે;–"બસ, હવે હે ભયંકર પ્રાણહારક શસ્ત્ર, તું મારૂં સહાયક થા. મારા પ્રાયશ્ચિતના પવિત્ર કાર્યમાં તું મને સહાયભૂત થા. હે તીક્ષ્ણ છૂરી! તું અને હું ઉભય એક જાતિની છીએ, માટે તારે મને અવશ્ય સહાયતા કરવી જ જોઇએ. તારા વિના અત્યારે મારાં કરેલાં કુકર્મનું પ્રાયશ્ચિત કરવાનો બીજો એક પણ ઉપાય નથી.. તું જ મારી સહાયકા છે. તારી કૃપાના યોગેજ મારા હૃદયને આરામ મળી શકે તેમ છે. શાન્તિ મળે તેમ છે." માટે:—

"અય છુરી અછી છુરી દે સાથ ગર તુ સાથ હય;
મયંભી ઔરત ,જાત હું ઔરત ભી ,અવરત ,જાતહય;
એ કસીકે વક્ત, હમદર્દી દીખાના ચાહિએ,
,ઔરતોંકો ,ઔરતોં કે કામ આના ચહિએ;
એક બારમેં યેક વારમેં ,મુજીકા સીના ચાકકર;
બીજલી હયતુ કાંટા હય પ્હેગીર ઔર જલાકર ખાકકર."

આમ કહીને તેણે તે તીક્ષ્ણ ધારવાળા છુરીને પોતાની છાતીમાં ભોંકી દીધી; એથી થોડીવારમાં તેનો પ્રાણહીન દેહ કમ્મતો કમ્પતો સ્વામીના વક્ષ અથવા છાતીપર લેટી પડયો. મરતી વેળાયે તેના મુખમાંથી એકાએક શબ્દો નીકળી પડયા કે;–" પરમાત્મા! અત્યારે એક ઘાતકી હત્યારી અબળા પોતાના પાપનું પ્રાયશ્ચિત કરી તારા

પવિત્ર રાજ્યમાં આવી રહી છે, દયાળુ તું દયાવાન છે, માટે તેના અપરાધની ક્ષમા કરી તારા ચરણોમાં સ્થાન આપ." આમ કહેતાં કહેતાં તે અબળાનો કંઠ રૂંધાઇ ગયો, તેનો પ્રાણવાયુ વિલીન થયો. શરીરનું ચૈતન્ય ચાલ્યું ગયું અને નિર્જીવ દેહ આ વસુંધરાપર પડી રહ્યો.

ક્ષણવારમાં આ ભયંકર કાણ્ડ થઇ ગયો. કિંકર તથા રાધા ઉભય દંપતીના કોમળ શરીરમાંથી લોહીની નદીઓ વહેવા માંડી. દૃશ્ય ઘણું જ ભયંકર બની ગયું, જે સ્થળે થોડીવાર પહેલાં પ્રણયલીલાનો પ્રચાર થયો હતો, તેજ સ્થળે ભયંકર વિષાદનું રાજ્ય છવાઇ ગયું. એક પ્રકારનો હાહાકાર છવાઇ ગયો. યમુના આ ભીષણ ઘટના ઉપસ્થિત થયા પહેલાં રાધામતિને તે વિષમ અને સાહસી કાર્યમાં લિપ્ત થતી અટકાવવા માટે જરા આગળ ધસી હતી ખરી, પરંતુ મામલાને ભયંકર રૂપમાં આવેલો જોઇ તે થરથર કમ્પતી દૂર હટી ગઈ હતી અને તે શોકજનક બનાવને અજાયબીને સાથે જોઇ રહી હતી. ચંડિકાના જેવી ઉગ્ર અને ભયાનક રૂપધારિણી રાધાને અટકાવવાનું સાહસ તેનાથી થઇ શક્યું નહોતું. જ્યારે બધું ખતમ થઇ ગયું અને ઉપરા ઉપર બે ખૂન થઇ થઇ ગયાં ત્યારે યમુનાને પોતાના કરેલાં કાળાં કામનો એકદમ પશ્ચાતાપ થઇ આવ્યો. તેણે વિચાર્યું કે;-"મારા કારસ્થાનથી જ આ દંપતીનો વિનાશ થયો છે, માટે મારે હવે આ દુનિયામાં જીવવું જરૂરનું નથી. કારણ કે, જો હું જીવતી રહીશ તો ભવિષ્યમાં મારાથી આવાં અનેક કુકર્મો થઇ જશે અને મારે ભયંકર પાપની ભાગિની થવું પડશે." આમ વિચારી તે પાસેના સરોવરના અગાધ જળમાં કૂદી પડી. થોડીવાર તરફડીયાં ખાધા પછી તે પણ મૃત્યુવશ થઇ, અનંતના રાજ્યમાં મળી ગઇ.

સોહાગ અત્યાર સુધી ભયથી અવસન્ન થઇ ગઇ હતી. પણ જ્યારે તેણે યમુનાને જળમાં કૂદી પડતી જોઇ, ત્યારે તે સ્થળે એક ક્ષણ પણ નિરર્થક ન ગાળતાં તેણે ત્યાંથી જવાની ચેષ્ટા કરી; પરંતુ તેનાથી દોડી શકાયું નહિ, થોડેક દૂર ગયા પછી તે મૂચ્છિંત થઇને પૃથ્વીપર ગબડી પડી. ઢળી પડી.



# સંસાર સંગ્રામ

## દ્વિતીય ખણ્ડ

### પુણ્યનો જય

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णाः
त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥

उदयति यदि भानुः पश्चिमे दिग्विभागे
प्रचलति यदि मेरुः शीततां याति वन्हि ।
विकसति यदि पद्मं पर्वताग्रे शिलायां
भवतिच पुनरुक्तं भाषितं सज्जनानाम् ॥

# દ્વિતીય ખણ્ડ

## પ્રથમ પરિચ્છેદ

### કલિયુગનો પ્રભાવ

परान्नेन मुखं दग्धं हस्तौ दग्धौ प्रतिग्रहात् ।
परस्त्रीभिर्मनो दग्धं कुतः शापः कलौ युगे ॥
राक्षसाः कलिमाश्रित्य जायन्ते ब्रह्मयोनिषु ।
ब्राह्मणानेव बाधन्ते तत्रापि श्रोत्रियान्कृशान ॥
कृतेत्र रेणुका कृत्या त्रेतायां जानकी तथा ।
द्वापरे द्रौपदी कृत्या कलौ कृत्या गृहे गृहे ॥

निन्दाशतकम्.

હીરાણુ અને જ્યોત્સ્નાના અત્યાચારથી પીડાઇને વિજયા રડતી રડતી વિશાળપૂરનો પરિત્યાગ કરીને વધૂગ્રામ ભણી વિદાય થઇ. સાસરિયામાં રહેવાનો વિજુનો ઉદ્દેશ નહોતો, તેમજ તે નિર્મળની ક્ષમાની યાચના કરવા પણ ઇચ્છતી નહોતી; પરંતુ સ્વામીની પાસે પોતાના નિરપરાધની કથા કહીને સદાને માટે વિદાય લેવાનો તેણે નિશ્ચય કરી રાખ્યો હતો. વિજુને પોતાના જીવન પ્રતિ ધિક્કાર ઉપજ્યો હતો, તેની અત્રણી જ કોમળ અવસ્થામાં તેના હૃદયઉદ્યાનનાં આશારૂપ સકળ પુષ્પો સૂકાઇ ગયાં. તેની સર્વ વાસનાઓ તથા ઇચ્છાઓ અનંતના રાજ્યમાં મળી ગઇ. સંસાર તેને એક ભયાનક સ્થાન ભાસવા લાગ્યું. તેણે વિચાર્યું કે; “ મારા જેવી એક જરૂર વગરની અબળાને હવે આ દુનિયામાં રહેવા કરતાં મરણના મુખમાં ચાલ્યા જવું એજ વધુ ઉચિત છે. મારા ઉદ્દેશહીન અને પીડાવાળા જીવનને વસુધાપર ધારણ કરી રાખવા કરતાં કરુણાસાગર પરમાત્માના રાજ્યમાં મોકલી આપવાની પરમ આવશ્યકતા છે. કારણ કે, આવા નિરર્થક જીવનમાં હવે કોઇ પણ પ્રકારના સુખની આશા રાખવી એ તો કેવળ આકાશકુસુમ સમાન જ છે.” આ પ્રમાણે વિચાર કરી વિજુ પોતાના પતિદેવતા પાસેથી સદાને માટે વિદાય લેવાને રવાના થઇ.

પરંતુ ત્યાં જવામાં તેને ઘણો જ વિલંબ થઇ ગયો. પ્રભાતમાં રવાના થવા છતાં તે દિવસે વધૂગ્રામ પહોંચાયું નહિ. બીજે દિવસે બપોરે ગામની સરહદમાં તેની નૌકા ધીમે ધીમે આવી પહોંચી. ત્યાં આવ્યા પછી જાણે વિજ્જુની પીડાનું નિવારણ થયું. હૃદયમાં પ્રજ્વળેલો ચિંતાનો અનલ હોલવાયો. પરંતુ પુનઃ સ્વામીએ કરેલા તિરસ્કારનું સ્મરણ થતાં તેના હૃદયસાગરમાં ચિંતાના તરંગો ભીષણ સ્વરૂપ ધારણ કરીને પ્રબળતાથી ઉછાળા મારવા લાગ્યા. વિજ્જુના હૃદયની આવી વિચિત્ર સ્થિતિ જાણે તેની નૌકા પણ જાણી ગઈ હોયની, તેમ જણાવા લાગ્યું. તે નૌકા પણ વિશાળ વારિધિ જેવા પ્રબળ પ્રવાહવાળી ગંગાના વક્ષપર ઉછાળા મારતી નાચવા કૂદવા લાગી. છેવટે જ્યારે વિજ્જુએ રડી રડીને પોતાના હૃદયનો ભાર કાંઇક ઓછો કર્યો, ત્યારે તેણે પોતાની નૌકાના વેગને પણ એકદમ ધીમો પાડી દીધો. તે ધીમે ધીમે નૌકા ચલાવતી વધૂગ્રામ ભણી વધવા લાગી. થોડીવાર પછી નજીકમાં નિમળના મહાન મહાલયનું શિખર વિજ્જુને નયનગોચર થયું, નૌકા પણ ધીમે ધીમે તે મહાલયની સમીપમાં જઇ પહોંચી. જે અગાસીપર બેસી વિજ્જુએ સ્વામી પાસેથી ચાર માસ પહેલાં વિદાયગીરી લીધી હતી, તે અગાસી વિજ્જુની નજરે પડી. મહાલયના નીચેના ભાગમાં નિર્મળે એક મનોહર કબૂતરખાનું બંધાવ્યું હતું. તેમાં વસતાં અનેક કબૂતરોનાં વિજ્જુએ જૂદાં જૂદાં નામ પાડયાં હતાં અને તે બધાને તે અત્યંત ચહાતી હતી. વિજ્જુ તેમને કેટલીક વાર સારો સારો ખોરાક આપતી, તેમની સાથ કેટલીક મીઠી મીઠી વાતો કરતી હતી. કબૂતરો પણ વિજ્જુને બહુ જ ચહાતાં હતાં. નિર્ભયતાથી તેના ખભાપર બેસી ગેલ કરતાં હતાં. કેટલાંક પાળેલાં કબૂતરો તો તેના માથાપર બેસી નાચતાં કૂદતાં પોતાની સરલતાનો પરિચય કરાવતાં હતાં. તેમાંના કેટલાંક કબૂતરો અત્યારે કબૂતરખાનામાં બેસી શોકમગ્ન બની વિજ્જુનું સ્મરણ કરી રહ્યાં હતાં, કેટલાંક અગાસીપર બેસી તેના આવવાની વાટ જોઇ રહ્યાં હતાં. વિજ્જુએ તેમની તે લીલાને પણ ક્ષણવારમાં જોઇ લીધી. ચપળ હૃદયા ચપળા તરતજ તે નિર્દોષ અને સરલ સ્વભાવનાં કબૂતરોના મનોભાવને જાણી ગઇ. અત્યારે તેના શયનગૃહની બારી ઉઘાડી હતી; એથી વિજ્જુને તેમાં પડેલો પલંગ પણ સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર થયો. દીવાલપર નળ દમયંતીની એક મોટી ફ્રેમમાં મઢેલી છબી હતી, તેનો કેટલોક ભાગ પણ વિજ્જુ બરાબર

જોઇ શકી. છબિની ફ્રેમપર વિજુએ વધૂગ્રામથી વિદાય થતી વેળાયે પ્રાતઃકાળે ગુલાબનાં પુષ્પની એક માળા પહેરાવી હતી: તે માળા આજે પણ ત્યાંની ત્યાં તેજ સ્થિતિમાં જોવામાં આવતી હતી. તે માળા હવાના સંચાલનથી ડોલીને વિજુને જાણે આવકાર આપતી હોયની તેમ જણાતું હતું. તે માળા તદ્દન સૂકાઇ જવા છતાં સુખસ્વપ્નના વિકૃત થયેલા કંકાલ જેવી છબિને વિંટળાઇ રહી હતી. વિજુએ છબી જોઈ, સૂકી માળા જોઇ, જે દિવસે તે માળા પહેરાવી હતી તે પણ તેના મનમાં સાંભરી આવ્યું. માળા પહેરાવતી વેળાયે વિજુએ નિર્મળાને કહ્યું હતું કે; તે માળા સૂકાતાં પહેલાં જ હું પાછી વધૂગ્રામ આવી પહોંચીશ. પરંતુ અત્યારે તો તે માળા તદ્દન સૂકાઇ ગઇ હતી, તેના અસ્તિત્વનો નાશ થવાની તૈયારી પણ થઇ રહી હતી, છતાં વિજુ ગઇ નહોતી. આમ હોવા છતાં પણ કોઇએ તે સૂકાયલી પુષ્પમાળાને ફેંકી દીધી નહોતી, અરે, ત્યાંથી એક તસૂ પણ ખસેડી નહોતી. આ બધું જોતાં વિજુની આંખો ભરાઇ આવી, તેમાંથી આંસૂનાં અમોઘપૂર ઉછાળા મારતાં વહેવા લાગ્યાં, ધરણી દેવીને ભીંજાવવા લાગ્યાં.

ધીમે ધીમે તેની નૌકા નિર્મળાના મહાલયના પ્રવેશ દ્વાર પાસે આવી પહોંચી; છતાં પણ વિજુ તેમાંથી ઉઠી નહિ. ઘણીવાર સૂધી આકાશ તરફ જોઇ રહ્યા પછી વિજુએ રેવતીને ઉદ્દેશીને કહ્યું કેઃ-"રેવતી! તું નૌકામાંથી ઉતરી ઘેર જા. પણ જોજે અન્તઃપૂરમાં ન જતાં બહાર જઇને જ હું કહું તેટલું કામ કરતી આવજે. માતાની સાથે તું મુલાકાત કરીશ નહિ; કારણ કે, જો તેમને મારા આવવાની ખબર પડશે તો તેઓ એકદમ દોડયાં આવશે અને ત્યાર પછી જો તેઓ બોલાવશે તો મારે ત્યાં અવશ્ય જવું જ પડશે. ત્યાં ગયા વિના મારો છૂટકારો થશે નહિ."

તેનાથી બીજું કાંઇ પણ વધુ બોલી શકાયું નહિ; પુનઃ તેની આંખમાંથી વહેતી અશ્રુધારા ગાલ તથા છાતી ભીંજાવીને પૃથ્વીના પટપર દડદડ કરતી પડવા લાગી. તે પોતે શા કારણથી વધૂગ્રામ આવી હતી, તે પણ ભૂલી ગઇ. તેણે આંખઆડું કપડું રાખી તેમાંથી વહેતા આંસૂના પ્રવાહને બંધ રાખવાની ચેષ્ટા કરી, પરંતુ તેની તે ચેષ્ટા નિષ્ફળ નિવડી. ઉછાળા મારતી સરિતાના પ્રબળ પ્રવાહમાં વાલૂકાનો બાંધેલો બંધ તણાઇ ગયો.

એ જોઇ રેવતીએ વિસ્મિત થઈ પૂછ્યુંઃ-"શેઠાણી સાહેબ! તમે આટલાં બધાં શા માટે રડો છો? આંખોમાંથી આમ ચોધારાં

આંસૂ કેમ વહેવડાવો છો ? આજે ઘણા દિવસે મેર આવવા છતાં આટલું બધું રડવું શા કારણથી આવે છે ? દીકરીઓને કાંઇ સદાય પિયરમાં બેસી રહેવાનો પ્રસંગ મળતો નથી, તેમને માટે તો સાસરિયામાં જ સ્વર્ગનું સુખ સમાયલું છે. તમને તમારા પતિદેવતાનાં પવિત્ર દર્શન થવાનાં હોવા છતાં આવા અશુભ શુકન શા માટે કરો છો ? તમે મને શું કહ્યું હતું, તેમાંનું હું તો કાંઇ પણ સમજી શકી નથી. માટે કૃપા કરી પુનઃ જે કાંઇ કહેવું હોય તે કહી સંભળાવો. તમે મને અન્તઃપુરમાં જવાની તથા માતાની મુલાકાત કરવાની મના કરો છો, ત્યારે પછી હું મહાલયમાં જઇને શું કરૂં ? મારે ત્યાં જઇને કયું કાર્ય કરી આવવાનું છે, તે સમજાવો. આમ વ્યાકુળ ન થાઓ. દુઃખ તો સર્વ કોઇને વેઠવું પડે છે. તમારે માટે એ કાંઇ નવો વિષય નથી. મારી ખીલતી જુવાનીમાં મારો ભરથાર મરી ગયો છે, છતાં હું હૈયામાં હિમ્મત રાખીને જીવન ધારણ કરી રહી છું, તો પછી તમારા સ્વામી તો અદ્યાપિ હયાત છે, છતાં આવો શોક શા કારણથી કરો છો. વૃક્ષનો સમાગમ થતાં વેલી આનંદિત થાય છે, સાગરને ભેટતી વેળાયે સરિતા અપૂર્વ આનંદથી નાચી ઉઠે છે, ચંદ્ર દેવનાં દર્શન થતાં કુમુદિની પ્રફુલ્લિત થઇ પોતાના શોકને વિદારે છે, છતાં તમે તમને તમારા પ્રિયતમ મળવા છતાં આમ શોકાતુર કેમ બની જાઓ છો ? વિજુ બ્હેન ! દુઃખમાં હિમ્મત ન હારવી, તથા પડેલા દુઃખને શાંતિથી સહી લેવું, એજ મનુષ્યનું ખરૂં ભૂષણ મનાય છે, માટે હવે તમે તમારા હૃદયભાનુ પર છવાયલા શોક રૂપ અંધકારના આવરણને દૂર કરો અને પ્રભુતુલ્ય પ્રિયતમની સેવા કરી સુખી થાઓ.”

સહજ સાવધ થઇને વિજુએ થોડીવાર પછી ધીમેથી કહ્યું:- “ત્યારે શું રેવતી ! તું મને બાબૂની સાથે મુલાકાત કરવાની સલાહ આપે છે ? પણ તું અન્તઃપુરમાં જઇ એક વાર તેમને મારા સમાચાર નહિ પહોંચાડી આવે ? જા, ભલી થઇને ગમે તે રીતે તેમને એક વાર મારી પાસે તેડી આવ. જો તેઓ ન આવે તો તેમને કહેજે કે, ‘તમારી વ્હાલી વિજયા અત્યારે તમારી સાથે છેવટની મુલાકાત કરવા આવી છે, માટે જો આ પ્રસંગને ગુમાવશો તો તેની સાથે આ જીંદગીમાં પાછો કદાપિ મેળાપ થશે નહીં. વિજુના મુખને તમે પુનઃ કોઇ પણ સ્થળે જોઇ શકશો નહિ. હું તેમને અહીં વધારે વાર રોકી રાખીશ નહિ, એ પણ તેમને જણાવી દેજે. ફક્ત એ

ચાર વાતો કરી તે સદાને માટે તમારી પાસેથી ચાલી જશે. આ જન્મમાં તેનો કદી પણ સાક્ષાત્કાર થઇ શકશે નહિ. વિજયા અત્યારે તમને માત્ર પોતાના હૃદયની બે ચાર વાતો કહી પોતાના અંતરમાં પ્રકટેલા દાવાનળને શાન્ત કરવા જ આવી છે. માટે તેને કોઇ પણ રીતે એક વાર આવી શાન્ત કરશો. એક દુઃખિની, નિરાધાર અબળાને નિરાશાના શસ્ત્રથી આહત કરી પાછી કાઢશો નહિ. તમારા શરણે આવેલી એક અત્યંત નમ્ર સેવિકા પર અકૃપાનો કઠોર આઘાત કરી તેના હૃદયના ચૂરેચૂરા કરી નાખવાની નિષ્ઠુરતા કદાપિ દર્શાવશો નહિ."

રેવતીએ કહ્યું:—"જાઓ, જાઓ, આવી વાતો ન કહો. તમારે મરવાની શી જરૂર છે. ભગવાને રંભાના જેવું રૂપ અને કામદેવના જેવો પતિ આપ્યો છે, અતુલ સંપત્તિનાં અધિકારિણી બનાવ્યાં છે. દેવતા જેવો ભાઇ દીધો છે, છતાં આવા સંજોગોમાં મરણવશ થવાની કલ્પના કેમ કરો છો? તમે તમારા ઘરમાં રહી સદાને માટે તમારી કીર્તિનો પ્રકાશ ફેલાવતાં રહો."

વિજુ વિચાર કરી બોલી:—"રેવતી! હવે નિરર્થક સમય ન ગાળતાં મેં તને જે કામ સોંપ્યું છે, તે કરીને સત્વર પાછી આવ. વિલંબ કરવામાં કશો સાર નથી."

વિજુની આ વાત સાંભળી રેવતી પોતાના મનમાં ને મનમાં જ કાંઇક બબડતી બબડતી ચાલી ગઇ અને થોડીવારમાં પાછી ચાલી આવી. વિજુએ જોયું કે, રેવતી એકલી આવી રહી છે, તેની સાથે નિર્મળ અથવા તો બીજું કોઇ પણ નથી. આથી તે નિરાશ હૃદયે પાછી બેસી ગઇ.

રેવતી પાસે આવી બોલી:—"નિર્મળ બાબૂ ઘેર નથી, બહાર ગયા છે."

વિજુ આ સાંભળી વિચારમાં પડી ગઇ. તેણે વિચાર્યું કે:—"નિર્મળ ઘરમાં હોવા છતાં મારા પ્રતિ ઉપજેલા તિરસ્કારના યોગે જ તે મારી મુલાકાત લેવા આવ્યા નથી. તેમણે મારી પ્રાર્થના સાંભળવા છતાં બેધડક તેનો અનાદર કર્યો છે. મારા આશાવૃક્ષને જડમૂળથી ઉખેડી નાંખ્યું છે.!"

વિજુએ વિચાર નિદ્રામાંથી જાગ્રત થઇ પૂછ્યું:—"તેઓ ક્યાં ગયા છે?"

રેવતીએ જવાબ આપ્યો:—" આનંદપૂર. "

વિજુ આ સાંભળી ચૂપ રહી. તેના હૃદયમાં હજારો જ્વાળાવાળી હિંસા પુનઃ જાગ્રત્ થઇ આવી. વિજુએ તરત જ કાંઇ પણ વિચાર કર્યા વિના ખલાસીને નૌકા હંકારવાની આજ્ઞા આપી દીધી.

ખલાસીઓએ નૌકા હંકારીને પૂછ્યું:—" કઇ દિશામાં જવાની ઇચ્છા છે વારૂ ? "

વિજુએ આ પ્રશ્ન સાંભળી મનમાં જ વિચાર્યું—" અરેરે હવે હું ક્યાં જાઉં ? કોનો આશ્રય લઉં ? આ પૃથ્વીમાં મારૂં કોણ છે ? મને આશ્રય આપે તેવું કોણ છે ? હવે મરવા છતાં પણ પિયરમાં તો નહિ જ જાઉં. સ્વામીને ત્યાં પણ નહિ જાઉં. ત્યારે હવે મારા જેવી હતભાગિનીને આરામ મળે તેવું સ્થાન ક્યું છે ? કોઇ જ નહિ. જ્યાં જ્યાં હું જાઉં છું, ત્યાં ત્યાં હાહાકાર અને તિરસ્કારના ધ્વનિઓ સંભળાય છે. સર્વ કોઇ મને કુલટા કલંકિની કહી ધિક્કારી કાઢે છે. આ વિશ્વમાં મારા માટે એક પણ સ્થાન રહ્યું નથી. પણ–હા. એક સ્થાન છે ખરૂં, પરંતુ તે આ વિશ્વમાં તો નથી જ. તે સ્થાન સંસાર બહારનું છે. ત્યાં અવિચાર નથી, અધર્મ નથી, અત્યાચાર નથી, અન્યાય નથી, હિંસા નથી, તે પરમ પવિત્ર અને પુણ્યપ્રદ સ્થાન છે. બસ, ત્યાં જઇને જ હું મારા હૃદયમાં પ્રજળેલી સકળ જ્વાળાઓને ડૂબાવીશ. અંતરમાં સળગતા ચિંતાના પ્રચંડ અનલનું નિવારણ કરીશ. પરંતુ તેમની પાસેથી વિદાય લીધા વિના હું નિરપરાધિની છું, તે તેમને જણાવી શકીશ નહિ. જ્યાં સુધી મારાપર ચોંટેલા કલંકના કાળા ડાઘને પરિષ્કૃત કરી શકાશે નહિ, ત્યાં સુધી મારાથી શી રીતે મરી શકાશે ? અવિનાશી ! તું મને સદ્‌માર્ગ બતાવ ! હવે મારૂં હૈયું સ્થિર રહી શકતું નથી. સંસારના અનંત અસહ્ય આઘાતોથી મ્હારા હૃદયના ભાંગીને ચૂરેચૂરા થઇ ગયા છે. મારૂં જ્ઞાન ચિંતાના ભારથી દબાઇ ગયું છે. દુઃખરૂપ દાવાનળથી મારી વિચારશક્તિ દગ્ધ થઇ ગઇ છે અને સારા અથવા ભૂંડા કૃત્યની તુલનાત્મક શક્તિ પણ સંકટની સેંકડો શિલાઓથી છૂંદાઇને નષ્ટ-ભ્રષ્ટ થઇ ગઇ છે. હે વિશ્વંભર ! તારી આ દીન દુહિતાના દુર્દમનીય દુઃખને દૂર કરવા માટે તું યોગ્ય સહાયતા કર. પ્રભો ! તારી સહાયતા વિના આ વિશ્વમાં હવે મને સહાયતા કરે તેવું એક પણ માનવી રહ્યું નથી. "

આ પ્રમાણે અનેક વિચારો કર્યા પછી વિજુએ રેવતીને

પૂછ્યું:—" રેવતી ! બાબૂ આજે પાછા ઘેર આવશે કે આનંદપૂર જ રહેશે વારૂ ? તને તેમના આનંદપૂર જવાના સમાચાર કોણે આપ્યા છે ? "

રેવતીએ જવાબ આપ્યો:-" વિમળા નામની એક દાસીએ મને નિર્મળબાબૂના આનંદપૂર જવાના સમાચાર આપ્યા છે અને તે સાથે તેણે એમ પણ જણાવ્યું છે કે, ઘણું કરીને આજે સંધ્યા થતાં પહેલાં જ બાબૂ સાહેબ અહીં આવી પહોંચશે."

વિજ્જુએ પૂછ્યું:-" શું તેઓ સાંઝે ચોક્કસ અહીં આવી જશે. જો તેમજ હોય તો, સાંઝ સુધી નૌકાને પેલા કિનારાપર અટકાવી રાખો. જ્યારે તેઓ આવશે, ત્યારે આપણે પાછા આ કિનારાપર આવીને તેમની મુલાકાત કરીશું. "

રેવતીએ કહ્યું:—" ચાલોને, આપણે પણ આનંદપૂર જઇએ. કેમ શેઠાણી સાહેબ ! તમને આનંદપૂર આવવામાં કોઇ પણ પ્રકારની અડચણ તો નથી ને ? "

વિજ્જુએ પૂછ્યું:—" પણ ત્યાં જઇને આપણે શું કરીશું ? "

રેવતીએ જવાબમાં જણાવ્યું:-" ત્યાં જતાં જતાં કદાચ રસ્તામાં પણ બાબૂનો ભેટો થઇ જશે અને તે સાથે તમારાથી તમારા દિલની બધી વાતો તેમની પાસે ખુલ્લી રીતે જણાવી શકાશે. "

વિજ્જુએ પૂછ્યું:—" બાબૂ શું નૌકામાં બેસી આનંદપૂર ગયા છે ? "

રેવતીએ જવાબ આપ્યો:-" હું તે વાત બરાબર જાણતી નથી. "

વિજ્જુ ચૂપ કરી ઉભી રહી. રેવતીએ નાવિકોને આનંદપૂર ભણી નૌકા લઇ જવાની આજ્ઞા આપી. આજ્ઞા મળતાંની સાથે જ નાવિકો નૌકા હંકારવાને તૈયાર થયા.

જ્યારે અસ્તગત રવિની છટા પૃથિવીનો પરિત્યાગ કરી મેઘોના શરીરપર છવાઇ ગઇ, ત્યારે વિજ્જુની નૌકા આનંદપૂર પહોંચી નાવિકોએ ઘાટપર જઇ ખીલા ખોડી તેની સાથે નૌકાનું દોરડું બાંધી લંગર નાખ્યું. પરંતુ નૌકાનું કોઇ પણ બેસારૂ નૌકામાંથી નીચે ઉતર્યું નહિ. તે વખતે ઘાટપર બીજી કોઇ નૌકા નહોતી, મનુષ્ય પણ નહોતું. કેવળ એક પ્રકારની નિઃસ્તબ્ધતા તથા શાન્તતા છવાઇ ગઇ હતી. સર્વ ઘાટ સૂનો પડયો હતો.

થોડીવાર પછી રેવતી બોલી:—" શેઠાણી બા ! ચાલો, આપણે એકવાર નૌકામાંથી નીચે ઉતરી જરા ફરી આવીએ. આમ બંધ-

નમાં જ બેસી રહેવાથી શરીર અકડાઇ જશે અને તે સાથે શરદી ઘણુ લાગી જશે. જળમાં વધારે વાર બેસી રહેવું ઉચિત નથી. ઘણા દિવસ થયાં નૌકામાં બેસી બેસીને પગ પણ અકડાઇ ગયા છે. માટે આવો આપણે જરા પગ મોકળા કરી આવીએ. તાજી હવા લઇ આવીએ. ”

વિજુએ પૂછ્યું:—“હવે અત્યારે કયાં ફરવા જઇશું ? ”

રેવતીએ કહ્યું:—“ત્યારે અહીં ચૂપ ચાપ બેસી રહેવાથી પણ શું વળશે. વચ્ચે વચ્ચે જરા ચાલવાની ટેવ પાડવી જોઇએ, નહિ તો શરીરમાં રોગ લાગૂ થાય. માટે લાંબા ટુંકા વિચારો કરવાનું માંડી વાળી મારી સાથે ફરવા માટે ચાલો. ”

વિજુએ કહ્યું:—“ રેવતી, તારો એમ કરવાનો આશય શો છે, એ મારાથી સમજી શકાતું નથી. વિનાકારણ તું મને અહીં સુધી શા માટે ઘસડી લાવી છે ? ”

રેવતી બોલી:—“ મારા પર તમે આવી અયોગ્ય શંકા લાવો છો, એ જોઇને મને ઘણી જ દિલગીરી થાય છે. મારા હેતુ તમારી ચિંતાને દૂર કરવા સિવાય બીજો કશો પણ છે જ નહિ. અને એ હેતુને પાર પાડવા માટે જ હું તમને અહીં લઇ આવી છું. માટે કૃપા કરી જરાવાર ફરવા ચાલો. ”

વિજુએ કહ્યું;—“ પણ તેમની નૌકા તો અહીં આગળ જણાતી નથી. ”

રેવતીએ કહ્યું:—“ હું ધારૂં છું કે, ઘણું કરીને તેઓ ઘોડાપર બેસીને જ અહીં આવ્યા હશે. ”

વિજુ બીજું કાંઇ પણ બોલી નહિ; એ જોઇને રેવતીએ પુનઃ કહ્યું કે;—“ મેં સાંભળ્યું છે કે, સોહાગનું ઘર ઘાટપર જ આવેલું છે, તેથી કદાચ ત્યાં જવાથી બાબૂનો પત્તો મળી શકશે. ”

રેવતી તરફ એક તીવ્ર કટાક્ષ કરી વિજુએ ગંભીરતાથી તેને ઉદ્દેશીને કહ્યું:—“ રેવતી ? તું મને અહીં શા માટે લઇ આવી છે ? આવા માર્મિક શબ્દો બોલી મને શા સારૂ સતાવે છે ?”

રેવતી એકાદ બે મિનિટ સુધી આંખો પટપટાવ્યા પછી બોલી:— “ કદાચ બાબૂજીની સાથે માર્ગમાં જ તમારી મુલાકાત થઇ જાય એ ઉદ્દેશથી હું તમને અહીં લઇ આવી છું. તે સિવાય મારો બીજો એક પણ ઉદ્દેશ નથી. વળી તમે જે માર્મિક શબ્દો બોલવાનું કહો છો,

તેમ કહેવામાં તમારી ભૂલ થાય છે. મેં અત્યાર સુધી કદાપિ તમારૂં બુરૂં ઇચ્છયું નથી અને ઇચ્છવાની પણ નથી. તમારા અન્નથી પોષાઇ છું, તો પૂરતી વફાદારીથી જ તેનો બદલો વાળી આપીશ."

વિજુ ચૂપચાપ ઉભી રહી. પરંતુ રેવતી ચૂપ કરી ઉભી રહે તેવી નહોતી. તે સહજ મૃદુહાસ્ય કરી બોલી:-"પણ શેઠાણી સાહેબ! બાબૂપર મૂકાયલા મુકર્દમાનું શું પરિણામ આવ્યું વારૂ? મેં સાંભળ્યું હતું કે, મુકર્દમાનું સ્વરૂપ ઘણું જ ભયંકર હતું, શું એ વાત સત્ય છે ખરી કે?"

વિજુએ અજાયબીથી પૂછ્યું:--"મુકર્દમો? શાનો મુકર્દમો? વાત શી? હું તો કશું સમજી શકતી નથી. તારા આવા વિલક્ષણ સવાલો તો મને ઘણીવાર વિચારમાં નાંખી દે છે."

રેવતીએ જવાબ આપ્યો:--"આમ અજાણ્યાં કેમ બની જાઓ છો? ખરી વાત કહેતાં મારી પાસે શા માટે સંકોચાઓ છો? સોહાગ અને નિર્મળ બાબુ પર જે કેસ મંડાયો હતો, તે સંબંધમાં શું તમે કાંઇ જાણતાં જ નથી કે, મને આવો ઉલટો સવાલ પૂછો છો?"

વિજુએ કશો પણ જવાબ આપ્યો નહિ, મુકર્દમાના કશા સમાચાર વિજુના જાણવામાં આવ્યા નહોતા. પરંતુ રેવતીએ તે સંબંધી ઘણા ઘણા સમાચાર મેળવ્યા હતા. તે સિવાય રેવતી તેવા સમાચારો મેળવવામાં એટલી બધી પ્રવૃત્ત બની ગઇ હતી કે, તેણે પોતાનાં બીજાં કેટલાંક જરૂરી કામોને પણ પોતાના હાથમાંથી છોડી દીધાં હતાં. હીરાણુ અને જ્યોત્સ્ના પાસેથી તેને ઘણા સમાચાર મળતા હતા. પરંતુ તેઓ જેટલા જણાવવા જેવા સમાચાર હોય, તેજ રેવતીને જણાવતાં હતાં. રેવતી અતિ મૂર્ખ અથવા બેવકૂફ હતી. જો મૂર્ખ ન હોય તો ચાલી ગયેલા યૌવનની માત્ર સ્મૃતિને જ ધારણ કરી તે યુવતી થવાનો વ્યર્થ પ્રયાસ કરે ખરી કે? તે પોતાના જેવી બીજી કોઇ પણ રૂપાળી સ્ત્રી નથી, એવું દૃઢ અભિમાન પણ રાખતી હતી. રંગે કાળી કોયલ જેવી હોવા છતાં ગુલાબ જેવી ગોરી સ્ત્રીને પોતાના કરતાં પણ વિશેષ કૃષ્ણવર્ણી ગણી તેની નિંદા કરવા બેસી જતી હતી. શરીર સાડા ત્રણ ફૂટનું ઠીંગણું અને તરબૂચ જેવું જાડું મોટું હોવા છતાં ઘાટીલી અને રમણીની સ્પર્ધા કરવાને તૈયાર થતી હતી. હોઠ કાળા કોયલા જેવા હોવા છતાં પક્વ બિંબાધરા લલનાનો ઉપહાસ કરતી હતી. નાક નળિયાના આકારનું હોવા છતાં

અન્ય શુકનાસિકા જેવી નાસિકા વાળી સુંદરીની ટીકા કરતી હતી. પોતાની એક આંખ ઉત્તરમાં તથા બીજી દક્ષિણમાં રહ્યા કરતી હતી અથવા તો હોકાયંત્રની ગરજ સારતી હતી, છતાં મૃગલીના જેવી મોહક આંખોવાળી માનિનીની મશ્કરી કરવાને તત્પર થતી હતી. મુખ તાવડીનાં તળાં જેવું હોવા છતાં બીજી ચંદ્રાનના ચપળાઓના મુખમંડળની ખોડખાંપણ કાઢતી હતી. સારાંશ કે તે એક બેવકૂફની સરદારિણી હોવા ઉપરાંત બુદ્ધિ અથવા અક્કલની ખાં પણ હતી.

રેવતિ મૂર્ખ અથવા બુદ્ધિમતી ગમે તેવી હોવા છતાં પણ તેણે પોતાના મનમાં એક મતલબ સાધી રાખી હતી. હારાણ જેવા બદમાશની સાથે વિલાસના રંગમાં રંગાયલી રસ વગરની વિજુમાં નિર્મળની આસક્તિ હવે લેશ માત્ર પણ રહી નહોતી. વિજુનું વિષાદવાળું શોકમગ્ન મુખ જોઇને રેવતીનું હૈયું સળગી ઉઠતું હતું. સોહાગ સુંદરી અને રસમયી હોવાથી નિર્મળ તેને અવશ્ય ચહાતો હશે, એવી રેવતીના મનમાં દૃઢ ખાત્રી થઇ હતી. સોહાગને નિર્મળે કોણ જાણે કેટલી દોલત દઇ દીધી હશે અથવા તો તેની સાથે અનેક પ્રકારનાં સુખો ભોગવ્યાં હશે, એવા એક પ્રકારના માયાવી ભ્રમે છેક ભૂલાવી દીધી હતી. આથી તેણે એ સુંદરી શિરોમણિ સોહાગની નોકરી કરવાના તર્કવિતર્ક કરવા માંડયા હતા. રેવતીએ દૃઢ નિશ્ચય કર્યો હતો કે, ગમે તે પ્રયત્ને હું સોહાગની પરિચાકાના પદને પ્રાપ્ત કરી, જેવી રીતે વિજુને મારા હાથનું રમકડું બનાવી રાખી છે, તેવી રીતે જ રમાડીશ. તેને પણ મારી આજ્ઞામાં રહેતી બનાવીશ.

હારાણે જો રેવતીને આશ્રય આપ્યો હોત, તો તેને કયાંય પણ નોકરી શોધવા જવું પડત નહિ. કારણ કે, હારાણનું ઘર તદ્દન શૂન્ય હતું, રેવતિના કાર્યમાં વિઘ્ન નાખે તેવું બીજું એક પણ માણસ નહોતું. તેમજ દરેક સંજોગો પણ હતા. પરંતુ દુર્ભાગ્યવશાત્ હારાણને તે પોતાના અધિકારમાં મેળવી શકી નહિ. હારાણને માટે તેણે ઘણાં ફાંફાં માર્યાં, પરંતુ ચાલાક અને ચપળ બુદ્ધિનો હારાણ કોઇ પણ રીતે તેના અધિકારમાં આવી શકયો નહિ. પરમ દિવસે રાત્રે હારાણે વિજુના ઘરમાં જે ભયંકર કાણ્ડ મચાવ્યો હતો, તે પરથી રેવતી તેને બહુ જ સારી રીતે ઓળખી ગઇ હતી. અત્યાર સુધી જ્યારે હારાણે આશા આપીને છેવટે નિરાશ કરી, ત્યારે તેનું મન તેના પ્રતિ એકદમ ખાટું થઇ ગયું. તે હારાણનાં કારસ્થાનનો

ભેદ ફોડી નાખવાને તૈયાર થઇ ગઇ. વિજુએ પણ રેવતીને તેની હલકી ચાલચલગત જોઇને પોતાની નોકરી પરથી બરતરફ કરવાની સૂચના આપી દીધી હતી. આથી રેવતીને લાચારીથી બીજે કોઇ પણ સ્થળે નોકરી શોધવાની ખાસ ફરજ પડી. તેનું મન ચિંતામાં ગરક થઇ ગયું.

પરંતુ સોહાગનો સ્વભાવ જાણ્યા પહેલાં પોતાની મૂળ નોકરી છોડવાનું તે પસંદ કરતી નહોતી. તેથી એકવાર સોહાગને મળીને છૂપી રીતે તે બે ચાર વાતો કહી, નોકરી મેળવવા માટે રેવતી વ્યાકુળ થઇ ગઇ હતી. સોહાગને મળવા માટે તેનું મન રાત્રિ દિવસ ચિંતાતુર રહ્યા કરતું હતું. પરંતુ વિજુએ જ્યારે નૌકામાંથી ઉતરી ફરવા જવાની નાખુશી બતાવી ત્યારે રેવતી ઘણીજ દિલગીર થઇને બોલી:–
"ત્યારે જેવી તમારી ઇચ્છા. પણ કૃપા કરી મને એકવાર ફરી આવવા દો. નૌકામાં બેસી બેસીને મારૂં આખું શરીર અકડાઇ ગયું છે, તેથી જો હું નીચે ઉતરી જરાવાર હરફર નહિ કરૂં તો કોઇ મારા દિલને આરામ મળી શકશે નહિ. તમને રોજ બેસી રહેવાનો મહાવરો પડેલો હોવાથી કશી પીડા ન થાય તો તે સ્વાભાવિક છે, પણ મારા જેવી ફરતીયાળને તો એક કલાક પણ એક યુગ જેવો થઇ પડે છે. માટે શેઠાણી બા! મેહરબાની કરી મને જરાવાર નીચે ઉતરી ફરવા દો."

વિજુએ રેવતીની એ વાતને પણ કબૂલ રાખી નહિ; કારણ કે, વિજુની ઇચ્છા હમણાંને હમણાં જ આનંદપૂર છોડી વધૂગ્રામ ભણી જવાની હતી. તે આનંદપૂરમાં એક ક્ષણ પણ રોકાવા ઇચ્છતી નહોતી. વિજુની સખત મના થયેલી જોઇ રેવતી લાચારીથી ચૂપ કરી બેસી રહી. થોડીવાર સુધી તદ્દન શાન્ત રહ્યા પછી તે બોલી:–
"શેઠાણી વિજયા બા! તમે તો મારા મનની વાતને સમજી પણ શકતાં નથી. વિનાકારણ મારા પર ગુસ્સો કરો છો. મોટાં માણસે નોકર ચાકર પર આવી ઇતરાજી ન રાખવી જોઇએ. મેં સાંભળ્યું છે કે, આ ગામના ઘણા માણસો બાબૂસાહેબના દુશ્મનો છે. તેઓ તેમને મારવાનાં કાવત્રાં પણ કરી રહ્યા છે. અહીં એકલા આવવામાં બાબૂએ મોટી ભૂલ કરી છે. તેમણે આવા સંજોગોમાં અહીં આવવું જોઇતું નહોતું. શત્રુના વાદળથીઘેરાયલા માણસે હમેશાં ખૂબ સાવચેત રહેવાની જરૂર છે. પણ નિર્મળબાબૂ જેવા એક ડાહ્યા માણસે અહીં આવા ભયંકર સંજોગોમાં શા કારણથી આવવાનું પસંદ કર્યું

છે, તે હું કોઇ પ્રકારે સમજી શકતી નથી. હું હમણાં ત્યાં જવાનો જે વિચાર કરતી હતી, તેનું મૂળ કારણ તેમનું ભલું કરવાનું જ હતું. તેમાં મારો પોતાનો લેશ માત્ર પણ સ્વાર્થ નહોતો. પણ લાચાર છું કે, તમે મને ત્યાં જતી જ અટકાવી દીધી છે."

વિજુ! સંસારના પ્રપંચોથી અજ્ઞાત રહેલી ભોળી વિજુ! રેવતી જેવી એક પાપમયી સ્ત્રીના કહેવાપર આવો ભરોસો રાખીને તું તારા દિલને શા માટે બાળી નાખે છે? એવી દુષ્ટાના વચનને સાચાં માની તું તારા સ્વામીની અહિતની વ્યર્થ આશંકા કેમ લાવે છે? તારા હૃદયને વિનાકારણ શા માટે ચંચળ બનાવી દે છે? હાય! વિજુ! સ્વામીના અકલ્યાણથી હજી પણ તારૂં હૃદય દુઃખમય બની જાય છે! જેના નિષ્ઠુર અને કરુણાહીન વ્યવહારથી તારૂં સર્વસ્વ ચાલ્યું ગયું છે, તારા હૃદયના ચૂરા થયા છે, તેના ઇષ્ટ કરવાની ચિન્તાએ હજી પણ તારા હૃદયમાં સ્થાન મેળવ્યું છે? હા શા માટે ન મેળવે? તારા જેવી પવિત્ર અને પતિવ્રતા પ્રમદાના હૃદયમાં પતિની પ્રતિમાની પધરામણી ન થાય તો પછી સંસારમાં સતીનું ગૌરવ પણ શું રહે? તારા સમાન પતિનું હિત ઇચ્છનારી અબળાના હૃદયમાં સ્વામીના ભલાની ભાવના ઉદિત થાય તો આ વિશ્વમાં નારી જન્મનું મૂલ્ય પણ શું અંકાય? ધન્ય છે, કોમળ હૃદયની કામિનીને શત વાર ધન્ય છે! તારા જેવી સુંદરીઓ જ ભારતના ભૂષણરૂપ છે. આજે અવનતિની ગર્તામાં ડૂબેલા ભારતનું વિદેશોમાં જે ગૌરવ ગવાય છે, તેનું મૂળ સ્થાન તારા જેવા પતિવ્રતા પ્રેમમયી રમણીઓ જ છે. આર્યાવર્ત્તના ગૌરવસ્તંભ તરીકે, દમયંતી, સીતા, ગાર્ગી, મૈત્રેયી, દધિચી, શકુન્તલા, કર્મદેવી, કૃષ્ણા આદિ અનેક ધર્માનુરાગિની અબળાઓ અદ્યાપિ ઇતિહાસનાં પૃષ્ઠપર સોનાના અક્ષરોથી પોતાની પ્રતિષ્ઠાના પડઘા પાડી પાડીને કહી રહી છે કે, હે ભારતીય ભગિનીઓ, સંસારમાં પતિસેવા એજ દેવસેવા છે. સુંદરીના જીવનનો ખરો સાર માત્ર પવિત્રતા જ છે. માટે પવિત્ર બનો, પતિધર્મનું પાલન કરો અને તમારી પવિત્રતાના યોગે બ્રહ્માંડને ડોલાવી ઉન્નતિની પતાકા ફરકાવો, તેમાંની કોઇ એક સતીની સાથે તારી તુલના કરાવમાં આવે તો તેમાં કશો પણ પ્રત્યવાય નથી.

કેટલીકવાર સુધી વિજુએ શાંતિથી વિચાર કર્યો. ત્યાર પછી મનના ભાવને છૂપાવીને તે બોલીઃ—"ચાલ, ત્યારે આપણે બન્ને ગંગાજીના કિનારાપર થોડીવાર ફરી આવીએ."

આમ કહ્યા પછી બન્ને કિનારાપર ઉતરી પડયાં પણ ગંગાના ઘાટપર બીજો પણ એક રસ્તો જણાતો હતો અને તે ગામ ભણી જતો હતો. તે રસ્તાપર વિજુ તથા રેવતી ઉભય ચાલવા લાગી. થોડેક દૂર ગયા પછી તેમણે જોયું કે, જે રસ્તાપર તેઓ જતી હતી, તે રસ્તો તેટલો બધો એકાંતમય નહોતો. વિજુએ ઘાટનો રસ્તો મૂકી ડાબી બાજૂના એક સાંકડા રસ્તાને પકડી લીધો. ત્રણ ચાર દિવસ પહેલાં રમેશ એ રસ્તાપર એક વાર આવ્યો હતો. તે રસ્તો સહજ સાંકડો અને ઘટાદાર વૃક્ષોની હાર વચ્ચે આવેલો હતો. થોડેક આગળ વધ્યા પછી તેમણે બન્નેએ જોયું કે, માર્ગની બન્ને બાજૂએ ઘાડું ઘટાદાર જંગલ છવાયલું છે અને તે જંગલ ઘણાજ ગાઢ અંધકારથી ઘેરાઇને એક જાતના બિહામણા દેખાવને દેખાડી રહ્યું છે. આ જોઇ તેઓ બન્ને પાછાં ફરવાની તૈયારી કરતાં હતાં, એ-વામાં તેમણે દક્ષિણ દિશામાં જોયું કેઃ—“ આ શું ? સરોવરના કિનારા પરની ખુલ્લી જગામાં કોણ ઉભું રહ્યું છે ? એ નિર્મળ તો નહિ હોય ? નિર્મળની પાસે બીજી એક જે મનોહર મૂર્ત્તિ દેખાય છે, એ મૃદુ મંજુલ મૂર્ત્તિ કોની હશે ? બસ, એજ તે કુચરિત્રા સોહાગ છે. તે પાપિષ્ટા રસ્તા કે ઘાટને પણ જોતી નથી. ખુલ્લી જગામાં નિર્મળના અંગ સાથે અંગ અડકાડી, નિર્મળના બાહુમાં બંધાઇને ધીમે ધીમે ચાલી રહી છે. ” આ પ્રમાણે કલ્પનાના ચક્ષુથી તે દસ્ય જોઇને વિજુ અત્યંત વિસ્મિત બની ગઇ. તેનાથી તે બીષણ દસ્ય વધુ વાર જોવાયું નહિ; તેથી તેણે એકદમ પોતાની આંખો બંધ કરી લીધી. પણ પુનઃ આકાંક્ષાની પ્રબળ વૃત્તિએ તેની આંખોમાં વિકારની ભાવનાનો ઉદ્‌ભવ કર્યો, એટલે તેણે તરતજ પોતાની આંખો ઉઘાડી નાખી અને તેણે તે દસ્ય તરફ પુનઃ એકવાર તીવ્ર દૃષ્ટિપાત કર્યો.

વિજુએ જે દસ્ય જોયું હતું, તે તદ્દન મિથ્યા તો નહોતું જ. પ્રથમ જ કહેવામાં આવ્યું છે કે, સોહાગ મૂર્ચ્છિત થઇને પૃથ્વીપર ગબડી પડી હતી. યમુના સરોવરમાં કૂદી પડીને મરણને શરણ થઇ હતી પણ સોહાગ નાસવા છતાં નાસી શકી નહોતી. તે સમયે સંધ્યા સમય થવા આવ્યો હતો. એ સંધ્યા સમયે જ નિર્મળે, સોહાગને અધૂગામ તેડી જવાનો સંકલ્પ કર્યો હતો, અને તેવા જ ઇરાદાથી નિર્મળ સંધ્યા થતાં પહેલાં થોડીવારે આનંદપૂર આવ્યો હતો, પણ સોહાગને ત્યાં આવ્યા પછી તેણે સોહાગને જોઇ નહિ. તેથી તે તેની તપાસ કરતો કરતો જ્યાં સોહાગ ધૂળમાં પડી પડી આળોટી

રહી હતી ત્યાં જઇ ચઢયો. તે કનકની લતિકાને ધૂળમાં રગદોળાતી જોઇને નિર્મળ પ્રથમ પહેલો તો સહજ ગભરાઇ ગયો. પરંતુ થોડી વારમાં પોતાના દિલને કાબૂમાં લાવી તેણે સોહાગને ચેતનમાં લાવી તેને પોતાની બન્ને ભુજાઓથી વીંટાળીને ધીમે ધીમે ઘર ભણી ચાલવા માંડયું. તે જે સમયે સોહાગને લઇને તેના ઘર ભણી જતો હતો, તે સમયે વિજુએ તેની તેવીને તેવી જ અવસ્થામાં જોઇ લીધો.

એ જોઇને વિજુનું માથું ફરી ગયું. પાસેના ઝાડની એક ડાળ ઝાલીને તે એકદમ ઉભી રહી. તેણે આંખો મીંચીને તે બિભત્સ દશ્યને એકવાર આંખ આગળથી અળગું કરવાને પ્રયાસ પણ કર્યો. પરંતુ તેનો તે પ્રયાસ વૃથા ગયો ! દુઃખની વાર્ત્તા તથા ભયાનક દશ્યને સાંભળવા અથવા જેવાથી મનુષ્યનું મન કદાપિ સ્થિર રહી શકતું નથી. તેવા સંજોગો કદાપિ હૃદયપરથી ભૂંસાતા નથી, પરંતુ વજ્રની પેઠે હૃદયમાં કોતરાઇ જાય છે. વિજુએ આંખો મીંચી પણ તે દશ્ય જોવાની આકાંક્ષાથી આંખો બંધ રહી શકી નહિ, તરત જ ઉઘડી ગઇ. તેણે આંખો ઉઘાડતાંની સાથે જ જોયું કે, વૃક્ષ, વનસ્પતિ, આકાશ અને પૃથિવી આદિ સકળ બ્રહ્માંડ ચોમેર ભીષણ વેગથી ફરી રહ્યું છે. એ જોઇને તે સ્તબ્ધ થઇ. થોડીવાર પહેલાં જે દશ્ય જોયું હતું, તે પણ અદશ્ય થઇ ગયું. વિજુ ધીમેથી નીચે બેસી ગઇ.

એ જોઇ રેવતી બોલીઃ—“ વિજયા બ્હેન ! પેલો સોહાગના ગળાપર હાથ નાંખીને ચાલ્યો જતો હતો એ કોણ હતો વારૂ ? તમે તેને ઓળખો છો ખરાં કે ? અહો ! સોહાગ તો અત્યારે ઘણી જ સુંદરી બની ગઇ છે ને શું ? તેનાં વસ્ત્રાભૂષણો પણ પરમ સુંદર હતાં ? શા માટે ન હોય જેના પર નિર્મળ બાબૂ જેવા ધનાઢય જમીનદારની કૃપા હોય તેને શી ખોટ ? શેઠાણી તમે થોડીવાર અહીં બેસો, હું હમણાં જ સોહાગના બાહુ બંધનમાં બંધાયલા મારા બાબૂ સાહેબને અહીં તેડી લાવું છું. આ એકાંતમાં તમારે જે કાંઇ વાતચીત કહેવી હશે તે ઘણી જ ખુશીની સાથે થઇ શકશે. અહીં ખલેલ પડશે નહિ.

રેવતી આમ કહી વિજુના જવાની વાટ જોયા સિવાય ત્યાંથી ચાલી ગઇ.

વિજુ તે સ્થળે હવે વધારેવાર બેઠી નહિ. તે ઉદાસ મનથી, ફીકી આંખોથી આકાશ ભણી જોતી બોલીઃ—“ બસ, હવે તેમને મળવાની વાટ શા માટે જોવી જોઇએ ? હવે તો તેમને કહ્યા સિવાય

પણ મરી શકું તેમ છું. પતિ પોતાની મર્યાદા મૂકી અન્ય અબળામાં આસક્ત થયા છે, તો પછી મારે આ દુનિયામાં જીવીને શું કરવું છે ?"

વિજુ પુનઃ નૌકામાં આવી બેઠી. રેવતીની વાતને વિજુ એકવાર વિસરી ગઇ હતી. નાવિકોએ તેને માટે થોડીવાર વાટ જોઇ, પરંતુ જ્યારે તે આવી નહિ, ત્યારે તેમણે ત્યાંથી નૌકાને હંકારી મૂકી. વિજુ નૌકાને લઇ નાવિકો કઇ દિશામાં જઇ રહ્યા છે, એમ પૂછવાનું પણ ભૂલી ગઇ. નાવિકોએ લાચારીથી વધૂગ્રામ ભણી નૌકાને હંકારી મૂકી.

---

# દ્વિતીય પરિચ્છેદ

---

## વાસનાની પ્રબળતા

---

नीवृत्ता भोगेच्छा पुरुषबहुमानो विगलित: ।
समानाः स्वर्याताः सपदि सुहृदो जीवितसमाः ॥
शनैर्यष्ट्योत्थानं घनतिमिररुद्धे च नयने ।
अहोधृष्टः कामस्तदपि मरणापाय चकित: ॥*

भर्तृहरि.

---

વધૂગ્રામથી વિશાળપૂર આવતાં રમેશને મહા ત્રાસ ઉપસ્થિત થયો. વર્ષાકાળમાં ગંગાના પ્રવાહમાં મોટા વહાણને આવજાવ કરવામાં ભારી મુશ્કેલી નડતી હતી. છતાં પણ હવા અનુકૂળ હોવાથી રમેશને ઘણીજ સગવડતા થઇ પડી. રાત્રિનો દોઢેક પ્રહર વીત્યા પછી વધૂગ્રામથી રવાના થઇ રમેશ ત્રીજે દિવસે સવારે વિશાળપૂર આવી પહોંચ્યો.

સદર ઘાટપર આવીને વહાણને નંગારવામાં આવ્યું. રમેશના

* ભાવાર્થ કે:—" વિષય ભોગની ઇચ્છા જતી રહી. લોકોમાં પોતાની પ્રતિષ્ઠા ઘટી ગઇ ! પોતાની વયના લોકો પણ પરલોકવાસી થઇ ગયા. જેઓ ઇષ્ટ મિત્ર હતા, તેમનાં જીવન પણ પૂરાં થવા આવ્યાં. પોતે પણ લાકડીને ટેકે ચાલવા લાગ્યો. આંખો સામે પણ અંધારાં આવવા માંડ્યાં, પણ હાય ! તો પણ આ કાયા એવી નિર્લજ છે કે, પોતાનું મરણ સાંભળીને ચકિત થઇ જાય છે." ભર્તૃહરિ.

આવવાના સમાચાર સાંભળીને તેના અનેક અનુચરો તેની ચોતરફ આવીને ફરી વળ્યા. દરવાનો પણ વહાણ સન્મુખ આવી રમેશની આજ્ઞાની વાટ જોતા ઉભા રહ્યા, પરંતુ રમેશ કોઇની સાથ વાતચીત કર્યા સિવાય ધીમે ધીમે પોતાના મહેલ ભણી ચાલવા લાગ્યો. રમેશ આ સમયે સહજ ચિંતાતુર અને ગંભીર જણાતો હતો. પરંતુ તેની તે ગંભીરતામાં પણ એક પ્રકારના આનંદનો પ્રવાહ પ્રબળ વેગથી ઉછાળા મારી રહ્યો હતો.

રમેશ સ્નાનાદિ ક્રિયાઓમાંથી નિવૃત્ત થઇ ભોજન કરી પોતાની લાયબ્રેરીમાં જઇ એક મખમલ જડિત કુર્સીપર બેઠો. ત્યાર પછી નોકરે હુક્કો ભરી લાવી તેના હાથમાં આપ્યો. સોનાની નાળવાળો હુક્કો પીતાં પીતાં રમેશ પોષ્ટના થોકડામાંથી ધીમે ધીમે એક એક કાગળ લઇને વાંચવા લાગ્યો. તે થોકડામાંના કેટલાક કાગળોને તેણે બહુજ ધ્યાનપૂર્વક વાંચ્યા તથા કેટલાકને તો ઉપર ઉપરથી જોઇને દૂર ફેંકી દીધા. તેમાંના એક પત્રે તેના મનને આકર્ષી લીધું. પત્ર ફોડીને તેણે વાંચવા માંડયો. બરાબર વંચાઇ રહ્યા પછી તેનું મુખ એકાએક ગંભીર બની ગયું. એકવાર, બે વાર, ત્રણ વાર એવી રીતે ઘણીવાર સૂધી તેણે તે પત્રનું વાંચન કર્યું. વાંચતાં વાંચતાં તેના રૂંવે રૂંવા ખડાં થઇ આવ્યાં અને શરીરમાં ક્રોધનો તથા કંપનો આવિર્ભાવ થયો. તે ઊઠી ઉભો થયો; તેના હાથમાંથી એકાએક હુક્કાની નળી જમીનપર પડી ગઇ.

તે પત્રનો આ સ્થળે કિંચિત્ પરિચય આપવાની આવશ્યકતા છે. રમેશની બીમારી વખતે એક શીશીની દવા બગડી હતી અને તેમાં ઝેરનો સમાવેશ કરવામાં આવ્યો હતો, એટલા માટે એક પ્રકારનો ખભળાટ જાગ્યો હતો, રમેશે તે શીશીને ડૉક્ટર સાહેબ પાસેથી માગીને પોતાની પાસે રાખી હતી. ત્યાર પછી માંદગીમાંથી સાજો થઇને તેણે તે શીશીની દવાને રાસાયનિક પરીક્ષા કરવા માટે કલકત્તાના એક મિત્રપર મોકલી આપી હતી. હૉસ્પિટલના રાસાયનિક પરીક્ષક દ્વારા દવાની પરીક્ષા કરાવી રમેશના તે મિત્રે પત્રદ્વારા બધો જવાબ આપ્યો હતો. તે પત્ર હજી રમેશના હાથમાં જ આવ્યો હતો, બીજા કોઇના હાથમાં જવા પામ્યો નહોતો. પત્રમાં લખ્યું હતું:—

“ભાઇ રમેશ !”

આજથી લગભગ બે માસ પહેલાં મને તમારી મોકલેલી દવાની શીશી તથા પત્ર મળ્યાં છે. પરંતુ હું તે સમયે બહારગામ ગયેલો

હોવાથી વખતસર પત્ર લખી શક્યો નથી, તો કૃપા કરી ક્ષમા કરશો.

દવાની પરીક્ષાનું રીઝલ્ટ-પરિણામ પરીક્ષક મહાશયે જૂદા જ કાગળમાં લખી આપ્યું છે. તે પત્ર પણ આ પત્રની સાથે જ મોકલું છું. 'એન્ટિપાઇરિન' નામનું કોઇ તીવ્ર ઔષધ એ શીશીમાં મેળવેલું હતું. પ્રબળ જ્વરની શરૂઆતમાં તો તે દવા જરાક ઉપકારી થઇ પડે છે; પરંતુ વિકારવાળા જીર્ણ રોગીને માટે એ વિષસમાન અસર કરે છે. એનાથી વધારે બીના જાણવાની ઇચ્છા હોય તો તે પરીક્ષકના પત્રપરથી જોઇ શકશો."

પત્ર લખવાની તમને અથવા મને બન્નેને ટેવ જ નથી. પણ કૃપા કરી મારા પત્રના ઉત્તરમાં એ વાત જણાવશો કે, એ દવાની પરીક્ષા કરાવવાનું ખરૂં પ્રયોજન શું છે?" ઇતિ.

"સ્નેહાકાંક્ષી મધુકરના વંદન."

રમેશ મિત્રનો પત્ર વાંચી રહ્યા પછી પરીક્ષકનો અભિપ્રાય વાંચવા લાગ્યો. બીજી કેટલીક બાબતો લખ્યા પછી 'એન્ટિપાઇરિન'ના ગુણ તથા અવગુણનું તે પત્રમાં વર્ણન કરવામાં આવ્યું હતું. રમેશ આ પહેલાં તે દવાના ગુણાવગુણને બિલકુલ જાણતો નહોતો. ગમે તે હો, પણ પત્ર વાંચી રહ્યા પછી રમેશ ઘણીવાર સૂધી તે વિષયની ચિન્તા કરતો બેસી રહ્યો. તે ચિન્તામાં વિજુની વાત તત્કાળ યાદ આવી ગઇ. તેની સાસૂ પાસેથી જે અફવા સાંભળી આવ્યો હતો તે પણ તેને સાંભરી આવ્યું. ત્યારપછી તેણે એક નોકરને બોલાવ્યો. નોકરના આવ્યા પછી 'વિજુ બહેનને' બોલાવી લાવવાની રમેશે આજ્ઞા આપી. નોકર ચાકરો અને દાસી આદિ સેવિકાઓ વિજુને 'વિજુ બહેન' કહીને બોલાવતા હતા. અત્યારે વિજુ બહેન ઘેર નહોતી, એથી તેને ક્યાંથી બોલાવી લાવવા, એ વિષયની ચિન્તામાં આવનાર નોકર તલ્લીન બની ગયો. થોડીવાર સૂધી વિચાર કરવા છતાં રમેશની પાસે શો જવાબ આપવો એ સંબંધી કશો નિશ્ચય ન થઇ શકવાથી નોકર ત્યાંથી એકદમ દોડી આવ્યો અને દીવાનની પાસે જઇને એ સમાચાર જણાવી દીધા. દીવાન દુર્ગાના નામનો જપ કરતો કરતો પોતાના પ્રભુ પાસે આવી પહોંચ્યો અને તેની આજ્ઞાની વાટ જોતો શાંતિથી ઉભો રહ્યો.

દીવાનને પોતાની સમીપ આવેલો જોઇ રમેશે કહ્યું:-"વિજુને હમણાં ને હમણાં જ વધૂગ્રામ મોકલવી પડશે, માટે તમે બીજા નવા ખલાસીઓને નૌકા તૈયાર કરવાની આજ્ઞા આપી પાછા મને આવી

મળો. મારે તમને બીજી કેટલીક જરૂરની વાતો કહેવાની છે."

દીવાન કાંઈ પણ બોલ્યો નહિ, સ્થિરતાથી ઉભો રહ્યો. એ જોઇ રમેશે વિસ્મિત થઇને પૂછ્યું:-"કેમ દીવાન, બોલતા કેમ નથી? શું તમારે કાંઇ કહેવાનું છે, જે કહેવું હોય તે કહી નાખો."

દીવાને નીચું મુખ કરી ધીમેથી ઉત્તરમાં જણાવ્યું કે:-"પ્રભુ! હું આપને અત્યારે જે સમાચાર સંભળાવું છું, તે ઘણાજ ભયંકર હોવા છતાં આપની આજ્ઞાને વશ થઇને મારે લાચારીથી આપને જણાવવા પડે છે. કહેવાને ઘણો જ દિલગીર છું કે, વિજુ બહેન અત્યારે આ મહેલમાં નથી, અરે આ વિશાળપૂર નગરમાં પણ નથી, તેઓ અહીંથી ચાલ્યાં ગયાં છે."

રમેશે અજાયબીથી પૂછ્યું:—"શું તમે ખરૂં કહો છો? ખરેખર વિજયા અહીં નથી? ત્યારે તે ક્યાં ગઇ છે? અહીંથી ક્યારે ગઇ છે અને તેની સાથે બીજું કોણ ગયું છે?"

દીવાને કહ્યું:—"તેઓ વધૂગ્રામ ગયાં છે અને--"

રમેશ વચ્ચમાં જ બોલી ઉઠયો:—"અસંભવ, તદ્દન અસંભવ! હું અત્યારે વધૂગ્રામથી જ અહીં આવું છું. રસ્તામાં અથવા તો બીજે કોઇ પણ સ્થળે મને તેની મુલાકાત થઇ નથી."

દીવાને કહ્યું:—"તેઓ આજથી ચોથા દહાડાપર પ્રભાતના પ્રહરમાં અહીંથી રવાના થયાં છે, અને હું ધારૂં છું કે ગઇ કાલે સાંઝે તેઓ અવશ્ય વધૂગ્રામ પહોંચી ગયાં હશે."

રમશ વિચાર કરી બોલ્યો:—"થોડા દિવસ પહેલાં વિજુ વધૂગ્રામ જવાને નારાજ હતી, તો પછી આમ એકાએક તેનો વિચાર કેમ બદલાઇ ગયો? અવશ્ય એ વાતમાં કાંઇક ભેદ હોવો જોઇએ. નહિ તો વિજુ મને મળ્યા સિવાય કદાપિ અહીંથી જવાનું સાહસ કરે જ નહિ."

દીવાન કાંઇ પણ જવાબ ન આપતાં ચૂપચાપ ઉભો રહ્યો. એ જોઇ રમેશે ઉશ્કેરાયલા અવાજથી પૂછ્યું:—"કેમ દીવાન, મારા સવાલનો જવાબ શા માટે આપતા નથી? આમ મૌન ધારીને કેમ ઉભા રહ્યા છો? શું મારી પાસે પણ કોઇ જરૂરી વાતને છૂપાવવા માગો છો?"

દીવાને કહ્યું:—"આપ મારા માલિક છો. આપની પાસે હું કોઇ પણ વાતને છૂપાવવા માગતો જ નથી. આજ સૂધીમાં મેં કદાપિ કોઇ વાતને છૂપાવી નથી અને ભવિષ્યમાં પણ છૂપાવીશ નહિ."

રમેશે કહ્યુંઃ-"ત્યારે બધી બીના ખુલ્લે ખુલ્લી કહી સંભળાવો."

દીવાને કહ્યુંઃ—"વિજુ બહેન પર એક પાપાત્માએ અત્યાચાર ગુજાર્યો હતો, તેથી તેઓ કંટાળીને અહીંથી ચાલ્યાં ગયાં છે. મેં આપના આવતાં સૂધી રોકાવાનો તેમને ઘણો આગ્રહ કર્યો હતો, પણ તે આગ્રહની કશી પણ દરકાર કર્યા સિવાય તેઓ ચાલ્યાં ગયાં છે."

રમેશે અજાયબીમાં આવી પૂછ્યુંઃ—"વિજુ પર અત્યાચાર? કોણ છે શયતાન એ અત્યાચારનો ગુજારનાર? દીવાન! મારી વ્હાલી ભગિની પર કયા નરાધમે જુલ્મ ગુજાર્યો હતો વારૂ?"

દીવાને જવાબ આપ્યોઃ—"સાક્ષાત્ પાપપ્રતિમા હારાણચંદ્રે તેમના પર અસહ્ય જુલ્મ ગુજાર્યો હતો. તે દુષ્ટે જે જુલ્મ ગુજાર્યો હતો, તેનું સ્મરણ થતાં પણ મારૂં કાળજું થરથરી જાય છે."

વાઘની પેઠે ગર્જના કરી રમેશ બોલી ઊઠયોઃ—"અધમતાના અવતાર હારાણે મારી બહેન પર જુલ્મ ગુજાર્યો છે? તે શયતાને વિજુ જેવી ભોળી બાળાને ઘરબહાર કાઢી છે?"

દીવાન નિરુત્તર રહ્યો. એ જોઇ રમેશે પુનઃ રુદ્ર સ્વરથી પૂછ્યુંઃ- "તેણે શું કર્યું છે?"

દીવાને જવાબમાં જણાવ્યુંઃ—"મધ્યનિશાના અતિ ભયંકર સમયે વિજયા બહેનના ઓરડામાં તે નરાધમ અને માનવકુળના દૂષણરૂપ દુરાત્માએ પ્રવેશ કર્યો હતો."

દીવાનની આ વાતો સાંભળીને, અકસ્માત્ સર્પ જોવાથી લોકો જેવી રીતે ચમકીને દૂર ખસી જાય છે, તેવીજ રીતે રમેશ પણ ચમકીને બે પગલાં પાછા હઠી ગયો. તેના પર જાણે વજ્રપાત થયો. કેટલીક વાર સૂધી તો તેના મુખમાંથી એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહિ. ક્રોધ અને તિરસ્કારના યોગે તેનું મુખ લાલચોળ બની ગયું. તેનું આખું શરીર વાયુથી વિતાડિત થયેલા વૃક્ષની પેઠે થરથર કંપવા લાગ્યું. રમેશની ભીષણ પ્રતિમા જોઇને દીવાન પણ કંપવા લાગ્યો. તેના મનમાંથી દુર્ગા નામનો જપ કરવાની શક્તિ પણ દૂર થઇ.

થોડીવાર પછી વજ્રના પડવા સમાન ભીષણ ગર્જનાના સ્વરથી રમેશે દીવાનને ઉદ્દેશીને પૂછ્યુંઃ-"શું હારાણ હજી સૂધી જીવતો છે? તે અધર્મનો પ્રચાર કરનાર પાપાત્મા આ અવનીમાંથી નષ્ટ નથી થયો? તે દુરાત્માના દેહમાં કીડા નથી પડયા? અન્નદાતાની ભગિ-

નીપર અત્યાચાર કરતાં તે નિર્લજ રાક્ષસને જરા પણ લજ્જા નથી આવી? તે પાપી હમણાં ક્યાં છે?"

દીવાને જવાબ આપ્યો:—"પ્રભુ, હજી સૂધી તે જીવતો છે, મરણને શરણ થયો નથી. પણ હમણાં તે અહીં નથી. અહીંથી ચાલ્યો ગયો છે. તે અધમ ક્યાં ચાલ્યો ગયો છે એની પણ મને કશી ખબર નથી. વિજુ બહેનના જતાં સૂધી તો તે અહીંજ હતો, પણ ત્યાર પછી ક્યાંક ચાલ્યો ગયો છે."

રમેશે કહ્યું:—"દીવાન, તમે હવે વૃદ્ધ થયા છો, માટે પેન્શન લઇ લો."

દીવાને અજાયબીથી પૂછ્યું:—"પ્રભુ, આપના આ સેવકનો શો અપરાધ થયો છે?"

રમેશે કહ્યું:—"તમારી અસાવધતાથી મારા વંશને આજે આવું અપમાન સ્હેવું પડયું છે. મારો વંશ તમારી મૂર્ખતાને લીધેજ કલંકિત થવા પામ્યો છે. અત્યારે અપરાધીને પકડી લાવવાનું પણ તમારામાં સામર્થ્ય રહ્યું નથી. ઘણીજ અજાયબીની વાત છે કે, તમારા જેવા એક પુરાણા કર્મચારી પણ પોતાની ખરી ફરજ બજાવવાને અશક્ત બની જાય છે. દીવાન! જો હું જાણતો હોત કે તમે આટલા બધા નિર્બળ છો, તો હું તમારા પર કદાપિ આવો ભાર સોંપતજ નહિ. પણ હશે, હવે રાંડયા પછીનું ડહાપણ કશા કામમાં આવતું નથી."

દીવાને નમ્રતાથી કહ્યું:—"હુજૂર, સેવકના અપરાધની ક્ષમા કરો. હવે ભવિષ્યમાં મારાથી કદાપિ એવો દોષ નહિ થાય. હું મારા જીવના જોખમે તે પાપી હારાણને પકડી લાવીશ. તે વિષયમાં આપ નિશ્ચિંત રહો. પૃથ્વીના પટમાં પણ તે અધમ છૂપાયો હશે, તો ત્યાંથી પકડી લાવવામાં પણ આપનો આ તાબેદાર જરાય સંકુચિત થશે નહિ."

આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી, એવામાં ત્યાં રમેશની માતા આવી ઉભી રહી. દીવાન માન સહિત ત્યાંથી ખસીને જરા દૂર ઉભો રહ્યો. રમેશની માતાએ કહ્યું:—"ભાઇ રમેશ, તું આવ્યો છે એ સાંભળીને હું તને એક વાત કહેવા માટે આવી છું. હું હવે આ સંસારનો ત્યાગ કરી ભગવદ્દભજનમાં મારા જીવનને વીતાડવા માગું છું. મારી આ સંસાર પ્રતિની સર્વ આસક્તિઓ ઉઠી ગઇ છે. હૃદય શુષ્ક બની ગયું છે અને આશાના સઘળા તંતૂ તૂટી ગયા છે. બસ

ભાઇ, હવે હું અહીંથી વૃંદાવન ભણી ચાલી જઇશ, અહીં વધારે વાર રહીશ નહિ."

રમેશે ગળગળો થઇને કહ્યું:—" માતા, તું પણ ચાલી જઇશ? અરેરે! તો પછી મારૂં આ સંસારમાં કોણ રહેશે? મારી વ્હાલી ભગિની વિજયા ગઇ અને તું પણ જઇશ તો મારી શી સ્થિતિ થશે? મારાપર કોણ વ્હાલ કરશે? મને પ્રીતિના ચાર શબ્દો કોણ સંભળાવશે?"

રમેશની માતાએ કહ્યું:—" શું કરૂં ભાઇ! જે કાળનાગિણી વહુને ઘરમાં આણી છે, તેના અત્યાચારનો હવે અવધિ થયો છે. ભાઇ, જ્યાં વડીલોની પ્રતિષ્ઠા નથી, સગાં વ્હાલાંનું હેત નથી અને નણંદનું માન જળવાતું નથી. એવા તારા કલેશમય ગૃહસંસારમાં રહેવાનું કોણ પસંદ કરશે? આજે તો વિજુને કલંકિની કહીને ઘરબહાર હાંકી કાઢી અને કાલે મને પણ ડાકિણી કહીને હાંકી કાઢશે. તારી વહુથી તો હવે હાથ જીભ કાઢી ગયાં છીએ. તેણે આખા ઘરને ચકડોળે ચઢાવ્યું છે અને સહુને તોબાં પોકારાવી દીધાં છે. આવી સ્થિતિમાં માનમાં ને માનમાં જ ખસી જવું સારૂં છે. એ વહુ તો આખા ઘરમાં પોતાની આણ વર્ત્તાવા માગે છે, મને તો ગણકારતી નથી. જ્યારે હું બેચાર શિખામણના શબ્દો કહું છું ત્યારે તે મને કહે છે કે:—" બેસ, બેસ બુઢ્ઢી તું શું સમજે, સુધારાના જમાનામાં બુઢ્ઢાં પુરાણાં ખોખાંઓએ તો ચૂપ જ બેસી રહેવું જોઇએ. હવે સાસુના સંબંધમાં બંધાઇ રહે તેવી સ્ત્રીઓ જવલ્લે જ મળશે. તારે મારા કામમાં કદાપિ હસ્તાક્ષેપ કરવો નહિ. જો હવે પછી આવું દોઢ ડહાપણ ચલાવીશ તો અન્નનો પોકાર કરતી કરતી મરી જઇશ. જા, અહીંથી ચાલતી થા." રમેશ! આવાં મેણાં ટોણાં ખાવા માટેજ મેં તને જન્મ આપ્યો છે? આવું અપમાન સ્હેવા માટે જ મેં તને પરણાવ્યો છે? આના કરતાં તો મરવું ભલું છે. તમો બન્ને દૂધે રાંધો અને ઘીએ જમો પણ મને અહિંથી જવા દો. હવે હું કોઇ પણ રીતે અહીં રહી શકીશ નહિ."

રમેશે કહ્યું:—" કલંકિની! વિજુ કલંકિની? મારી વિજુને કોણ કલંકિની કહે છે? હું તે પાપીયસી પત્નીના પીડનથી કંટાળી ગયો છું. માતા! તે દુષ્ટાના સ્વભાવને હું ઘણી સારી રીતે જાણી શક્યો છું, પણ જ્યાં સુધી મારૂં જીવન હશે ત્યાં સુધી તમારે ચિંતાતુર થવાનું કશું કારણ નથી. હું મારા પ્રાણ જતાં સુધી તમોને કશી ઇજા આવવા દઇશ નહિ."

આ સમયે બાજૂના ઓરડામાંથી કોઇએ જવાબ આપ્યોઃ—"હું કહું છું કે, વિજુ એક વાર નહિ, પણ હજાર વાર કલંકિની છે. તે દુષ્ટા છે, જારિણી છે."

બધાંએ પાછું વાળી જોયું તો જણાયું કે, બન્ને દ્વારની વચ્ચે જ્યોત્સ્ના ઉભેલી છે. તેને જોઇને રમેશની માતા તત્કાળ ત્યાંથી ચાલી ગઇ. દીવાન પણ તેની પાછળ પાછળ ચાલ્યો ગયો. રમેશ પોતાનું ભાન ભૂલી ગયો અને ત્યાર પછી રૂદ્રમૂર્ત્તિ ધારણ કરી જ્યોત્સ્ના તરફ બેએક ડગલાં ધસી ગયો; પરંતુ તરતજ પાછો પોતાના મનને કાબૂમાં લાવી સ્તંભિત થઇ ઉભો રહ્યો.

જ્યોત્સ્ના ઓરડામાં આગળ આવી બોલી:-"હું તમારી વિજુને કલંકિની કહું છું. એકવાર નહિ પણ હજારવાર કહું છું કે, તે કુલટા છે, જે ભયંકર પાપીયસી અને વ્યભિચારિણી છે તેને કલંકિની કહેવામાં વાંધો પણ શું છે? હું એવી જારિણીને મારા ઘરમાં ઉભી રાખવા પણ ઇચ્છતી નથી. મને સાચું કહેવામાં તમારો અથવા તમારી વિજયાનો કશો પણ ભય નથી. મારા સુધરેલા બ્રેઇનમાં એવી હલકી અબળાઓ કદાપિ આદરને પાત્ર થઇ શકે તમ નથી તે નથી જ."

રમેશ ઉશ્કેરાઇને બોલ્યોઃ-"ચૂપ કર ચાંડાલિની, હવેથી જો આવા બિભત્સ શબ્દોનો કરીશ ઉચ્ચાર તો થઇ જઇશ ખુવાર. નાલાયક અને સ્વાર્થી જ્યોત્સ્ના, હું તને બહુ સારી રીતે ઓળખું છું. તું મારી ભાર્યા નહિ, પણ પ્રાણહારક છુરી છે. તારા પ્રપંચો મારા જાણવામાં આવી ગયા છે. હવે તું વિજુને કલંકિત કરવાના જેટલા પ્રયાસો કરીશ, તે બધા નિષ્ફળજ જવાના છે. મારી પાસે તારી દગાની બીજી ચાલી શકવાની નથી. જા, તારા કલંકિત મુખને હમણાં ને હમણાંજ દૂર કર."

જ્યોત્સ્ના પણ વાઘણની પેઠે ગર્જના કરી બોલી:-"સભ્યતાની મર્યાદાને ઓળંગવાનું સાહસ ન કરો. જો વધારે ઘટાડે બોલશો તો પૂરા ફજેત થશો. તમે મારા ગુલામ છો. તમારા જેવા નિર્માલ્ય પતિની મારા હૃદય પર કશી સત્તા ચાલવાની નથી. મારી સ્વતંત્રતામાં વિઘ્ન નાખવાનો તમને બિલ્કુલ અધિકાર નથી. ચૂપ કરો, જો હવે પછી મારૂં અપમાન કરવાનું સાહસ કરશો તો છંટાઇ જશો. આ જ્યોત્સ્ના, પોતાનું વેર લેવામાં કાળી નાગણથી પણ વિકરાળ છે, માટે જે કાર્ય કરો તે બરાબર વિચારીને કરજો. તમારા જીવનની તમને લેશ માત્ર પણ પરવાર હોય તો આ કાળી નાગણને છંછેડશો નહિ."

રમેશ એક બુદ્ધિહીન અબળા સાથે વ્યર્થ વાદવિવાદ કરવાનું અનુચિત ધારી પોતાના મનને સ્થિર કરી બોલ્યો:–" જ્યોત્સ્ના, તું હવે મને વધારે ન સતાવ. મારા હૃદયમાં સળગેલા અગ્નિમાં તારા કઠોર શબ્દોની આહુતિ આપી તે અગ્નિને વધારે પ્રચંડ ન બનાવ. હું જાણું છું કે, આજે તારી જીભ પાપથી કલુષિત થઈ છે. પરંતુ અત્યાર સૂધી હું નહોતો જાણતો કે, તું આવી પાપીયસી હશે, તારા હૃદયમાં આવો ભીષણ હિંસાગ્નિ પ્રજળી ઊઠયો હશે. બેશરમ અને મૂર્ખ વનિતા, જરા વિચાર કરી બોલ. સત્ય પર આવો ભયંકર આઘાત ન કર."

જ્યોત્સ્નાએ પૂછ્યું:–" તમે શી રીતે જાણ્યું કે, એ વાત તદ્દન બનાવટી અને અસત્ય છે ?"

" રમેશે કહ્યું:–" પૃથ્વીની સકળ સુંદરીઓ કદાચિત્ કલંકિત થઇ શકે, સ્વર્ગના દેવદેવતાઓ તથા મૃત્યુભૂમિના મહાત્માઓ પણ કલંકિત થઇ શકે, પરંતુ મારી વિજુ કદાપિ કલંકિની થઇ શકે નહિ. વિજુના જેવી પવિત્ર અને પતિપરાયણા પ્રમદા, લાખો બ્રહ્માંડોના ચૂરેચુરા થઇ જાય, સકળ સૃષ્ટિનો સંહાર થઇ જાય અને પ્રબળ તેજ વિસ્તારક ભાનુનું અસ્તિત્વ નષ્ટ થઇ જાય, તો પણ કલંકિત થાય જ નહિ. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, તે પોતાનો જીવ જતાં સૂધી અધર્મના માર્ગનું અવલંબન કદાપિ ન કરે તે નજ કરે."

જ્યોત્સ્નાએ કહ્યું:–" આ બધુ કવિત્વ અથવા પાંડિત્ય છોડીને પ્રમાણપૂર્વક મને સિદ્ધ કરી બતાવો કે, વિજુ કલંકિની થઇ નથી, અને પવિત્ર રહેવા પામી છે."

રમેશ બોલ્યો:–" સૂર્ય અપાર તેજસ્વી હોવા છતાં, કોઇને પોતાના તેજનું પરાક્રમ બતાવવા માટે જતો નથી, તેવીજ રીતે સતી સ્ત્રી પણ પોતાના સતીત્વની વાત કોઇને કહી સંભળાવતી નથી. દુનિયા આપો આપ જાણી શકે છે કે, એ સ્ત્રી સાચી સતીજ છે. વિજુના મુખ પર પણ સતીત્વની એક અપૂર્વ તેજોમયી છટા વિલસી રહી છે, એજ તેના સતીત્વનું પ્રબળ પ્રમાણ છે."

જ્યોત્સ્નાએ કહ્યું:–" જ્યારે તે એવી સતી છે, ત્યારે તેનો પતિ નિર્મળ કુમાર તે ભયંકર રાત્રે એકદમ અહીંથી કેમ ચાલ્યો ગયો ? વિજુને પોતાની સાથે કેમ ન લેતો ગયો ?"

રમેશે કહ્યું:–" તેનું બીજું કશું પણ કારણ નથી. હું ધારું છું

કે, તે તારા અત્યાચારથી અથવા તો કુશળતાથી ચાલ્યો ગયો હશે, તે સિવાય મારાથી બીજી કશી કલ્પના પણ કરી શકાતી નથી."

જ્યોત્સ્નાએ આતુરતાથી પૂછ્યું:–"મારા અત્યાચારથી? વારૂ તે કેવી રીતે?"

નિર્મળે જવાબ આપ્યો:–"ચાલ હવે મારી ધીરજ ને ઘટાડ નહિ, તારે જે કાંઇ કહેવું હોય, તે જલ્દી કહી નાખ. હું વધારે વાર તારી સાથે સંભાષણ કરવા ઇચ્છતો નથી."

જ્યોત્સ્નાએ કહ્યું:–"જે જોઇને નિર્મળે તમારા આ પાપ ગૃહનો ત્યાગ કર્યો છે—"

રમેશ વચ્ચમાંજ બોલી ઉઠયો:–"જે ઘરમાં તારા જેવી અધિષ્ઠાત્રી છે, તે ઘર ખરેખર પાપગૃહજ છે. તેં મારા પુણ્ય મંદિરને પાપનિકેતન બનાવી દીધું છે."

જ્યોત્સ્નાએ પોતાની માયાવી જાળને બિછાવીને વધારામાં જણાવ્યું કે:–"નિમળકુમારે પોતાની નજરો નજર તમારી વ્હાલી વિજયાને પાપ કર્મમાં લિપ્ત થયેલી જોઇ આ પાપગૃહનો પરિત્યાગ કર્યો છે. એ સિવાય તેના અચાનક ચાલ્યા જવાનું બીજું કશું કારણ નથી."

રમેશે કહ્યું:–"જો તેણે તે જોયું હોય તો તેમાં તારો પોતાનોજ દોષ છે. એ બધાં તારાં કુટિલ કારસ્થાનોનોજ પ્રભાવ છે. તે દશ્ય જોવા છતાં નિર્મળના મનમાં વિજુ પ્રતિ તિરસ્કાર આવ્યો હોય તો મારે બેધડક કહેવું પડશે કે નિર્મળ તદ્દન મૂર્ખ અને બુદ્ધિહિન છે. તેની આંખો ફુટી ગઇ છે અને તેનાં હૃદય ચક્ષુ આગળ અંધકારનો પડદો પડી ગયો છે કે જેના યોગે તે વિજુ જેવી પવિત્ર બાલિકાના આદર્શ મનોભાવને જાણવાને અસમર્થ થયો છે."

જ્યોત્સ્નાએ કહ્યું:–"બહુ સારૂં, તમારી એ વાતને હું કબુલ કરૂં છું. મેંજ કાવત્રું રચીને નિર્મળને છેતર્યો છે. ભૂલમાં ભમાવ્યો છે. પરંતુ નિર્મળ જ્યારે વિજુને પાપ કર્મમાં પ્રવૃત થયેલી જોઇને તેને ધિક્કારી કાઢી, ત્યારે વિજુ મૌન ધારીને ચૂપચાપ શા માટે ઉભી રહી? પોતાના દોષનું પ્રક્ષાલન કરવા માટે તે સમયે અથવા તો ત્યારપછી વિજુએ પોતાના સ્વામીની મૂર્ખતાનો જગતમાં શા માટે પ્રચાર ન કર્યો? પોતે શુદ્ધ હોવા છતાં તે શુદ્ધતાને સિદ્ધ કરવાની તેણે કશી પરવાર કેમ ન કરી?"

રમેશે કહ્યું:-" કુલટાઓજ સ્વામીની નિંદા કરે છે, સતીઓ મૌનજ રહે છે."

જ્યોત્સ્નાએ કહ્યું:—" કોને ઉદ્દેશીને આવા શબ્દો બોલો છો?"

રમેશે કહ્યું:—" તને ઉદ્દેશીને?"

જ્યોત્સ્ના:—" કુલટા કોણ છે?"

રમેશ:—" તું પોતે."

જ્યોત્સ્ના—" હું કુલટા છું?"

રમેશ:—" માત્ર કુલટા જ નહિ, પરંતુ તું પતિઘાતિની પાપીયસી પણ છે."

બાણુથી ઘવાયલી હરિણીની પેઠે જ્યોત્સના અકસ્માત્ આઘાત થવાથી ચમકીને સહજ સંકુચિત થઇ; સહજ પાછી હઠી ગઇ. રમેશ મધ્યાન્હના ભાસ્કરના જેવી જ્વલન્ત દૃષ્ટિથી જ્યોત્સનાને દગ્ધ કરતો કરતો માર્મિક ભાષામાં ક્રોધથી રૂંધાયલા કંઠથી કહેવા લાગ્યો:— " હવે અપરાધને છૂપાવવાની ચેષ્ટા કરીશ નહિ, જ્યોત્સ્નાવતી, હું બધું બહુજ સારી રીતે જાણું છું. મારા પર તેં હજારો જુલમ ગુજાર્યા છે, તારા હજારો અપરાધની મેં ક્ષમા પણ આપી છે, અત્યારે પણ તને ક્ષમા આપું છું. પરંતુ જે પોતાની મર્યાદાને ભૂલી જઇને નીચ વિષ વેચનાર ચંડાલની સહાયતાથી સ્વામીનું ખૂન કરવાની કોશિશ કરે છે, નારીની મર્યાદાનું ઉલ્લંઘન કરી શકે છે, વંશની મર્યાદાને પગતળે કચડી નાખી સ્વામીની ભગિનીને કલંકિની ઠરાવીને ઘર બહાર કાઢી શકે છે, તે ક્ષમાને માટે અયોગ્ય છે, દયાથી તદ્દન વંચિત રહે તેમ છે. એટલું જ નહિ, જ્યોત્સ્નાવતી, હું તારાં બીજાં કેટલાંક કાવત્રાં પણ જાણી ગયો છું નિર્મળ પર તેં જે કુદૃષ્ટિ કરી હતી, મહિલા સમાજ સ્થાપી તેં જે જે અનર્થો ઉપજાવ્યા હતા, અપરિચિત પુરૂષોની સાથે તેં જે વ્યવહાર ચલાવ્યો હતો, પરપુરૂષગમન કર્યું હતું, એ બધા બનાવો મારા જાણવામાં આવી ગયા છે. માટે પાપીયસી, હવે તને ક્ષમા મળવાની નથી, તારો છૂટકો થવાનો નથી. વધારે શું કહું'તું મારા પિતૃવંશની કુળવધૂ છે, નહિ તો–"

જ્યોત્સનાએ કહ્યું:-" નહિ તો શું કરત?"

રમેશે ચીડાઇને જવાબ આપ્યો:-" નહિ તો, તને એવી સજા કરત કે, જેને વિશ્વબ્રહ્માંડમાં કોઇએ કદાપિ જોઇ પણ ન હોત. કો-

ઇના મનમાં એ સજાની કલ્પના પણ ન હોય, એવી સજા કરી તારા આ પાપી દેહના અસ્તિત્વને હું નષ્ટ કરી બતાવત."

જ્યોત્સનાનું મુખ સૂકાઇને ફીકું પડી ગયું. પણ તેમ થવાનું કારણ ભય, લજ્જા અથવા અનુતાપ આદિ કાંઇ નહોતું, પરંતુ એક પ્રકારની પ્રબળ નિરાશાજ હતી. જ્યોત્સનાનાં બધાં કારસ્થાનો વ્યર્થ ગયાં, તેને રચેલી દગાની બાજી ખુલ્લી થઇ ગઇ અને તે સાથે તેના મનના સર્વ મનોરથોના ચૂરેચૂરા થઇ ગયા. જ્યોત્સનાએ વિચારી જોયું કે;—હવે પોતાનાં કરેલાં પાપ તથા દોષોનું પ્રક્ષાલન કરવાનો અન્ય એક પણ ઉપાય અવશિષ્ટ રહ્યો નથી, તેમ છતાં પણ તેણે પોતાના પ્રપંચ અને કૌટિલ્યનો પરિત્યાગ ન કર્યો. એક વાર છેવટનો પ્રયત્ન કરવાના ઇરાદાથી તે પોતાના મલિન અધરપર ક્ષીણ હાસ્યની રેષાને વિકસિત કરીને બોલી:—" હું ધારૂં છું કે, હજી તમે બરાબર રોગમુક્ત થયા નથી. તમારૂં મસ્તક હજી વિકારગ્રસ્ત છે, માટે જરા સ્વસ્થ થાઓ એટલે પછીથી હું તમને બધી બીના બરાબર કહી સંભળાવીશ."

તે વાતનો જવાબ ન આપતાં રમેશે કહ્યું:—" એક વર્ષ પહેલાં મેં તારો ત્યાગ કર્યો છે પરંતુ બીજી સ્ત્રી ગ્રહણ કરવાની વાસના કદાપિ મારા મનમાં પ્રદીપ્ત થઇ નથી, પણ હાલમાં તે વાસના પ્રબળતાથી જાગી ઊઠી છે. હું લગ્ન કરીશ તો પણ તને મારા આશ્રયથી અળગી કરીશ નહિ. પણ આજે મેં જે કાંઇ જોયું છે, સાંભળ્યું છે, તે પરથી તને એક આર્યમહિલા કહેવી કે કેમ, એનો પણ મને વિચાર થઈ પડયો છે. જે પતિનો દ્વેષ કરનારી છે, વંશના માનને લૂંટનારી છે, તેની સાથે હવે મારો કોઇ પણ જાતનો સંબંધ રહી શકશે નહિ. તારી સાથેનો મારો આજથી સઘળો સંબંધ તૂટી ગયો છે, તું હમણાં ને હમણાંજ આ ઘર છોડીને ચાલી જા."

આમ કહી રમેશ તે ઓરડામાંથી ચાલ્યો ગયો.



# તૃતીય પરિચ્છેદ

## દુષ્ટજનોની સમ્પૂર્ણ દુષ્ટતા

दुर्जनः परिहर्तव्यः विद्ययालंकृतोऽपि सन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥
सर्पदुर्जनामध्ये वरं सर्पो न दुर्जनः ।
सर्पो दशति कालेन दुर्जनस्तु पदे पदे ॥
वृश्चिकानां भुजंगानां दुर्जनानां च वेधसा ।
विभज्य नियतं न्यस्तं विषंपुच्छेमुखेहृदि ॥

જ્યારે આનંદપૂર છોડીને વધૂગ્રામના ઘાટ પર નૌકા આવી લાગી, ત્યારે વિજ્જુની ભ્રમણા ભાંગી. સ્હામે સફેદ રંગના આકાશના શરીર સમાન ઉંચા મહાલયનું શિખર જોઇને વિજ્જુએ પૂછ્યું:–" આપણે અત્યારે ક્યાં આવી પહોંચ્યાં છીએ ? "

એક દરવાને જવાબ આપ્યો:–" વધૂગ્રામમાં આવ્યાં છીએ. "

" વળી પાછા અહીં શા માટે આવ્યા, ચાલો નૌકા ફેરવી લો. " વિજ્જુએ કહ્યું.

નાવિકો વિજ્જુની આ આજ્ઞા થતાંજ નૌકાને ફેરવવાની તૈયારી કરવા લાગ્યા તેમણે વિચાર્યું કે, વિજ્જુએ પુનઃ વિશાપૂળર ભણી જવાની આજ્ઞા આપી છે, તેથી સારૂં નરસું કાંઇ પણ પૂછ્યા કારવ્યા સિવાય નૌકાને લઇને ઉત્તર દિશામાં ચાલવા લાગ્યા.

તે સમયે પુષ્કળ અંધકાર છવાઇ ગયો હતો. ઘોર અંધકારે ગંગાના ગર્ભમાંથી ગુપચુપ ઊઠીને જાન્હવીના કિનારાને ઢાંકી દીધા હતા, જાણે દિગ્દિગન્તને ઘસડી લાવીને ગંગાના ગર્ભમાં ડુબાડી દીધાં હતાં. સર્વત્ર ભીષણ અંધકાર વ્યાપી ગયો હતો. ધીમે ધીમે જાન્હવી પોતે પણ અંધકારમાં છૂપાઇ ગઇ..

વિજ્જુની નૌકામાં દીવા સળગતા હતા. આકાશ ઠેકઠેકાણે વાદળાંથી ઘેરાઇ ગયું હતું. જેમ જેમ રાત્રિ વધતી જતી હતી, તેમ તેમ વાદળાં પણ તેટલાંજ ઘનઘોર થતાં જતાં હતાં. વાદળાંના સમુદાયે જ્યારે ભીષણ સ્વરૂપ ધારણ કરી લીધું, ત્યારે તેને સહાયતા કરવા માટે પ્રબળ વાયુએ પણ આવીને તેનો સાક્ષાત્કાર કર્યો. ખલાસીઓ નૌકાના બન્ને શઢ ચઢાવી ઘણીજ સાવચેતીની સાથે ધીમે ધીમે ચા-

લવા લાગ્યા. નૌકા જળ કાપતી અહંકારી ધનવાનની પેઠે માથું ડોલાવતી પ્રબળ વાયુની સાથે દ્વંદ મચાવતી ગર્વની સાથે તીરના વેગે દોડવા લાગી.

વિજુ સૂતી નહોતી, પણ એક નાના ઓરડામાં બેસી પોતાના ભાગ્યની વાતોનો વિચાર કરી રહી હતી. તેણે પોતાના મનમાં જ નિશ્ચય કર્યો કે;—"આ વખતે તો હું અવસ્ય મરીશ. પરંતુ શી રીતે મરીશ ? જો હું જળમાં ડુબી મરીશ તો લોકો મારા શબને જળમાં તણાતું જોઇ જશે. કદાચ મારૂં શબ લોકોના હાથમાં જશે તો તેની અતિ દુર્ગતિ થશે, હૉસ્પિટલના ડૉકટરો તેને ચીરશે તથા માંસ, હાડ અને ચર્મને જૂદાં કરશે. જો ઝેર ખાઇને અથવા તો ગળે ફાંસો ખાઇને મરીશ તો શરીરની પૂરી ફજેતી થશે, પોલિસવાળાઓ તેની તપાસ ચલાવશે. આ બધી વાતોનું સ્મરણ થતાં અત્યારથીજ મારૂં હ્રદય કમ્પી ઊઠે છે. ત્યારે શી રીતે મરવું ? જો આગમાં પડીને મ-રીશ તો આ દેહનું ચિન્હ માત્ર પણ રહેશે નહિ. બધું બળીને ખાખ થઇ જશે. પણ સર્વથા ઉત્તમ ઉપાય એ જ છે. બસ હવે આગમાં પડીને જ મરીશ. પરંતુ આત્મહત્યાથી અધર્મ તો નહિ હોય ને ? પાપનો સંચાર તો નહિ થતો હોય ને ? હું શું કરૂં છું, તે તો મારાથી સમજી પણ શકાતું નથી. હવે મારે શું કરવું ? કયી રીતે મરવું ? ભગવાન્ ! હું જ્ઞાનહીના છું, આંધળી છું, હ્રદયની યાતનાથી અધીરી થઇને ધર્મ તથા અધર્મ આદિ સર્વને ભૂલી ગઇ છું. પ્રભુ! મને ખરો માર્ગ બતાવી આપો. દયામય, આપની આ દીનદુહિતા પર દયા લાવો. આ ભયંકર પીડામાંથી ઉગારો."

ભીંજાયલી આંખે વિજુ ઇશ્વરને પોકારવા લાગી. પોકાર કરતાં કરતાં તેનું મન કાંઇક શાન્ત થયું. એ વખતે રાત્રિનો ત્રીજો પ્રહર વીતી ગયો હતો. છતાં પણ વાદળાં અને અંધકારથી સમગ્ર વસુંધરા ઢંકાઇ ગઇ હતી. વાયુ પ્રબળતા ધારી ભયંકર ગર્જનાઓ કરી રહ્યો હતો. તે સૂચીભેદ્ય અંધકારમાં ખલાસીઓ પણ અદ્રસ્ય થયા હતા.

એ સમયે ખલાસીઓને પાછળથી અચાનક એક ભયંકર અ-વાજ સંભળાયો. તે સાંભળી તેઓ ચમકી ઉઠયા અને બરાબર ધ્યાનપૂર્વક કઇ દિશામાંથી કોનો અવાજ આવે છે, એની તપાસ કરવા લાગ્યા. અવાજ આવતો જયારે બંધ થયો, ત્યારે ખલાસીઓ સ્પષ્ટ રીતે સમજી ગયા કે, એક ઘણી મોટી નૌકા શઢ ચઢાવી ભી-ષણ અવાજ કરતી પોતાની નૌકા ભણી આવી રહી છે. એ જોઇને

સુકાનીએ દાંડીપરથી દીવો ઉતારી લેવાની એક અનુચરને આજ્ઞા આપી. જોતજોતામાં પાછળનો શબ્દ વધુ સ્પષ્ટ રીતે સંભળાવા લાગ્યો. હજી તેનો અવાજ બંધ થયો નહોતો એવામાં તો તે નૌકા પ્રબળ વેગપૂર્વક તેમની નૌકા પર ધસી આવી. એ સમયે એક પ્રકારનો કોલાહલ મચી ગયો, બન્ને નૌકાઓની અથડાઅથડીનો ભીષણ અવાજ સંભળાયો. થોડીવાર પછી તે બધું સ્થિર થઇ ગયું. બન્ને નૌકાઓ ચૂરેચૂરા થઇને પાણીમાં ડુબી ગઇ.

પાછળની નૌકાનો આરોહી અન્ય કોઇ નહિ, પણ પાપાત્મા હારાણ જ હતો.

હારાણ વિશાળપૂરથી નીકળ્યા પછી બરાબર વિજુની પાછળ પડી રહ્યો હતો. તે જ્યારે બીજે દિવસે સાંઝે વધૂગ્રામ આવી પહોંચ્યો, ત્યારે વિજુ ત્યાંથી નીકળી ગઇ હતી, તેના આવ્યા પહેલાં થોડી વારેજ ચાલી ગઇ હતી. ઘાટપર આવીને હારાણે વિજુની નૌકા શોધી, પરંતુ ક્યાંયથી પણ તેનો પત્તો મળી શક્યો નહિ. ત્યારે તે કર્ત્તવ્યના જ્ઞાનથી વિમૂઢ બનીને કિનારાપર ઉતરી પડ્યો.

પરંતુ કિનારાપર કોઇનો પણ મેળાપ થયો નહિ. જમીનદાર બાબૂના મહાલય તરફ લક્ષ રાખી હારાણ આમ તેમ ભટકવા લાગ્યો. પરંતુ ક્યાંય પણ કોઇ મનુષ્યનામધારક પ્રાણીને જોઇ શક્યો નહિ. ઘાટપર નૌકા નહોતી અને કિનારાપર મનુષ્ય નહોતું. છેવટે ક્લાન્ત થઇને હારાણ પાછો નૌકામાં આવી બેઠો.

થોડીવાર પછી તેણે જોયું કે, કોઇ એક વ્યક્તિ જાણે ઘાટપરથી ઉતરીને નૌકા તરફ આવી રહી છે. જ્યારે તે છેક નજીકમાં આવી, ત્યારે હારાણ તેને તરતજ ઓળખી ગયો. અને ઓળખતાંની સાથે જ નૌકાપરથી નીચે ઉતરી પડયો.

તે આગંતુક વ્યક્તિ રેવતી હતી. આનંદપૂરમાં તેણે વિજુનો સંગ છોડયો હતો, એ અમે પ્રથમ જણાવી ગયા છીએ. રેવતી સોહાગને ત્યાં ગઇ હતી. પરંતુ ત્યાં જઇને તેણે જે સુખની કલ્પના કરી હતી. તે સુખ તેને સોહાગને ત્યાં જવા પછી જોવામાં આવ્યું નહિ, તેથી પોતાની અસલી નોકરીની માયાને ન છોડી શકવાથી તે પાછી વિજુની નૌકામાં આવવાની આશાથી એકદમ પૂરપાટ દોડી આવી હતી.

હારાણની નૌકાને વિજુની નૌકા ધારીને રેવતી એક પ્રકારના

ભ્રમમાં પડી ગઇ. પરંતુ તેનો તે ભ્રમ સત્વર દૂર થયો. નજીક આવીને તેણે જોયું તો પોતાની સન્મુખ હારાણચંદ્રને ઉભેલો જોયો. એ જોઇને રેવતી પહેલવહેલી તો સ્તંભિત બની ગઇ.

ત્યાર પછી સ્થિર થઇ હારાણને ઉદ્દેશીને રેવતી બોલી કે;– "તમે અહીં ક્યાંથી હારાણ બાબૂ ?"

હારાણે જવાબ આપ્યો:—"પણ તમે અહીં ક્યાંથી રેવતી બાબૂ ?"

રેવતીએ કહ્યું:—"હું મારાં શેઠાણીની શોધ માટે આવી છું."

હારાણે પૂછ્યું:—"ત્યારે શું હજી સુધી તે ઘેર આવી નથી."

રેવતીએ જવાબ દીધો:—"ના."

હારાણે કહ્યું:—"હું પણ તે અભાગણી વિજુની શોધ માટે જ અહીં આવ્યો છું."

રેવતીએ પૂછ્યું:—"તમારે તેની શોધ કરવાની શી જરૂર પડી."

હારાણે જવાબમાં જણાવ્યું:—"જે કારણથી તું તેની શોધ કરી રહી છે, તેજ કારણથી હું પણ તેની શોધ માટે નીકળી પડયો છું. મેં તેની ઘણી ઘણી તપાસ કરી છતાં હજી સુધી તેનો કશો પત્તો મળી શકયો નથી. હવે તેનો પત્તો મળશે કે કેમ, એની મને હજી શંકાજ છે."

રેવતીએ પૂછ્યું:—"તમે તેને માટે કયાં કયાં તપાસ કરી આવ્યા છો વારૂ ?"

હારાણે જવાબ વાળ્યો:—"હું દરેકે દરેક સ્થાનમાં ફરી આવ્યો છું."

"પણ તેમને ઘેર તપાસ કરી હતી કે ?" રેવતીએ પૂછ્યું.

"ના. ત્યાં જવાનું મેં પસંદ જ કર્યું નથી. કારણકે, મારાં રચેલાં કારસ્થાનનો નિર્મળના હૃદયપર એટલો બધો પ્રભાવ પડી ગયો છે કે, તે વિજુને ઘરમાં પેસવા દેવાને પણ છેક નારાજ થઇ ગયો છે. આવી સ્થિતિ હોવા છતાં નાહકની તકલીફ વેઠવાની શી જરૂર છે ?"

"ત્યારે શું તમે ખાસ તેમની શોધ માટેજ અહીં આવ્યા છો ?" રેવતીએ પૂછ્યું.

"હા, ખાસ તેટલા માટેજ આવ્યો છું. જો તેમ ન હોય તો હું અહીં આવું પણ શા માટે ! શું તું એમ માને છે કે હું તેને બદલે તારી શોધમાંજ અહીં આવ્યો છું ?" હારાણ બોલ્યો.

"ત્યારે હવે હું તમને કાંઇ પણ સમાચાર આપી શકીશ નહિ." રેવતી બોલી.

"જો નહિ આપે તો આ ગંગામાં ડૂબાડી દઇશ." હારાણે ધમકાવીને કહ્યું.

"તો હું બૂમ પાડીને લોકોને બોલાવીશ, ગમે તે રીતે મારો બચાવ કરીશ." રેવતી બોલી.

"પણ લોકોના આવતાં પહેલાં હું તને ડૂબાડીને અંધકારમા છૂપાઇ જઇશ." હારાણે કહ્યું.

રેવતીએ વિચારી જોયું કે, જો હવે હું નહિ માનું તો હારાણ મને અવશ્ય જળમાં ડૂબાડી દેશે. ચારે તરફ ભયંકર અંધકાર છવાયલો છે, તેથી મને સહાયતા કરે એવું કોઇ પણ મનુષ્ય મળી શકશે નહિ. આ પ્રમાણે અનેક વિચારો આવવાથી તે ભયભીત બની ગઇ અને વિજુના સંબંધમાં જે કાંઇ જાણુતી હતી તે બધું હારાણ પાસે બકી ગઇ. હારાણે નિશ્ચય કર્યો કે, વિજુ વિશાળપૂર ભણીજ ગઇ છે. ત્યાર પછી તે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના એકદમ નૌકાપર જઇ બેઠો. જ્યારે તે નૌકા લઇને ચાલતો થયો ત્યારે રેવતીએ તેને કહ્યું કે;-"હું હમણાંજ બાપૂ પાસે જઇને તારી બધી વાત કહી દઇશ અને તારો ભંડો ફોડી તને મરણને શરણ બનાવીશ. આજથી તું મારો પાકો શત્રુ થયો છે, માટે હું તારો જીવ લીધા વિના કદાપિ જંપીને બેસીશ નહિ."

હારાણે ઉત્તરમાં જણાવ્યું કે;-"તું મને મરણનો ભય બતાવે છે? એક સાધારણ રાક્ષસી શયતાનના સમ્રાટ્‌ને ડરાવે છે? નીચ કુલટા, મને મારા માનની કે મરણની જરા પણ દરકાર નથી. મરણ મારૂં ગુલામ છે. જ્યાંસુધી મારી ઇચ્છા ન હોય ત્યાંસુધી તે ફરકી શકે તેમ નથી. પિશાચિની! હું લોક નિન્દા, સમાજના શાસન અને મરણના ભયને અત્યારે છેક ભૂલી ગયો છું. જા, દુષ્ટા તારાથી થાય તેમ કરવામાં તું ઓછી ઉતરીશ નહિ."

અંધકારનો ભેદ કરીને હારાણે ઉત્તર દિશામાં પોતાની નૌકાને દોડાવી મૂકી. નૌકા ચલાવવાની તથા તરવાની વિદ્યામાં હારાણ ઘણોજ કુશળ હતો. હારાણ તીક્ષ્ણ દૃષ્ટિથી ચારે તરફ જોતો જોતો, મેઘ, અંધકાર, અથવા આફતની કશી પણ દરકાર રાખ્યા વિના નક્ષત્રના વેગ પ્રમાણે નૌકાને દોડાવવા લાગ્યો. પરંતુ વિજુની

નૌકા તેને ક્યાંય પણ નજરે ચઢી નહિ. એવા સૂચીભેદ્ય અંધકારમાં તે શી રીતે જોઇ શકાય? હારાણ તેને પકડવાની ચિન્તા કરતો નૌકાને એકદમ દોડાવતો આગળ વધવા લાગ્યો. તે ગંભીર ચિન્તામાં નિમગ્ન થવા છતાં નૌકા ચલાવવામાં જરા પણ ચલિત ન થયો.

હારાણ જાણતો હતો કે, જ્યારે નદીનું તૂફાન ઓછું થશે, ત્યારે વિજુની નૌકાનો પત્તો મળી શકશે. આ પ્રમાણે વિચાર કરીને તે કિનારા તરફ પોતાની નૌકાને લઇ જવાના નિશ્ચયપર આવ્યો. કિનારાનો પ્રવાહ એટલો બધો પ્રબળ નહોતો. વધૂગ્રામ ગંગાના પશ્ચિમ કિનારાપર આવેલું હતું, ત્યાંથી ઉત્તર દિશામાં જનારા પ્રવાસીઓ પશ્ચિમ દિશાના કિનારાપર થઇને જ જવાનું પસંદ કરતા હતા. હારાણે પણ તે કિનારાપર જ પોતાની નૌકાને ફેરવી લીધી અને ત્યાર પછી આગળ ચાલવા માંડયું.

હારાણ બહુ સારી રીતે જાણતો હતો કે પ્રત્યેક પ્રવાસ કરનારી નૌકામાં રાત્રે નિરંતર સળગતા દીપક રાખવામાં આવે છે. હારાણની નૌકામાં પણ એક દીપક પ્રજળી રહ્યો હતો અને એ જ પ્રમાણે વિજુની નૌકામાં પણ દીપક સળગતો હોવો જોઇએ, એવાં અનુમાનો કરી હારાણ દીપકની શોધ કરતો કરતો કિનારો પકડીને ચાલવા લાગ્યો. કિનારાનું જળ જરા છીછરૂં હોવાથી હારાણને નૌકા ચલાવવામાં જરા વધારે પરિશ્રમ કરવો પડતો હતો, પરંતુ તે તેની લેશમાત્ર પણ સ્પૃહા રાખ્યા વિના મદોન્મત્ત માતંગની પેઠે ઉન્મત્તતાથી આગળ જઇ રહ્યો હતો.

હારાણની નૌકાના ઘણા ખરા ખલાસીઓ ઉંઘી ગયા હતા, પરંતુ હારાણને નિદ્રા આવી નહોતી. તેના શરીરમાં આળસનો સંચાર થયો નહોતો. તે સૂકાન પકડીને એકસરખા વેગથી પોતાની નૌકાને ચલાવી રહ્યો હતો. રાત્રિનો જ્યારે ત્રીજો પહર થયો ત્યારે હારાણ પોતાની સમક્ષ એક મંદ પ્રકાશવાળો દીવો જોઇ શક્યો. એ જોઇ તેણે પોતાની નૌકાને જરા વધારે વેગપૂર્વક હંકારી, એટલે તેને એક નૌકામાં દીવો સળગતો જણાયો. આથી અત્યંત ઉત્સાહિત થઇ તેણે પોતાની નૌકાના બન્ને શઢ ચઢાવી દીધા અને ત્યાર પછી સૂકાનને મજબુત રીતે પકડી રાખ્યું. આથી નૌકા ખૂબ વેગપૂર્વક ચાલવા લાગી. થોડીવારમાં તો તેની નૌકા બીજી નૌકાને ઓળંગીને ઘણે જ દૂર જઇ ઉભી રહી. બીજી નૌકાને ઓળંગતી વેળાયે હારાણે કાંઇ જોયું કે, નહિ તે અમારાથી નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી;

પરંતુ તેણે દૂર જઇને પોતાની નૌકાનો દીવો હોલવી નાખ્યો અને ત્યાર પછી શઢ ઉતારીને નૌકાને દક્ષિણ દિશામાં ફેરવી લીધી. પાછા ફર્યા પછી તે પાછો પોતાની નૌકા સહિત બીજી નૌકાની પાછળ જઇ ઉભો. ત્યાર પછી તેણે એક મોટો જબ્બો પહેરી, સુકાનને મજબૂત દોરડાંથી બાંધી પોતાની નૌકાની સાથે બીજી નૌકાપર એકદમ ધસી ગયો.

એના ધસી જવાથી શું પરિણામ આવ્યું તથા હારાણ અને વિજુની નૌકાની શી દશા થઇ, તે સંબંધી સર્વ વૃત્તાંત અમે આ પહેલાં જ જણાવી ગયા છીએ. પણ જ્યારે અવાજ સ્તંભી ગયો, કોલાહલ ડૂબી ગયો, ત્યારે તે ઘોર અંધકારમાં ભયંકરતામય શાંતિનો ભંગ કરી કોઇ જાણે બૂમ પાડી બોલી ઉઠયું કેઃ-“ વિજયા ! મારા હૃદયની રાણી, મારી જીવનસર્વસ્વ, હૃદયવલ્લભા, તું ક્યાં છે ? આવ જ્યાં હોય ત્યાંથી એકવાર આવી તારા આ પ્રેમિકને આલિંગન આપ. આટલી બધી નિષ્ઠુર ન થા. તારા વિના મારો જીવ ચાલ્યો જાય છે. ”

ઉત્તરમાં સંભળાયું કેઃ–“ શયતાન, વળી પાછો આવ્યો છે કે ? સુનામ અને શાંતિને ગુમાવવા છતાં પણ તું તૃપ્ત નથી થયો ? પિશાચ, તું મારી પાસેથી શી વસ્તુ માગવા આવ્યો છે ? તેં આટલી બધી નિષ્ઠુરતાને કેમ ધારણ કરી લીધી છે ? એક ધર્મપરાયણ આર્ય લલનાપર અત્યાચાર કરતાં તને લેશમાત્ર પણ લજ્જા નથી આવતી ? કામાંધ ! કુકર્મ કરતાં પહેલાં તે કુકર્મના પરિણામનો વિચાર કર. ”

વિજુ, હું બીજી કોઇ પણ વસ્તુને ચ્હાતો નથી, પણ કેવળ તારી આ મનોહારિણી મૂર્તિપર જ હું મુગ્ધ બની ગયો છું. હું તારા અનુપમ રૂપને ચાહું છું. તારા ચુંબનની અભિલાષા રાખું છું. તારા ગુલાબી સૌંદર્યના ઉપભોગની આશા ધરાવું છું. ”

“ તે કદાપિ મળી શકશે નહિ. યુગોના યુગો સુધી તું મારાપર આવા અત્યાચારો કરતો આવીશ તો પણ મને મેળવવાને ભાગ્યશાળી થઇ શકીશ નહિ. અરે મારા શરીરનો સ્પર્શ પણ કરી શકીશ નહિ. નાદાન અને નિર્માલ્ય હારાણ ! સિંહણને શૃગાલે પોતાના મનોમંદિરની બંદિની બનાવી હોય, એવું અદ્યાપિ બન્યું નથી અને બનવાની સંભાવના પણ નથી. પાપના વિકારથી મસ્ત થયેલા મૂર્ખ માનવી, સારાસારનો વિચાર કરી કાળી નાગણના મુખમાં હાથ દેવાને

તૈયાર થજે. સતીના શીલરૂપી મણિને લેવા જતાં મૃત્યુનો પ્રબળ દૂત અથવા તો સાક્ષાત્ કૃતાન્ત તારી ગર્દનપર ન ચઢી બેસે એનો સંપૂર્ણ વિચાર કરજે. વિષયવાસનાથી તૃપ્ત થતા કામના કીડા, જા, તારા હળાહળ પાપવાળા કાળા મુખને લઇને અહીંથી જીવસહિત ચાલ્યો જા. તને તારા જીવનની જરા પણ અભિલાષા હોય તો સાક્ષાત્ કાલિકાના ભોગમાં આવતો બચી જા."

"વિજુ, હઠીલી વિજુ, હમણાં જ તે બધું જોઇ લેવાશે. તારા હઠનું ફળ તને મળી જશે. તું નહિ જાણતી હોય કે, આ હારાણ પોતે ધારેલા કામને ચુટકી બજાવતામાં જ પૂરું કરી શકે તેમ છે. તું તો શું પણ જેઓ હઠની અવતાર રૂપ અબળાઓ હતી, તેમના મનના પણ મેં ચૂરેચૂરા કરી નાખ્યા છે. તારે માટે મેં મારા જીવનની પણ પરવાર ન કરતાં અત્યારે જે સાહસ વેઠયું છે, તેને નજરો નજર જોવા છતાં પણ શું તને હજી સુધી મારી શક્તિનો ખ્યાલ નથી આવતો ?"

"પાપિષ્ટ, હારણ ? તારી આ બધી આશાઓ મરૂભૂમિના જળ બિન્દુ સમાન છે. એક ધર્મધારિણી અબળા પોતાની પવિત્રતાને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય ગણે છે. સતી સીતાપર દુરાત્મા રાવણે અનેક અત્યાચારો કરવા છતાં તે પોતાની કામનામાં ચરિતાર્થ થયો નથી, સીતાએ પોતાની અડગ વૃત્તિને ચલિત થવા દીધી નથી. દમયંતી દેવી પર કામપરાયણ કલિએ કૌટિલ્યનો કેર વર્તાવવામાં જરા પણ ખામી રહેવા દીધી નથી, છતાં દૃઢ મનની દમયંતી પોતાની પવિત્રતા પરથી તિલમાત્ર પણ હઠી નથી. આ બધું શું બતાવી આપે છે."

"શિયળને રક્ષવા માટે સતીયો પ્રાણ આપે છે,
રૂડેરા ધર્મને માટે સતીયો જાન આપે છે."

એ વાતને અધમતાના આવરણથી ઢંકાયલા હારાણ ! તું કેમ ભૂલી જાય છે. હું મારા ધર્મને માટે પ્રાણ આપીશ. આ ભવ્ય ભાગીરથીના અગાધ જળમાં ડૂબી મરીશ. તારા આવતાં પહેલાં જ હું માતા ભગવતીના ઉદરમાં છૂપાઇ જઇશ, એટલે તને મારો સ્પર્શ કરવાનું સૌભાગ્ય મળી શકશે નહિ. દુરાત્મા ! તને હજી પણ કહું છું કે, મારૂં કહેવું માનીને તું અહીંથી ચાલ્યો જા. મને વધારે વાર ન સતાવ."

આમ કહીને વિજ્જુ નદીના પ્રવાહમાં તણાઇ આવતા જે એક લાકડાના કકડાના આધારે તણાઇ આવતી હતી, તેને હાથમાંથી મૂકી દીધો અને ત્યાર પછી પાણીમાં ડૂબકી મારી. એ જોઇને હારાણે પણ ડૂબકી મારીને વિજ્જુને પકડી પાડવાનો સંકલ્પ કર્યો. થોડીવાર હારાણ બહાર નીકળ્યો. પરંતુ વિજ્જુ ક્યાં અદશ્ય થઇ ગઇ, તેનો તેને પત્તો મળી શક્યો નહિ. વિજ્જુ ભ્રમને વશ થઇને ક્યારેક લાકડાને પકડતી હતી, તો ક્યારેક જળમાં તણાઇ આવતા ખલાસીઓના મુડદાંને પણ પકડી લેતી હતી. ઘણીવાર સૂધી તપાસ કરવા છતાં જ્યારે હારાણને વિજ્જુનો પત્તો મળી શક્યો નહિ, ત્યારે તે નિરાશ થઇ ભયંકર ગર્જના કરી વિજ્જુને બોલાવવા લાગ્યો:—"વિજ્જુ! ઓ વિજ્જુ!!" પરંતુ કોઇએ જવાબ આપ્યો નહિ. હારાણ ફરીવાર ડૂબકી મારીને ગંગાના અગાધ જળમાં વિજ્જુનો શોધ કરવા માંડયો. આ વખતે તે ઘણીવાર સૂધી પાણીમાં ડૂબી રહ્યો. જ્યારે તે બહાર નીકળ્યો, ત્યારે તેના હાથમાં વિજ્જુનું કલાન્ત અને નિશ્ચેષ્ટ શરીર પણ જણાયું. વિજ્જુ તદ્દન બેભાન બની ગઇ હતી. હારાણે તેના ચેતન વગરના શરીરને કિનારાપર ખેંચી લાવ્યો અને વિજ્જુને જાગ્રત કરવાની કોશિશમાં ગુંથાયો.

જ્યારે હારાણ કિનારાપર આવ્યો ત્યારે પૂર્વ તરફનું આકાશ સ્વચ્છ થવા આવ્યું હતું. તેણે સ્હામે નજર કરી જોયું તો ભાંગેલી નૌકાઓનું કશું ચિન્હ પણ જણાયું નહિ, તેમ જ ખલાસીઓ પણ દૃષ્ટિગોચર થયા નહિ. પાછળ ફરીને તેણે જોયું તો એક મોટો પહાડ દેખાયો. એ જોઇને હારાણના મનમાં આનંદનો સંચાર થયો. તે વિજ્જુના દેહને પોતાની કાંધ પર લઇને તે પહાડ પર ચઢી ગયો.

વિજ્જુને ચેતનમાં લાવવાનો હારાણને કશો પણ ઇલાજ કરવો પડયો નહિ; પોતાની મેળે જ તે શુદ્ધિમાં આવી ગઇ. શુદ્ધિમાં આવ્યા પછી વિજ્જુએ આંખો ઉઘાડીને બરાબર જોવા માંડયું. તેણે જોયું કે, પોતાની સન્મુખ તે કાળ સ્વરૂપ હારાણ જ ઉભેલો છે. તે જોઇને તેના મનમાં પુન: બધી વાતો યાદ આવી ગઇ. તે તત્કાળ વિદ્યુત્વેગે ઉઠીને દૂર જઇ ઉભી રહી. વિજ્જુને આમ અચાનક દૂર ઉભેલી જોઇને હારાણે કહ્યું:-"વિજ્જુ, અહીં તારૂં કશું જોર ચાલી શકે તેમ નથી. અત્યારે તે સૉડા વૉટરની બૉટલ નથી કે જેનાથી તું મારૂં કપાળ ફોડી છટકી શકીશ. અત્યારે તે રમેશ નથી કે, જે

આવીને તારી રક્ષા કરશે. અત્યારે તો તું સાક્ષાત્ કાળના સપાટામાં આવી ગઇ છે. હવે તું અહીંથી કોઇપણ રીતે છટકી શકે તેમ નથી. કદાચ સાક્ષાત્ યમરાજ આવે તોપણ હું તારો છૂટકો કરૂં તેમ નથી. મૂર્ખ વિજયા! આટલું બધું ઘમંડ શા માટે રાખે છે? મારી ઇચ્છા થતાંની સાથેજ હું તને ઘડીના છઠ્ઠા ભાગમાં ચોળી નાખવાને સમર્થ છું. મારા દ્વારા મહા મહા કારસ્થાનીઓ પણ માર્યા ગયા છે તો પછી તારા જેવી એક સાધારણ અબળાનું શું ગજું છે કે, હવે તું મારા હાથમાંથી છટકીને આબાદ ચાલી જાય? વિજળી? તને હજી પણ કહું છું કે, કોઇ પણ જાતનો હઠ કર્યા વિના સત્વર મારી ઇચ્છાને આધીન થઈ જા, નહિ તો પછી મારે બળાત્કાર કરવો પડશે. બળાત્કાર કરવા છતાં પણ જો તું નહિ માને તો છેવટે તારે મરણના પંજામાં સપડાવું પડશે."

"નાદાન હારાણુ! તું તારો આ ભય કોઇ ભ્રષ્ટ ભામાને બતાવજે. તારો આ ગર્વ કોઇ બિકણ અને બાયલી સ્ત્રીઓ આગળ પ્રકટ કરજે. આ સિંહણ પાસે તારૂં કશું ચાલવાનું નથી. તું તો શું પરંતુ તારા જેવા હજારો કામી કીડા મારી આસપાસ ફરી વળે તો પણ મને તેનો કશો ભય નથી. હું તે બધા કીડાઓને ધર્મરૂપી શસ્ત્રથી છાંટી નાખવાને સમર્થ છું. તારો બળાત્કાર મારી પાસે બળહીન બની જશે. તારા આ શરીરમાંથી લોહીની ધારાઓ વહેશે. પાપાત્મા, તું એટલું પણ નથી સમજી શકતો કે, સતીઓની રક્ષા કરનાર સરજનહાર છે. સીતાદેવી રાવણના અત્યાચારમાંથી મુક્ત કરાવનાર ભગવાન રામચંદ્ર, કીચકના બળાત્કારમાંથી દ્રૌપદીને છોડાવનાર મહાવીર ભીમ, દુર્યોધનની દુષ્ટતમાંથી દ્રૌપદીનો ઉદ્ધાર કરનાર ભગવાન કૃષ્ણ, આદિ સર્વ દૈવી શક્તિઓનો બળનો તને જરા પણ ખ્યાલ નથી આવતો? દુષ્ટાત્મા! મરણથી તો તેજ ડરે છે કે, જેઓ આ સંસારને જ સ્વર્ગ માની તેમાં જ સાચાં સુખો વૃથા અનુભવ કરી રહ્યાં છે. પરંતુ ફક્ત સંસારને કર્મનું સ્થાન માનનારાં મનુષ્યો તો મૃત્યુથી લેશ માત્ર પણ ડરતાં નથી. મને પણ તે મૃત્યુનો કશો ભય નથી. જો મારા ધર્મને માટે મારો જીવ જશે, તો મારૂં જન્મો જન્મનું કલ્યાણ થઇ જશે. તું એમ કહે છે કે, હવે તારી રક્ષા કોણ કરશે? તો પાપી જે સત્ય છે, તેના સહાયકો પણ અનેક છે. મારી રક્ષા ધર્મ દેવતા કરશે. પરમાત્મા મને બચાવશે. ધર્મના કઠોર આઘાતોથી તારા પાપ પુંજના ચૂરેચૂરા

થઇ જશે. શયતાન ! જા, અહીંથી તારા આ કાળા મુખને સત્તર દૂર કર. વિના કારણુ દીપકમાં બળી મરવાની કોશિશ ન કર.” વિજુ બોલી.

“વિજુ, વિજુ, આ બધો તારો લૂલો બચાવ છે. ધર્મ એ મનુષ્યના ભેજામાંથી નીકળેલી એક માત્ર કલ્પના જ છે. ધર્મ એ કોઇ સત્ય વસ્તુ જ નથી. મેં તો તે ધર્મને આ ગંગાના જળમાં ડૂબાવી દીધો છે. બસ, હવે તું જ મારા ધર્મના સ્થાનપર સ્થાપિત થઇ છે. પ્રાણેશ્વરી ! આવ આવ, તારા આ પ્રેમિકને તારા સુધા-સમ ઓષ્ટપર એકવાર ચુંબન કરવા દે. તારી આ સૌંદર્ય ઉદ્યાનનાં બે ચાર મિષ્ટ ફળ ચાખવા દે. પ્રિયતમા, આમ હઠીલી ન થા. તારે માટે મેં મારી જાન પણુ કુરબાન કરી છે, છતાં તું આવી દૂર કેમ થાય છે. મારી મધુરી માશુક ! મારી પાસે બહુ મોંઘી થવાની કશી જરૂર નથી. હું તારો છું, તું મારી છે. મારી મેના ! તું આમ ન ટળવળાવ.”

“અરે ઓ અધર્મી પાપીયા ! આવા શબ્દો ઉચ્ચારતાં તારી જીભ કેમ નથી તૂટી પડતી ? તારાપર આ અનંત વ્યાપી આકાશ કેમ નથી આવી પડતું ? જે વ્રજમાં સમસ્ત બ્રહ્માંડને કંપાવવાની શક્તિ છે તે વ્રજનો તારાપર પાત કેમ નથી થતો ? નીચ અને પાપી હરાણ ! એક સતી અને સાધ્વી સ્ત્રીને પ્રાણેશ્વરી, પ્રિયતમા કહેતાં તારી જિવ્હામાં સહસ્ત્ર વૃશ્ચિકોના દંશની જ્વાળાઓ શા માટે નથી ઉત્પન્ન થતી ? તારા આ અધર્મથી છવાયલા શરીરમાં ભીષણુ રોગ કેમ નથી લાગૂ થતો ? ઓ અધમ ! તારી જિવ્હાને જરા સંભાળી રાખ. તારા અન્નદાતાની ભગિની પર આવી કુદૃષ્ટિ ન કર. એક સતીને સતાવવાથી તારા રોમેરોમમાં હળાહળ વ્યાપી જશે. ભીષણુ જ્વાળામય કીડીઓનો સંચાર થશે. શું તુ ધર્મને તારા જેવા શય-તાનો, અરે પશુઓની ક્રીડાની વસ્તુ માને છે ? જે ધર્મના આધારે સમગ્ર વિશ્વ બ્રહ્માંડ ટકી રહ્યું છે, તેને નાનાં બચ્ચાંનો ખેલ ધારે છે ? જે ધર્મથી સાક્ષાત્ કાળ પણુ કંપે છે, તેને તું છેક તુચ્છ ધારે છે ?”

“હા-હા, એ ધર્મને હું મારો ગુલામ માનું છું. મારો ચરણુ ચાંપનાર ચાકર ગણું છું અને તેનો પરિચય તને હમણાં જ કરાવી આપું છું. હું જોઉં છું કે, હવે મારી જુલ્મરૂપ તલ્વાર પાસે તે ધર્મ આવીને કેવી રીતે ઉભો રહે છે. વિજયા ! હજી પણુ કહું છું

કે, એ ધર્મના ધતીંગને ભૂલી જા. મારા મનોમંદિરની અધિવાસિની બની જા. એક તરફ સુખનો સાગર છે અને બીજી તરફ દુઃખનો ભયંકર અગ્નિકુંડ છે. માટે બરાબર વિચાર કરી મને યોગ્ય જવાબ આપ. વિનાકારણ તારી આ કોમળ કાયાના છુંદેછુંદા ન કરાવ."

"શયતાન! જરા સંભાળી બોલ. ધર્મની મર્યાદાને આટલી સીમા પર્યન્ત ઉલ્લંઘીને આગળ ન બોલ. જે ધર્મને પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રિય ગણે છે, ધર્મને માટે પ્રસન્નતાની સાથે પ્રાણનું બલિદાન આપે છે, તેના અંગનો સ્પર્શ કરવો એ તારા જેવા પશુની શક્તિની બહારની વાત છે. અરે સ્પર્શ તો શું, પરંતુ તેના તરફ વિકારી દૃષ્ટિથી પણ તું જોઈ શકે તેમ નથી. પતિવ્રતા પ્રમદા તરફ જે વિકારવાળી નજરથી જૂએ છે, તેનાં લોચનો ફૂટી જાય છે. શરીરમાં ભયંકર અગ્નિનો સંચાર થાય છે. દુરાત્મન્! ધર્મને તું જેવી તેવી વસ્તુ માનતો હોય, તો તેથી તારી મૂર્ખતાનો અવધિ જ થાય છે."

"પ્રાણનું બલિદાન આપવું એ ઘણી જ સહજ વાત છે. તારા જેવી ગુલાબી ગાલવાળી મનોહારિણી માનિનીઓ માટે હું એકવાર નહિ, પણ હજારોવાર મારા પ્રાણનું બલિદાન આપી શકું તેમ છું, પરંતુ એ ઢોંગી ધર્મને માટે એકવાર પણ પ્રાણ આપવાનું સાહસ કરૂં તેમ નથી તે નથી જ. ધર્મને મારા પગ તળે છૂંદી નાંખ્યો છે, એટલે મને તેનો કશો પણ ભય નથી."

"તારા જેવા પશુઓથી ધર્મનું મૂલ્ય અંકાય તેમ નથી. કારણ કે, તું અત્યારે દુષ્ટ કામના સંચારથી માનવમાંથી દાનવ થયો છે, તારા હૃદયમાં પાપનો પયોધિ ઉછાળા મારી રહ્યો છે અને તારાં નયનોમાં અધમતાનો અધિકાર વ્યાપ્યો છે, એટલે તને ધર્મનું મૂલ્ય શું છે અને ધર્મ એ કેવી અલૌકિક વસ્તુ છે એનું માહાત્મ્ય કદાપિ સમજાઇ શકે તેમ નથી."

હાગણની સાથે વાદવિવાદ કરીને કેટલોક સમય ગાળવાનો વિજુનો મુખ્ય ઉદ્દેશ હતો. હાગણ જ્યારે ઉત્તર પ્રત્યુત્તરમાં ગુંથાયો હતો, ત્યારે વિજુ ધીમે ધીમે પાછળ ખસતી ખસતી છેક છેવટના કિનારાપર આવવાની કોશિશ કરવા લાગી હતી.

હાગણે કહ્યું:—"વિજુ, ધર્મ એ કોઇ વસ્તુ જ નથી, માત્ર એક પ્રકારનું ધતીંગ છે. મનુષ્ય કલ્પના માત્ર છે. તું તેનામાં આવો

અંધવિશ્વાસ શા માટે રાખે છે? એનો વિશ્વાસ રાખનાર મનુષ્ય કદાપિ ઉન્નતિના સોપાન પર ચઢી શકતું નથી. માટે એ બધી આકાશી ભાવનાઓને છોડીને મારા પ્રેમની અધિકારિણી બની જા."

"કલ્પના હો અથવા સત્ય હો, પરંતુ ધર્મ તુલ્ય આ વિશ્વમાં અન્ય એક પણ પદાર્થ નથી. સંસાર ક્ષણિક છે, પરંતુ ધર્મનો અનંત યુગોનો પ્રલય થઇ જવા છતાં પણ સ્થાયીજ રહ્યો છે, અને ભવિષ્યમાં પણ રહેશે. મૂર્ખ હારાણ ધર્મની શી શક્તિ છે તે જરા સાંભળ. વિદ્વાનોએ ધર્મનું મહત્વ કેવી ઉત્તમતાથી વર્ણવ્યું છે, તે જરા ધ્યાનપૂર્વક સાંભળઃ—

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।
नित्यं संनिहितो मृत्युः कर्त्तव्यो धर्म संग्रहः ॥
शर्वरीदीपकश्चन्द्रः प्रभातोदीपको रविः ।
त्रैलोक्यदीपको धर्मः सुपुत्रः कुलदीपकः ॥
भार्या मित्रं गृहस्थानां विद्या मित्रं प्रवासिनाम् ।
रोगिणामौषधं मित्रं धर्मो मित्रं शरीरिणाम् ॥
अर्था गृहे निवर्त्तन्ते स्मशाने मित्रबान्धवाः ।
सुकृतं दुष्कृतं चैव गच्छन्तमनुगच्छति ॥
तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ।
धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥

હારાણ જે ધર્મ આવો ઉત્તમ છે, શ્રેષ્ઠ છે અને મૃત્યુ પછી મનુષ્યનો સાચો સહાયક છે, તેને તું આમ કલ્પિત ન ઠરાવ. તે પવિત્ર વસ્તુની આટલી બધી નિંદા ન કર. ધર્મની નિંદા કરનાર નરકે જાય છે, એ વાતને છેક ન ભૂલી જા. ધર્મના સમાન આ સંસારમાં અન્ય કોઇ પણ વસ્તુ શક્તિશાળી નથી. ધર્મજ માનવ જીવનનો સાચો સહાયક છે."

આમ કહીને વિજુ વળી જરા પાછળ હઠી.

હારાણે કહ્યું:—"વિજયા, જો અત્યારે ધર્મ તારી રક્ષા કરશે, મારા સપાટામાંથી તને બચાવશે અને તું તારા શીલને સાચવી શકશે, તો હું માનીશ કે, આ દુનિયામાં ધર્મ છે, ધર્મનું અસ્તિત્વ સત્ય છે, ધર્મમાં જોઇએ તેવી શક્તિ પણ છે. પરંતુ જ્યાં સુધી એ ધર્મ તારી રક્ષા કરવાને શક્તિમાન નહી થાય, ત્યાં સુધી તો હું એમજ માનીશ કે, એ સર્વ ધતીંગ છે, કલ્પનાજ છે."

"તારો જન્મ થયા પહેલાં ઘણા કાળ પૂર્વે અનેક મનુષ્યો ધર્મના બળની પરીક્ષા કરી ગયા છે. તેથી તારા માટે એ કાંઇ નવો

સ્હેવો વિષય નથી. મારો ધર્મમાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી હું તને હજી પણ કહું છું કે, તે મારી રક્ષા અવશ્ય કરશે ને કરશેજ."

આમ કહેતી કહેતી વિજુ પુનઃ સહજ પાછી હઠી; આ સમયે તે છેક કિનારા પર આવી ઉભી રહી, જો હવે તે માત્ર એક પગલુંજ પાછું ભરે તો ગંગાના અગાધ જળમાં ગબડી પડે તેમ હતું. વિજુ ઇરાદા પૂર્વકજ પાછળ હઠી હતી અને તેણે ગંગાના જળમાં કૂદીને પોતાના ધર્મ અને શીલનો બચાવ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો.

વિજુ તરફ આગળ ધસતાં ધસતાં હારાણે કહ્યું:—"ત્યારે શું વિજયા ! તે ધર્મ આજે તારી રક્ષા કરી શકશે ખરો કે? તને મારા સપાટામાંથી બચાવી શકશે કે?"

વિજુએ જવાબ આપ્યો:-"હા, એકવાર નહિ પણ હજારો વાર બચાવી શકશે."

હારાણે પૂછ્યું:-"તે તને શી રીતે બચાવી શકશે વારૂ?"

વિજુએ કહ્યું:-"જો, તે આવી રીતે મારી રક્ષા કરશે. મારી પવિત્રતાને બચાવશે." હજી વિજુ પોતાની વાતને પૂરી કરી શકી નહોતી, એવામાં તો તે ગંગાના ગર્ભમાં કૂદી પડી.

હારાણ દોડીને કિનારાની કોર પર આવ્યો, પરંતુ તે કાંઇ પણ જોઇ શક્યો નહિ. વિજુ ક્યાં અદશ્ય થઇ ગઇ તેનો તેને કશો પણ પત્તો મળી શક્યો નહિ. ફક્ત વિજુ જ્યાં કૂદી પડી હતી, ત્યાંનું જળ કુંડાળાં નાખતું તેના પડવાનું નિશાન બતાવી રહ્યું હતું. હારાણ તીક્ષ્ણ દ્રષ્ટિથી ગંગાના પ્રવાહ ભણી જોઇ રહ્યો; પરંતુ ક્યાંય પણ વિજયા જોવામાં આવી નહિ. તે થોડીવાર સુધી સ્તંભિત થઇને ઉભો રહ્યો. ત્યાર પછી તેણે કૂદીને ગંગામાં પડવાનો યત્ન કર્યો. એ સમયે પાછળથી કોઇ એક પુરુષે આવીને હારાણના ગળામાં દોરડું નાખીને પાછો ખેંચી લીધો. હારાણ ચમકીને કોણ જાણે કઇ આશાથી લોભાઇને વિદ્યુત્વેગે પાછો આવીને ઉભો રહ્યો. તેણે જોયું કે તે આવનાર વ્યક્તિ વિજુ નહિ, પરંતુ એક બળવાન ખલાસી હતો. આથી નિરાશ થઇને પુનઃ એકવાર હારાણે ગંગા તરફ જોયું.

ખલાસી વિશાળપુરનો વતની હતો; અને તે રમેશરાયનો જ એક પ્રજાજન હતો. તે તો બાબુના એક સંબંધીની આજ્ઞાથી નૌકા લઇને આવ્યો હતો. પણ તેને તે નૌકાનું અત્યારે કશું ચિન્હ માત્ર પણ મળતું નહોતું કે, જે નૌકામાં બેસીને વિજયા વિશાળપુરથી

વધૂગ્રામ જવા માટે નીકળી હતી. તે ખલાસી ખાત્રીપૂર્વક જાણતો હતો કે, વિજયાની નૌકાને હારાણે ઇરાદા પૂર્વક ડૂબાડી છે. હારાણનું એ નૌકાને ડૂબાડવાનું શું કારણ હતું, તે પણ હવે તેને જાણવામાં બરાબર આવી ગયું. ખલાસીએ હારાણને ઉદ્દેશીને કહ્યું કે;—"હરામખોર હારાણ, નૌકાને ભાંગીને ચૂરેચૂરા કરવા છતાં પણ તને એક અબળાપર અત્યાચાર ગુજારતાં જરા પણ દયા નથી આવતી? પાપી! મારા બાબૂસાહેબની બ્હેનપર તું આવો જુલમ ગુજારે છે? આજે તારા જીવનનો બીજો એક પણ ઉપાય બાકી રહ્યો નથી. હું તને હમણાં જ બરાબર મુસ્કેટાટ કરીને મારા બાબૂસાહેબની સેવામાં રજૂ કરીશ."

હારાણ તથા વિજુની નૌકાના સઘળા ખલાસીઓ બચી ગયા હતા, તેઓ આમ તેમ ભટકતા રમેશની ભગિનીની શોધ ચલાવી રહ્યા હતા. હારાણને જે ખલાસીએ પકડી પાડયો હતો તેણે બૂમ પાડીને પોતાના સોબતીયો તથા પેલા બચેલા ખલાસીઓને બોલાવ્યા. તેનો અવાજ સાંભળીને તેમાંના ઘણાખરા ખલાસીઓ એકદમ ત્યાં આગળ દોડી આવ્યા. ત્યાર પછી બધાએ મળીને હારાણને ખૂબ માર માર્યો અને તેને એક મજબૂત દોરડાથી બાંધીને રમેશ પાસે લઇ જવાનો તેમણે નિશ્ચય કર્યો. પરંતુ હારાણે મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ. તે સ્થિરતાથી ઉભો રહ્યો. પોતાના શરીર પર આટલો બધો માર મારનાર લોકો કોણ છે એની પણ હારાણથી કલ્પના થઇ શકી નહિ. તે ગંગાના વ્હેન ભણી જોતો ખલાસીઓનો માર ખાતો ઉભો રહ્યો.

આ સમયે ગંગાનો પ્રવાહ કાંઇક મંદ પડી ગયો હોય તેમ જણાતો હતો. તે પ્રવાહમાં ધીમે ધીમે ઉછળતા તરંગો અરૂણના કિરણોથી ચળકારા મારી રહ્યા હતા. ઘણે જ દૂર આવેલા એક સ્થળે એકાદ બે નૌકાઓ દેખાતી હતી, પરંતુ તણાતો મનુષ્ય દેહ ક્યાંય પણ જણાતો નહોતો. હારાણ ઉન્મત્ત દૃષ્ટિથી ગંગા ભણી જોતો બૂમ પાડી બોલી ઉઠયો કે,—"ભાઇઓ, હું તમારે પગે પડું છું, મને એકવાર છોડી દો, ગંગામાં કૂદીને મને એકવાર એક વ્યક્તિનો પત્તો મેળવી લાવવા દો."

ખલાસીઓએ તેની તે વાતને કાનપર ધરી નહિં, તેઓ હારાણને મુસ્કેટાટ બાંધી પોતાની સાથે લઇ ચાલતા થયા. જતાં પહેલાં એકવાર બધાએ મળીને વિજુનો શોધ કર્યો, પરંતુ કોઇ પણ સ્થળેથી તેમને તેનો પત્તો મળી શકયો નહિ.

## ચતુર્થ પરિચ્છેદ

### અસહ્ય આઘાત!

" दिनमेकं शशी पूर्णः क्षीणयन्तु बहुवासरान् ।
सुखादुःखा सुराणामप्यधिकं का कथानृणाम् ॥

× × × × ×

यात्येकतोऽस्तशिखरं पतिरोषधीना—
माविष्कृतोऽरुणपुरःसर एकतोऽर्कः ।
तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्यां
लोको नियम्यत इवात्मदशान्तरेषु ॥ "

શાકુન્તલ, અ. ૪।૨।

ખલાસીઓ તે દિવસે વિશાળપૂર પહોંચી શકયા નહિ, તેથી તેઓ બીજે દિવસે સવારે આવ્યા. ત્યાં આવ્યા પછી તેમણે વિશાળપુરના જમીનદાર રમેશબાબુ પાસે હારાણને લાવીને હાજર કર્યો.

રમેશ તે સમયે કચેરીમાં બેસીને જમીનદારી સંબંધી કેટલાંક કાર્યોની તપાસણી કરી રહ્યો હતો. ઘણા દિવસ થયાં તેણે કામકાજ આદિ કાંઈ પણ તપાસ્યું નહોતું, તેથી કામનો બોજો એકદમ વધી પડયો હતો. હમણાં તે જરા પણ આરામ લીધા સિવાય રાત દિવસ કામકાજમાં ગુંથાઇ રહેતો હતો. તેનું મન નિરંતર ઉદાસ અને ચિંતાતુર રહેતું હોવાથી તે પોતાનો સઘળો સમય કામકાજમાં વીતાડતો હતો.

હારણને જોતાંની સાથેજ રમેશનો ક્રોધ ગાજી ઉઠયો. છતાં તેણે તે ક્રોધને દાબી દઇને ખલાસીઓને પૂછયું:—"આ દુષ્ટને તમો કયાંથી પકડી લાવ્યા?"

ખલાસીઓએ તેને જ્યાંથી પકડયો હતો, તે સંબંધી બધી બીના રમેશને કહી સંભળાવી અને ત્યાર પછી વિજુની આત્મહત્યાની વાત પણ તેમણે તેને જણાવી દીધી.

એ વાત સાંભળીને રમેશના મસ્તકપર જાણે આકાશ તૂટી પડયું. તેના હૃદયના ચૂરેચૂરા થઇ ગયા. પરંતુ વિજયાની આત્મ-

હત્યાની વાત તેના માનવામાં આવી નહિ. તે કોમળ હૃદયા અને પાપશૂન્યા બાલિકા આત્મહત્યા જેવું ઘોર પાતકી કર્મ કરે, એ વાતપર રમેશને વિશ્વાસ આવ્યો નહિ. બધો વૃત્તાંત સાંભળી લેવા છતાં પણ તેણે પુનઃ પ્રશ્ન પૂછ્યો કે;—"વિજુ, વધુગ્રામ ચાલી ગઇ છે?"

ખલાસીઓએ જવાબ આપ્યો:-"ના પ્રભુ! તે ભગવતી દેવી અનંતનામીના આનંદમય સ્થાનમાં સિધારી ગઇ છે."

આ સાંભળી રમેશ ચૂપ થઇ ગયો, સ્તંભિત બની ગયો. "હાય! ત્યારે શું ખરેખર મારી સ્નેહમયી ભગિની વિજયા આ વસુધાનો પરિત્યાગ કરીને પરલોકમાં સિધાવી ગઇ છે. એ પુણ્યમયી બાલિકા આ સંસારના કઠોર આઘાતોથી પીડાઇને અવનીમાંથી અદૃશ્ય થઇ છે. પ્રભુ! તેનું મૃત્યુ થતાં પહેલાં તેં આ અભાગી આત્માને આ વિશ્વમાંથી તારા પવિત્ર સ્થાનમાં શા માટે ન ખેંચી લીધો. અનંતનામી ભગવાન્! તેં તારા આ દીન બાળકને સંસારમાં સદાને માટે કેમ રડતો રાખ્યો. અનાથનાથ! મારી ભગિનીને અનેક આશાઓથી વંચિત કરી તેં તેને શા માટે મૃત્યુવશ કરી?" આ પ્રમાણે વિચાર કરી રમેશે એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો. એ નિઃશ્વાસથી રમેશનું સમસ્ત હૃદય કંપી ઉઠયું. પોતાના મનને ન સમજાવી શકવાથી તે છેવટે રૂંધાયલા સ્વરથી પુનઃ બોલ્યોઃ—"મારી-મારી વિજુ, મારી ભગિની ક્યાં ગઇ છે? શું તે તમારી સાથે નથી આવી?"

એક ખલાસીએ ઉત્તરમાં જણાવ્યું:—"આજ્ઞા, આજ્ઞા, પ્રભુ! અમે તેમનો ઘણો ઘણો શોધ કર્યો, પરંતુ એ દયાળુ દેવાને અમે કોઇ પણ સ્થળેથી મેળવવાને શક્તિમાન ન થયા."

ભુકમ્પથી જેવી રીતે વસુધરા કંપી ઉઠે છે. ઉલ્કાપાત થતાં બ્રહ્માંડ ગાજી ઉઠે છે અને ભીષણ ઝંઝાવાતથી વૃક્ષોનો સમુદાય થરથર કરતો કંપી જાય છે. તેવી જ રીતે રમેશનો આખો દેહ એકવાર કમ્પી ઉઠયો. મેઘનું વારિ એકદમ વર્ષી પડવાથી નદીનો પ્રવાહ જેવો ઉછાળા મારવા લાગે છે, તેવું જ રમેશનું હૃદય પણ ઉછળી ઉઠયું. રમેશ શોકના સાગરમાં ડૂબી ગયો. તેનું મસ્તક છાતીપર ઢળી પડયું. જેવી રીતે વૃક્ષનું શિખર વાયુના આઘાતથી ભાંગીને ભૂતળશાયી થાય છે, તેવી જ રમેશના શરીરની પણ ગતિ થઇ.

જે ઓરડામાં રમેશ બેઠો હતો, તે ઓરડામાં દીવાન, મુનીમ અને નોકર ચાકર વગેરે ઘણાં માણસો હતાં. તેઓ પોતાના પ્રભુની

આવી ગુપ્ત પીડા જોઇને ધીમે ધીમે ત્યાંથી સરકી ગયા. પરંતુ દીવાન અને હારાણુ ત્યાંથી એક પગલું પણ આગળ ન ભરતાં સ્થિરતાથી ઉભા રહ્યા. દીવાનના ગાલપર થઇને અશ્રુની ધારા પૃથ્વીપર પડી રહી હતી; પરંતુ પાપમય હારાણુનાં શુષ્ક નયનોમાંથી આગની ચિનગારીઓ નીકળી રહી હતી. તેઓ બન્ને સ્થિરતાથી ઉભા હતા. જૂદા જૂદા ભાવોને પોતપોતાના હૃદયમાં ધારણ કરીને તે બન્ને પુરુષો તે ઓરડામાં ઉભા હતા. દીવાનની આંખમાંથી વહેતી આંસૂની ધારાઓ જોતાં તે દયાના અવતાર રૂપ દેખાતો હતો અને હારાણુની ક્રુર તથા વિકાળ આંખો જોતાં તે સાક્ષાત્ શયતાનની પ્રતિમા હોય તેવો ભાસ થતો હતો.

ઘણીવાર સુધી તેઓ બધા આ પ્રમાણે ઉભા રહ્યા. ઘણો સમય વીત્યા પછી રમેશે ઉંચું માથું કરીને જોયું તો પોતાની સન્મુખ તે દુર્દાન્ત દાનવરૂપ હારાણુ દેખાયો. એ જોઇને રમેશના હોઠ કંપી ઉઠયા. તેનું હૃદય ધબકી ઉઠયું અને આખા શરીરમાં એકવાર રોમાંચ થઇ આવ્યો. ત્યાર પછી તે પાછો સ્તબ્ધ થઇ ગયો. રમેશે ધીમેથી કહ્યું:-" હારાણુ, સાત આઠ વર્ષ થયાં તારી સાથે મેં કુટુંબિતાનો સંબંધ બાંધ્યો છે. એ સાત આઠ વર્ષમાં મેં તારી સાથે કોઇ પણ જાતનો દુર્વ્યવહાર ચલાવ્યો છે? તને અનેક આફતોમાંથી છોડાવવામાં, જોઇતી સહાયતા આપવામાં મેં કદાપિ સંકોચ કર્યો છે ખરો કે?"

હારાણે જવાબ આપ્યો:—"ના, એવો પ્રસંગ કદાપિ આવ્યો જ નથી?"

રમેશ પૂછ્યું:—"કોઇ વખત મારા દ્વારા તારાપર કોઇ પણ પ્રકારનો ઉપકાર થયો છે?"

હારાણે કહ્યું:—"કોઇ વાર કેમ? મેં કડોવાર હું આપના ઉપકારમાં આવી ચૂકયો છું."

રમેશે પૂછ્યું:—"ત્યારે હારાણુ તેં મારો સર્વનાશ શા માટે કર્યો?"

હારાણુ બોલ્યો:—"શું મેં આપનો સર્વનાશ કર્યો છે? શાનો સર્વનાશ કર્યો છે વારૂ?"

રમેશે કહ્યું:—"તે સર્વનાશનું કારણ વળી પાછું મારે તને જણાવવું પડશે? સંસારમાં મારૂં જે કાંઇ સુખ હતું, જે કાંઇ મારો આનંદ હતો; જે મારા સ્નેહના બંધન રૂપ હતું, તેને તેં નષ્ટ કર્યું

છે. મારા હૃદયનો ઉત્સાહ અને આશાને તેં છેદી નાખ્યાં છે. મારૂં તેજ અને ગર્વ પણ તારા દ્વારા નષ્ટ થયું છે. મારા કુલાભિમાનનો તેં નાશ કરાવ્યો છે. તેમ છતાં પણ તું આવો વિલક્ષણ પ્રશ્ન શા માટે પૂછે છે? મારૂં સત્યાનાશ વાળવા છતાં પુનઃ આમ દુઃખતા પર શા માટે ડામ દે છે? શું તારા હૃદયમાં દયા નથી? તું માનવ નથી? મનુષ્ય જાતિ પ્રતિ તને જરા પણ પ્રેમ નથી? ભાઈ! આવો નિષ્ઠુર થવાથી તને શો લાભ મળે તેમ છે? અસાર સંસારની મોહમયી માયામાં દગ્ધ થઇને આવાં અન્યાન્ય કાર્યમાં શા કારણથી લિપ્ત થયો છે?"

હારાણે કહ્યું:—"રમેશ બાબૂ! આવા સાધારણ અપરાધોને માટે આપ મારા પર આટલા બધા ક્રોધિત શા માટે થાઓ છો? આપે મારો જે એક ભયંકર સર્વનાશ કર્યો છે, તેનો વિચાર પણ ન કરતાં મને આવો દોષિત શા માટે ઠરાવો છો?"

રમેશે પૂછ્યું:—"શું મેં તારો સર્વનાશ કર્યો છે?"

હારાણે કહ્યું:—"હા, આપે જ મારો સર્વનાશ કર્યો છે?"

રમેશે પૂછ્યું:—"મેં કયે સમયે તારો શો સર્વનાશ કર્યો છે વારૂ?"

હારાણે જવાબ આપ્યો:—"શું આપ એ સંબંધી વાતો સાંભળવા ઇચ્છો છો? જ્યારે હું પાપ કોને કહે છે, પ્રેમ એ શી વસ્તુ છે, તે જાણતો નહોતો, જ્યારે સૌંદર્યતાની માદકતા, પાપની કલ્પના આદિ કાંઇ પણ મારા હૃદયમાં ઉદ્ભવ્યું નહોતું, ત્યારે એક દિવસ અચાનક આપની પથારી પાસે ત્રિભુવનના સૌંદર્યરાશિને એકત્રિત થયેલો જોયો હતો. તે જોઇને હું ધર્માધર્મ, પાપપુણ્ય અને સારાસારના વિચારથી છેક શૂન્ય બની ગયો હતો અને એ સૌંદર્યના રાશિને મેળવવાની આશાથી ઉન્મત્ત થયો હતો. તમે મારી પ્રવૃત્તિના પંથને અટકાવવા માટે તૈયાર થયા હતા. વિઘ્ન પડવાથી હું સોગણા તેજથી ઉત્સાહિત થઇને તેને મેળવવા માટે દૃઢપ્રતિજ્ઞ થયો હતો. નાનકડા પત્થરના ટુકડાની પેઠે મારા સુખના માર્ગમાંથી આપને નાબૂદ કરવા માટે હું પ્રયાસી થયો હતો.

આમ કહી હારાણ જરાવાર થોભી ગયો. અને થોડીવાર આરામ લીધા પછી પાછો કહેવા લાગ્યો કે;—"આપના કરતાં મારા માર્ગના કંટક તરીકે નિર્મળ વધારે પ્રબળ થયો હતો. નિર્મળ પ્રતિ વિજુની અત્યંત પ્રીતિ તથા ભક્તિ હતી. નિર્મળ સીમાહીન ચારિ-

ધિમાં પ્રભાતના નક્ષત્રની પેઠે માર્ગદર્શક બનીને વિજુને સંસાર-ક્ષેત્રમાં આગળને આગળ લઇ જતો હતો. હું વિજુ તથા નિર્મળના તે અનુરાગ અને ભક્તિને નષ્ટ કરવા માટે તૈયાર થયો હતો. બનાવટી પત્રો લખીને, ખોટી વાતો બનાવીને મેં નિર્મળ પ્રતિના વિજુના પ્રેમનો મેં ધ્વંસ કરાવ્યો હતો. પરંતુ તેની ભક્તિનો કોઇ પણ રીતે ધ્વંસ ન થઇ શકવાથી હું વિજુનો ત્યાગ કરીને નિર્મળના તરફ વળ્યો હતો તથા તેના મનમાં અતુલનીયા વિજુના ચરિત્રને કલંકિત ઠરાવીને તેના પ્રતિ એક પ્રકારનો તિરસ્કાર ઉપજાવી દીધો હતો. નિર્બોધ નિર્મળ અમારી ભાઇબ્હેનના કૌશલ્યથી ભૂલીને દેવીઓને પણ લજ્જાવે તેવી લક્ષ્મી સ્વરૂપા આને કુલટા માનીને ચિંતાતુર હૃદયે અહીંથી નાસી ગયો હતો.”

હારાણ પુનઃ થોભી ગયો; ભૂતકાળનું એક દૃશ્ય તેના મનમાં સાંભરી આવ્યુ. તે વંટોળિયા તથા વરસાદ વાળી કૃષ્ણવર્ણી રાત્રિયે વીજળીના કિરણોથી ઉજળા થયેલા ઉદ્યાનમાં પાણીથી ભીંજાયલી દામિની-લતાના જેવો વિજુનો રૂપરાશિ તેની સ્મૃતિના પટમાં એકદમ તરી આવ્યો. હારાણે ક્ષણવારને માટે મુગ્ધ થઇને ભૂતકાળની તે સ્મૃતિને હૃદયમાં ધારણ કરી રાખી. પરંતુ થોડીવારમાં જ હજારો વીંછીઓના દંશની જ્વાળાની પીડાથી સળગી ઉઠીને અગ્નિ સ્વરૂપ ભૂધરની પેઠે અગ્નિનો વરસાદ વરસાવતો વરસાવતો તે કહેવા લાગ્યો કે;—“કોના દોષથી મારી પ્રવૃત્તિ દિવસે દિવસે દુર્દમનીય થતી જતી હતી, એ તમે જાણો છો ખરા કે રમેશ બાબૂ! ફક્ત તમારા દોષથીજ. તમે મારા પગમાં શૃંખલા નાંખીને મારી દૃષ્ટિ આગળ એક પ્રકારના મહા પ્રલોભનને શા માટે ઉપસ્થિત કર્યું હતું? તમે મારા મનની વિકૃતિ થયેલી જોવા છતાં પણ મને તમારા ઘરમાંથી શા માટે બહાર હાંકી કાઢયો નહોતો? વિજયાને મારી આંખ આગળથી કેમ અળગી કરી નહોતી? એ મહા પ્રલોભન સમક્ષ હું સ્થિર રહી શકયો નથી, એમાં શું મારો અપરાધ થયો ગણાય ખરો કે? જો તેમ હોય, તો પણ જેણે પ્રલોભનને ઉત્પન્ન કરાવ્યું છે, જેણે સૌંદર્યને નિર્માણ કર્યું છે, તે મૂર્ખ છે; અને જેણે મારી સમક્ષ પ્રલોભન દેખાડયું હતુ તે પણ વિચારહીન અને બુદ્ધિવિહિન છે. તમારી એ ટુંકી બુદ્ધિને લીધે તેમજ ગફલતને લીધે મારી કેવી વિચિત્ર ગતિ થઇ છે, તે તમે જાણો છો ખરા કે? મારા સર્વ સુખોના આધારની સ્મૃતિઓ પણ વિષમય બની ગઇ છે. જ્યારે હું

તેને સંભારૂં છું ત્યારે તરતજ મારૂં મન મને ધિક્કારા કરી કરીને કહે છે કે મેંજ તેને મારી છે. મારા વજ્રના સ્પર્શથી તે પાપહીન કુસુમ લતિકા સૂકાઇ ગઇ છે, બળીને ખાખ થઇ ગઇ છે. તે આત્મ-ગ્લાનિ અથવા પશ્ચાતાપના યોગે મને શી પીડા થાય છે, તે, જે જગત્‌માં કોઇને ચહાતું નથી, જાણી જોઇને કોઇને સર્વનાશ કરતું નથી, તેનાથી શી રીતે સમજી શકાશે? તે દુઃખની તુલનામાં તમારી પીડા ઘણીજ ઓછી છે! તમે તેને સંભારીને આરામ મેળવી શકો તેમ છો, પણ મારાથી તો તેમ પણ થઇ શકે તેમ નથી. તમે તેની એક એક સ્મૃતિને સંભારીને તેને ચાહી શકો તેમ છો, પણ મારાથી એમ થઇ શકે તેમ નથી. તમે તેના માટે રડી શકો છો, મારાથી તેમ થવું પણ કઠિન છે. તેને સંભારવા જતાં એક અવ્યક્ત પીડાથી મારૂં હૃદય ફાટી જાય છે; પણ તેમ છતાં પણ તેનું સ્મરણ કર્યા વિના ચાલી શકતું નથી. તમારા કર્મના ફળ તરીકે મારૂં જીવન જે પ્રકારની નરકયાતના તુલ્ય જ્વાળામય બની ગયું છે, તેના જેવી સજા હું ધારૂં છું કે, મનુષ્યની કલ્પનામાં અથવા તો સાક્ષાત્ ભગવાનની કલ્પનામાં પણ કદાપિ નહિજ આવી હોય. તેમ છતાં પણ તમે એવો સવાલ શા માટે કરો છો કે, મેં તમારો શો સર્વનાશ કર્યો છે?"

રમેશે કહ્યું:—"તું મહા પાપિષ્ટ છે. તારૂં મુખ જોવામાં પણ પાપ છે. જા, તું દૂર થા. આ દેશમાં હવે પછી કદી પણ આવતો નહિ."

હારાણે જરાવાર શાન્ત રહ્યા પછી કહ્યું:—"એમ કરવાનું કારણ શું છે, રમેશ બાબૂ? તમે મને સજા આપ્યા વિના છોડી દેશો? મને મારા કુકર્મનું ફળ નહિ આપો? તમારે ત્યાં સજા કરવાનાં અનેક સાધનો છે. છૂપું જેલખાનું છે. બદમાશોને સજા કરવામાં તમે કદાપિ પાછા હઠતા નથી, છતાં મારા જેવા એક ભયંકર પિશાચને કોઇ પણ જાતની સજા કર્યા વિના શા માટે છોડી દો છો? તમારા જલ્લાદોને બોલાવીને મારી ગરદન ઉડાવવાની આજ્ઞા આપો. મારા જેવા દુરાત્માને સજા કર્યા વિના છૂટો ન કરો. હું તમારી સજા સ્હેવાને તૈયાર છું."

રમેશે વિસ્મિત થઇને હારાણના મુખ તરફ જોયું અને ત્યાર પછી કહ્યું:—"હારાણ, હું તને સજા આપવા ઇચ્છતો નથી, તને સજા આપવાનું કામ હું ભગવાનને સોંપું છું, તે તને યોગ્ય સજા આપશે. મનુષ્ય મનુષ્યને સજા આપવા અવતરેલાં નથી, પણ સદ્‌બોધ સહાનુભૂતિ અને સહાયતા આપવા માટે જ ઇશ્વરે તેમને આ અવ-

નીપર જન્મ આપ્યો છે. સજા કરવી એ શયતાનનું કામ છે, મનુષ્યનું નથી. જા, તું અહીંથી તારી ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યો જા. પણ જોજે, કે હવે પછી ભવિષ્યમાં આવું કુકર્મ ન થાય. ઇશ્વરના ગુણ ગાવાનો અમૂલ્ય પ્રસંગ ચાલ્યો ન જાય. તું સુખેથી સંસારમાં રહે એવી જ મારી ઇચ્છા છે, તને જો કોઇ પણ પ્રકારની સહાયતા જોઇતી હોય તો તે આપવાને પણ હું તૈયાર છું. પણ હવે આવું કાળું કામ ન કર તો."

હારાણે કહ્યું:—"ભગવાનની શી શક્તિ છે કે, તે મને સજા કરી શકે? તે તો માત્ર શક્તિહીન પિંડજ છે. જો તેનામાં સામર્થ્ય હોત તો, જે ત્રિભુવનમાં સર્વના કરતાં તે પવિત્ર છે, સર્વથી સુંદર છે, તેને આજે આવી ભયંકરતાથી કદાપિ જળમાં ડુબવા દેત નહિ. મારા જેવા પાપાત્માના હાથથી તેને પીડિત થવાનો કદાપિ પ્રસંગ જ આવવા દેત નહિ. વિજયા ખરેખર ત્રિભુવનને જીતનારી વિજયા જ હતી. તેના જેવી પવિત્ર લલના વિરલ જ હશે. હું તેના ગુણપર મુગ્ધ હતો અને હજી પણ છું. તે મૃત્યુ લોકની માનિની નહિ, પણ દેવાંગનાજ હતી. હાય! મેં પાપીયાએ એક સતી રત્નને મારા કઠોર પગ તળે કચડી નાખ્યું. રમેશરાય! આ ભીષણ કૃત્યથી મારા રોમેરોમમાં લાહ્ય પ્રકટે છે. પશ્ચાતાપના પાવકની હજારો પ્રચંડ જ્વાળાઓ નીકળી મારા અંતરાત્માને બાળીને ભસ્મીભૂત બનાવી દે છે. હું ક્રૂર છું, જાલિમ અઘોર કર્મનો કરનાર મહાપાતકી છું. સન્નારીના શીલને ભંગ કરવાથી મેં મહા ભીષણ કાર્ય કર્યું છે. હાય! આ બ્રહ્માંડ મને ચોતરફ ચક્કર ખાતું દેખાય છે. સમસ્ત દિગ્મંડળ ડોલતું જણાય છે. મારાં કરેલાં કામ અત્યંત નીચ છે, હું પોતે તેનાથી પણ નીચ છું."

કર્યાં જે કામ મેં કાળાં નહિ તેની ક્ષમા મળશે;
વપુ આ વજ્રથી ભેદાઇને રક્તમાં મળશે;
કુડા કીડા તણી આ કાય સદનરૂપી સદા બનશે.
હજારો રાક્ષસો આવી તનુ મારૂં બહુ દહશે.

રમેશે કહ્યું:-"હવે હું બરાબર સમજી શકયો છું કે, તું ભયંકર પાપી હોવા છતાં પણ તારા હૃદયમાં પશ્ચાતાપનો પાવક સળગી ઉઠયો છે. પણ જા, હવે તું વધારે વાર મારી સમક્ષ ન ઉભો રહે. અહીંથી તારૂં કલંકિત મુખ લઇને દૂર થા."

હારાણે કહ્યું:-" જાઉં છું, હમણાંજ જાઉં છું. પણ જતાં પહેલાં મને અફસોસ માત્ર એટલોજ થાય છે કે, તમે મને કોઇ પણ જાતની સજા કર્યા સિવાય છોડી દો છો. હું તમને એમ પૂછવા માગું છું કે, તમે મને સજા શા માટે નથી કરતા? આ વિશ્વ-સંસારમાં જે તમારૂં એક માત્ર સ્નેહબંધન હતું, તેને મેં તોડી નાખ્યું છે, તમારા હૃદયને જેના દ્વારા આનંદ મળી શકતો હતો, તેને મેં મારા વિષમ અત્યાચારથી નષ્ટ કરી છે, જેણે પોતાની પવિત્રતાથી તમારા વંશને અને કુળને ઉજળાં કર્યાં હતાં, તેને મેં નરાધમે મારી નાખી છે, તેના પવિત્ર ચારિત્ર્યને કલંકિત કરવા માટે મેં મારાથી બનતા પ્રયાસો કર્યા છે. તમારા ઘરમાં રહી વિશ્વાસઘાતકતાથી તમારા ઉપકારનો બદલો વાળી આપ્યો છે. નિરપરાધી નિર્મળાના નિર્મળ જીવનને વિષમય બનાવ્યું છે; છતાં પણ તમે મને સજા નહિ કરો? આ પાપમય દેહને પૃથ્વીપૃષ્ટ પરથી નષ્ટ નહિ કરો? આ અધમતાના અવતારરૂપે જન્મેલા અંધ અને વિચારહીન પુરૂષને વસુંધાપરથી નાબુદ નહિ કરો? શું તમને તેમ કરતાં દયા આવે છે? એ દયા કશા કામની નથી. મારા જેવા અધમોપર દયા કરવી એ પણ એક મહા ભયંકર પાતક છે."

"ત્યારે શું તમે મનુષ્ય નથી? તમારામાં શું શક્તિનો અંશ માત્ર પણ નથી? તમારૂં તેજ નષ્ટ થયું છે? તમારો ગર્વ ગળી ગયો છે? અરે, શું તમે શોકના સાગરમાં ડૂબીને તમારા મનુષ્યત્વને ભૂલી ગયા છો? જો તમે પશુ ન હોતાં માનવ હો, તમારી સ્વર્ગીય ભગિનીના વૈરનો બદલો લેવા ઇચ્છતા હો તો, તમારા ઘાતક અથવા જલ્લાદને જલ્દી બોલાવો. તેની તલ્વારની તીખી ધારથી મારી આ પાપમયી ગર્દનને સત્વર ધરાશાયી બનાવો. મારા શરીરમાંથી વહેતા ઉષ્ણ રૂધિરથી આ તરસી વસુંધરાને ભીંજાવો. મારા હૃદયને ચીરી નાખો, મારા મસ્તકને તમારા પગતળે કચડી નાખો-છૂંદી નાખો. હું મહા પાપી છું, ઘોર કર્મ કરનાર ઘાતકી હીચકારો છું. મારા પ્રતિ સહાનુભૂતિ ન દર્શાવો! દાનવ પ્રતિ દયા દર્શાવવામાં કશો સાર નથી. એવી દયા ડાકિનીઓનું પણ ભોજન કરી જાય છે. હું માનવમાંથી હેવાન થયો છું, માટે મારી આ અધર્મમયી કાયાના છૂંદે છૂંદા કરાવી નાખો. પૃથ્વીમાંથી મારા નામનો સદાને માટે લોપ કરો."

"જુઓ, સાંભળો, આ ઉપર વિરાજતું આકાશમંડળ શું કહી

રહ્યું છે તે બરાબર ધ્યાનપૂર્વક સાંભળો. આકાશમાંથી તમારી ભગિની ચીત્કાર કરી કરીને જે શબ્દો ઉચ્ચારી રહી છે, તેને મનનપૂર્વક શ્રવણ કરો. જૂઓ તે કહી રહી છે કેઃ–“હારાણને મારો, કાપો, એ મહાપાપિષ્ટ હારાણને ધધકતી આગમાં સળગાવી મારો. જેણે મારો મહા સર્વનાશ કર્યો છે. બનાવટી પત્રો લખી મારા પતિના મારા સ્વામીના સ્નેહને નષ્ટ કર્યો છે, છળ પ્રપંચ કરીને મને મારા પતિ દેવતા પાસે કલંકિની ઠરાવી છે. મારા ધર્મનો નાશ કરવા માટે બને તેટલા પ્રયત્નો કર્યા છે અને છેવટે મને જળમાં ડુબાડી મારી છે. તે હારાણને મારીને એ બધાં અપમાનો પુરતો બદલો લો. તે નરાધમે મને જેવી રીતે સંતાપી છે, દુઃખના અગ્નિમાં નાખીને સળગાવી છે, તેવીજ રીતે તેને પણ પ્રચંડ અગ્નિના કુંડમાં હોમી દો–બાળીને રાખ ખાખ કરી નાખો.”

“કેમ રમેશ બાબૂ! તમને તમારી પ્રિય ભગિનીના આ શબ્દો નથી સંભળાતા? શું આજે તમારા કાન બ્હેરા બની ગયા છે? તમારાં મનશ્ચક્ષુ ફૂટી ગયાં છે? તમારૂં મનોમળ નિરાશાના ઉદધિમાં ડુબી ગયું છે? શું આજે ભ્રમણામાં પડીને તમે વિચારહીન બની ગયા છો? જરા વિચાર કરો, ભગિનીની નમ્ર વિનતિ તરફ ધ્યાન ધરો. નિર્જીવ અને નિસ્તેજ હૃદયમાં પણ શું પ્રાણનો સંચાર નથી થતો? આમ આંખોમાંથી આંસૂની ધારાઓ શા માટે વહાવો છો? હૃદયમાં આટલી બધી નિર્બળતાનો સંચાર કેમ થવા દો છો. પ્રથમ શત્રુને મારો, અપમાનનો બદલો લો અને ત્યાર પછી સમુદ્રના જળને આંખોમાં ધારણ કરીને સદાને માટે આંસૂની અવિરલ ધારાઓ વહાવો. દુશ્મન પ્રતિ દયા ખાવી, એ મનુષ્યનું ભૂષણ નથી. શ્રી કૃષ્ણે પણ અર્જુનને દુશ્મનનો સંહાર કરવાનો ઉપદેશ આપ્યો છે અને એ ઉપદેશના યોગે કુરૂક્ષેત્રના સંગ્રામ રૂપ પરિણામ પ્રાપ્ત થયું છે. તે બધી વાતોને વિચારી જૂઓ. ચાલો, જોઈ શું રહ્યા છો? આ પાપ પ્રતિમાનો પૃથ્વીપરથી પળવારમાં પ્રલય કરી નાખો. હૃદયમાં ધૈર્ય ધારો, સામે ઉભેલા શત્રુને સત્વર વિદારો.”

પરંતુ રમેશે હારાણનાં આવાં વચનો સાંભળવા છતાં પણ કશો જવાબ આપ્યો નહિ. દીવાન હારાણને પકડીને બહાર લઇ ગયો, અને ત્યાર પછી બે ચાર દરવાનો દ્વારા તેને ગામ બહાર કાઢી મૂકાવ્યો.

# પંચમ પરિચ્છેદ

## ભ્રાન્તિનો ભંગ

" માશૂક ધૂળ? પછી આશક ધૂળ પ્હેલો!
શું પ્રેમપક્ષી બસ એકજ પાંખવાળું?
શૂં ધૂળ ધૂળ મહીં ધૂળથી ઉડે આ?
શું સ્વાર્પણો, પ્રણય, ધૂળ તણાંજ નામો?
મારી સખી હજુય અક્ષર ઉચ્ચરે ના?
શંકા તણી કસૂર માફ કરી શકે ના!
હાવાંન સાદ પણ કંઠથી નિકળે આ!
એ ક્યાં હશે સમય માશૂક જ્યાં પુકારે!"

કલાપી.

વિજુના મૃત્યુની ખબર મળવાથી બીજે દિવસે બપોરે નિર્મળકુમાર વ્યાકુળ હૃદયથી વિશાળપૂર આવી પહોંચ્યો. રમેશે તેને સ્નેહ સહિત વધાવી લીધો. તેને બીજી કેટલીક વાતો કરી, પરંતુ વિજુના મરણના સમાચાર આપ્યા નહિ. રમેશે પૂછ્યું કે;—નિર્મળકુમાર આ વાત તમારા જાણવામાં શી રીતે આવી શકી વારૂ?"

નિર્મળે કહ્યું:—" એ દિવસ પહેલાં રેવતી પાસેથી મેં બધી બીના સાંભળી હતી."

રમેશે કહ્યું:—"પણ નિર્મળકુમાર, તમે હજી રેવતીની ભયંકરતાને જાણતા નથી. તે એક મહા પાપીયસી છે. તેના દ્વારાજ આ ભયંકર કાણ્ડ ઉપસ્થિત થયો છે. વિજુના તથા તમારા બધા પત્રો તે હારાણને પહોંચાડતી હતી અને તેની સહાયતાથીજ હારાણુ પોતાના મનમાન્યા ઘાટ ઘડી તમો દંપતીને દુ:ખી કરવાની કોશિશ કરી રહ્યો હતો."

નિર્મળે કહ્યું:—" રેવતી જે કાંઇ જાણે છે, અને તેણે મને જે જે વાતો કહી છે તે પરથી મારી શંકા એકદમ વધી ગઈ છે. હું તેની વાત સાંભળીને એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તમારી પાસે દોડયો આવ્યો છું. પરંતુ તમે જે વાત કહો છો તે—"

રમેશ વચ્ચમાં જ બોલી ઉઠયો:—" હું કઇ વાત કહું છું?"

નિર્મળે કહ્યું:—" બનાવટી પત્રોની."

રમેશે કહ્યું:—"હં-પછી—"

નિર્મળે કહ્યું:—"જો તે ખરેખર સત્ય હોય તો—"

રમેશ વળી પાછો વચ્ચમાંજ બોલી ઉઠયો:—"કેમ, હજી પણ તમને મારી વાત પર શંકા આવે છે? જો તેમજ હોય, તો ચાલો મારી સાથે આવો."

બન્ને જણા ઉઠીને ઉભા થયા. જે ઓરડામાં વિજુ સૂતી હતી, તે ઓરડામાં તેઓ બન્ને જઇ પહોંચ્યા. ઘરનાં દ્વાર પર તાળું વાસવામાં આવ્યું હતું. રમેશે ધીમેથી તે તાળું ઉઘાડીને ઓરડામાં પ્રવેશ કર્યો. ઓરડો ઉઘાડતી વખતે રમેશે બહુજ સાવચેતી રાખી હતી. તે સાવચેતી રાખવાનું કારણ એ હતું કે, તે ઓરડામાં કોઇક સૂતું હતું અને રમેશનો તેને ઉંઘમાંથી ઉઠાડવાનો અભિપ્રાય નહોતો. ભક્તજનો જેવી રીતે ભક્તિ પૂર્ણ હૃદયથી દેવીના મંદિરમાં પ્રવેશ કરે છે તેવીજ રીતે રમેશે પણ તે ઓરડામાં પ્રવેશ કર્યો.

નિર્મળકુમાર પણ તેની પેઠેજ તે ઓરડામાં દાખલ થયો.

ઓરડામાં પડેલી વસ્તુઓને વિજુ જે સ્થિતિમાં ગોઠવી ગઇ હતી, તેની તે સ્થિતિમાં જ પડી હતી. દીવાનની આજ્ઞાથી કોઇ પણ અનુચર અથવા અન્ય મનુષ્ય તેની અદલ બદલ કરી શકયું નહોતું. મેજ પર ભાંગેલી બૉટલના ટુકડા પણ જેમના તેમ પડયા હતા. જે સ્થળે કાચના કકડા પડયા હતા, તે સ્થળે લોહીના ડાઘ પણ થોડા ઘણા પરિમાણમાં અદ્યાપિ સ્પષ્ટ રીતે જોઇ શકાતા હતા.

ઘરમાં પ્રવેશ કર્યા પછી બન્નેએ એકવાર ચારે તરફ નિરીક્ષણ કર્યું. નિર્મળ એ ઘરમાં પહેલાં ઘણીવાર આવ્યો હતો, પરંતુ આજે ઘરમાં પ્રવેશ કરતાંની સાથે જ તેનું હૃદય જેવું આકુળ વ્યાકુળ થઇ ઉઠયું હતું, તેવું પ્રથમ કદાપિ થયું નહોતું. નિર્મળને જણાયું કે, વિજુના નિઃશ્વાસઉચ્છવાસના શબ્દો સંભળાઇ રહ્યા છે. જાણે વિજુના સુગંધમય નિઃશ્વાસથી હજી પણ તે ઓરડો સુગંધિત બની ગયો છે. તેની પથારીની સ્થિતિ જોતાં નિર્મળને જણાયું કે, જાણે વિજુ એ શય્યાનો ત્યાગ કરી ક્યાંક સંતાઇ ગઇ છે. આ બધું જોઇને તથા વિજુના સંબંધમાં બીજી કેટલીક મીઠી મીઠી વાતો સાંભળીને નિર્મળનું હૃદય ભરાઇ આવ્યું. એક પ્રકારના અપ્રાપ્ય સુખની આશાથી તેનું મન ચંચળ બની ગયું.

રમેશે ડાબા હાથથી નિર્મળનો હાથ ઝાલી જમણા હાથની આંગળીના ઇશારાથી બૉટલના કકડાઓ બતાવીને બોલ્યો કે;—

"નિર્મળ કુમાર! આ કાચના કકડાને અત્યાર સુધી અહીં શા માટે રાખવામાં આવ્યા છે તે તમો જાણો છો ખરા કે? થોડીવાર પહેલાં મને તમે જે સવાલ પૂછ્યો હતો, તે સવાલનો ખરો જવાબ આ કાચના કકડા જ આપી રહ્યા છે. જેની પવિત્રતા પર તમે શંકાશીલ થઇને તમારા અને તેના જીવનનું સુખ નષ્ટ કર્યું છે, તેના જ તેજ, બુદ્ધિમત્તા અને ધર્મબળની સાક્ષી તરીકે આ કકડા અત્યારે અહીં પડયા રહ્યા છે. સજીવન હોવા ઉપરાંત તે ગંભીરતાપૂર્વક વિજુના સતીત્વની સંપૂર્ણ ખાત્રી આપી રહ્યા છે.

નિર્મળે આવી જ રીતની કેટલીક વાતો રેવતી પાસેથી સાંભળી હતી. અત્યારે રમેશે જ્યારે મૂળ ઘટનાને સાંગોપાંગ કહી સંભળાવી, ત્યારે નિર્મળના મનમાં આનંદ અને ગર્વનો સંચાર થયો. પોતાની પત્નીની પવિત્રતા પર મુગ્ધ બની ગયો. રમેશે કહ્યું:–" આવો, મેં તમને બીજી કેટલીક વસ્તુઓ બતાવવાનું કહ્યું હતું, તે જોઇ આવીએ. તમારે તે વસ્તુઓ જોવાની ખાસ જરૂર છે; કારણ કે, તેના પર વિજુની વિશુદ્ધતાનો સંપૂર્ણ આધાર રહેલો છે."

નિર્મળને સાથે લઇને રમેશે બાજૂના ઘરમાં પ્રવેશ કર્યો. તે વિજુને બેસવાનું આરામગૃહ હતું. વિજુ ત્યાં દિવસે બેસતી, સૂતી, કાગળપત્રો લખતી અને સારાં સારાં પુસ્તકોનું અધ્યયન કરતી હતી. એ ઘરમાં વિજુની એક નાની પેટી હતી; તે વાર્ત્તા અમે પૂર્વે કહી ગયા છીએ. રમેશ તે બૉક્સને નિર્મળના હાથમાં આપીને બોલ્યોઃ–
"આ બૉક્સમાં કેટલાક કાગળપત્રો અને તમારી છબિયો છે. તેમાંના બધા પત્રો કાઢી જોઇ જૂઓ જોઇએ કે, તે તમારા લખેલા છે કે બીજા કોઇએ બનાવટી લખ્યા છે."

ઘણીવાર સુધી તપાસ કર્યા પછી નિર્મળે બાર તેર પત્રોને બનાવટી હોવાનું જણાવ્યું. અને ત્યાર પછી કહ્યું:–" આવા પત્રો હું કદાપિ લખું જ નહિ. વિજુ જેવી સરળ બાલિકાપર આવા કઠોર પત્રો લખવાનું સામર્થ્ય જ મારામાં હોઇ શકે નહિ."

રમેશે પૂછ્યું:—" જે બધા પત્રો મળવાથી તમે સળગી ઉઠયા હતા, તે બધા પત્રો વિજુના હાથથી લખાયલા હોય, એ સંભવિત છે કે કેમ, તેનો તમે કોઇવાર વિચાર પણ કર્યો હતો કે નહિ વારૂ? વિજુ આવા પત્રો લખે, એ અસંભવિત એવી કલ્પના પણ તમારા મગજમાં આવી હતી કે?"

નિર્મળે જવાબ આપ્યોઃ—"પ્રથમ તો મારા મનમાં એ પત્રો વિજુના જ લખેલા છે, એવી શંકા થઇ હતી, પરંતુ અત્યારે તેમ લાગતું નથી. પ્રથમ પત્રનો એક એક અક્ષર મારા હૃદયમાં એક એક વીંછીના દંશની જ્વાળાને ઉત્પન્ન કરી મને બાળીને ભસ્મ કરી રહ્યો હતો અને એના યોગે એ પત્રો બનાવટી હશે એવી કલ્પના કરવાની શક્તિ પણ નષ્ટ થઇ હતી. અરે, તે પત્રોના કૃત્રિમ હોવાનો વિચાર કરવાના કારણ પણ સંદેહ ઉત્પન્ન થયો નહોતો. અથવા તો સંદેહ કરવાનો હેતુ અથવા અવસર પણ મળ્યો નહોતો."

રમેશે કહ્યુંઃ—"જે કપટથી તમે ભૂલ્યા છો, તે કપટથી એક બાલિકા ભૂલી જાય તો તેમાં શી નવાઇ છે? પણ હવે, એ વાતને જવા દો. તે પત્રો કૃત્રિમ છે કે, નહિ તેનાં બીજાં વધારે પ્રમાણો જોવાની તમારી ઇચ્છા છે ખરી કે? સારૂં ત્યારે આ તરફ આવો."

તે ઘરનો ત્યાગ કરીને હારાણુ જે ઓરડામાં બેસતો હતો, ત્યાં આગળ તેઓ બન્ને જઇ પહોંચ્યા. તે ઓરડા પર પણ તાળું વાસેલું હતું, રમેશે તે તાળું ખોલી નાખ્યું અને ત્યાર પછી નિર્મળકુમારને સાથે લઇને તેનું તે ઓરડામાં પ્રવેશ કર્યો.

એક અભરાઇ પરથી રમેશે એક કાગળનું બંડલ લઇને નિર્મ[illegible] હાથમાં [illegible] ત્યાર પછી કહ્યું કેઃ—"આ પત્રોને જરા વાંચી [illegible] અને [illegible] તથા વિજુના ચોરાયલા પત્રો તમોને મળી [illegible] અને [illegible] તમારી બધી શંકા દૂર થશે."

વિજુના [illegible] નિર્મળે એક પછી એક વાંચી જોયા. [illegible] નિર્મળની આંખો ફાટીને તેમાંથી જળધારા [illegible] લખ્યું હતુંઃ—"હું તમારા વિના બીજા [illegible] જાણવાનું શીખી પણ નથી. તમારા [illegible] જીવ [illegible] શકે તેમ છે અને તિરસ્કારથી મરણ નિપજે [illegible] પડીને કહું છું કે, હવે આવા કઠોર પત્રો [illegible] જે તમારી આશ્રિતા છે, સેવિકાની સેવિકા [illegible] શા કારણથી કરો છો? આવા કઠોર શબ્દરૂપ બાણથી શા માટે મારો છો?"

નિર્મળનાથી તે પત્રને વધારે વાર વાંચી શકાયો નહિ. તે પત્ર ફેંકી દઇ ઉઠીને ઉભો થયો. ક્ષોભ, ધિક્કાર અને અનુતાપથી તેનું હૃદય સળગી ઉઠયું. તેણે કહ્યુંઃ—"રમેશરાય, હું હવે વધારે કાંઇ પણ જોવા ઇચ્છતો નથી. બસ, હું હવે અહીંથી ચાલ્યો જાઉં છું."

રમેશે પૂછ્યું:—"ક્યાં ચાલ્યા જાઓ છો?"

નિર્મળે જવાબ આપ્યો:—"વિજયા પાસે."

રમેશે કહ્યું:—"જરા સબુર કરો. હજી મેં તમને એક ખાસ જરૂરની વાત કહી નથી."

નિર્મળે પૂછ્યું:—"કયી વાત?"

રમેશે ઉત્તર આપ્યો:—"વિજુ આ સંસારમાં અત્યારે વિદ્યમાન નથી. તે સ્વર્ગનું પુષ્પ સ્વર્ગમાં ચાલ્યું ગયું છે. તે ધર્મમયી ધર્મનાં રાજ્યમાં ચાલી ગઇ છે."

નિર્મળ રમેશની વાતને બરાબર સમજી શક્યો નહિ. ફક્ત છેવટના શબ્દોનો પ્રતિધ્વનિ તેને સંભળાયો કે:—"સ્વર્ગમાં ગઇ છે!" તે સાંભળી તેણે અત્યંત આશ્ચર્યાન્વિત થઇને પૂછ્યું:—"ત્યારે શું વિજયા સ્વર્ગમાં ચાલી ગઇ છે."

રમેશે કહ્યું:—"હા, સ્વર્ગમાં ગઇ છે; ધર્મની રક્ષા માટે જળમાં ડુબી મરી છે. ભગવતી ભાગીરથીના ઉંડા-અતિ ઉંડા જળમાં તેણે સદાને માટે સમાધિ લીધી છે."

નિર્મળે પૂછ્યું:—"ડુબી મરી છે! ખોટી વાત. તે મને કહ્યા વિના, મને જણાવ્યા વિના કદાપિ મરે જ નહિ. મારો વિશ્વાસઘાત કરી તે કદાપિ જળસમાધિ કરે જ નહિ."

રમેશે કહ્યું:—"તે બિચારીને કહેવા કારવવાનો વખત મળે ત્યારે તમને કહેવા આવે? નિર્મળ, વિજુને એવો કોઇ સમય જ મળ્યો નહોતો."

નિર્મળે કહ્યું:—"રમેશ બાબૂ! તમે નિશ્ચયપૂર્વક માની લેજો કે, વિજુ હજુ સુધી મરી નથી; તેણે જળસમાધિ લીધી નથી. તે મરી શકે તેમ નથી. જો તમે તેના મરણની વાત કહેતા હો તો, હું તેને તદ્દન અસંભવિત જ માનું છું. સ્વર્ગનું પારિજાત પૂર્ણ વિકસિત થયા પહેલાં શા અપરાધથી સુકાઇ જાય વારૂ? અપરાધી હું છું, છતાં તે શા માટે મરે?"

રમેશે કહ્યું:—"અપરાધ તમારો છે-હજારોવાર તમારો છે. તમે તમારી મૂર્ખતાથી જ આજે વિજયાને ગુમાવી છે; દેવબાલા તુલ્ય ગૃહિણીને તરછોડવામાં તમે જે ભયંકર ભૂલ કરી છે, તે ભૂલનું જ તમોને આવું વિષમ પરિણામ મળ્યું છે."

નિર્મળે કહ્યું:—" ક્ષમા કરો, રમેશ બાબૂ ! મારા ભીષણ અપરાધોની ક્ષમા કરો. પણ પ્રથમ મને વિજયાનો પત્તો મેળવી આવવા દો. તેને મેળવ્યા પછી તમે મને જે કાંઇ સજા કરશો તેને હું આનંદપૂર્વક ભોગવી લઇશ. આ અપરાધનું ફળ મને કાંઇ જેવું તેવું ભયંકર મળ્યું નથી. વિજુના જવાથી મારા કાળજાના ચૂરેચૂરા થઇ ગયા છે."

આ સમયે દીવાને ગભરાટથી તે ઓરડામાં પ્રવેશ કર્યો અને વ્યાકુળતાથી તેણે કહ્યું કે:—" બાબૂ સાહેબ ! અત્યારે એક ઘણાજ આનંદના સમાચાર મળ્યા છે."

રમેશે પૂછ્યું:—" દીવાન, હવે આનંદના શા સમાચાર મળવાના હતા ? સુખ સાથેનો મારો સઘળો સંબંધ તૂટી ગયો છે. સ્નેહમયી ભગિનીની સાથે મારો આનંદ અને આરામ પણ નષ્ટ થયાં છે. મારા હૃદયમાં હવે સુખ અને સંતોષની એક પણ આશા અવશિષ્ટ રહી નથી."

દીવાને કહ્યું:—" વિજુ બહેનના શરીરની તપાસ કરવા માટે ગંગાના બન્ને કિનારા પર કેટલાંક માણસોને મેં મોકલી આપ્યાં હતાં. તેમાંનાં કેટલાંક માણસો નૌકા માર્ગે ગયાં હતાં, અને કેટલાંક પગ રસ્તે ગયાં હતાં, જેઓ પગ રસ્તે ગયાં હતાં, તેમાંના એક જણે આવીને મને ખબર આપી છે કે—"

રમેશ એકદમ ગભરાઇને વચ્ચમાં જ બોલી ઊઠયો:–" શું–શું ખબર મળી છે ?

દીવાને કહ્યું:—" મેં જે કાંઇ સાંભળ્યું છે, તે પરથી મારા મનમાં એક આશાનો ઉદય થયો છે કે, વિજયા બહેન હજી જીવતાંજ છે. છતાં પણ તેઓ કયાં, કયા દેશમાં અને કયી સ્થિતિમાં છે, તે સંબંધી હું કશું પણ જાણી શકયો નથી."

આ સાંભળીને નિર્મળ બોલી ઊઠયો:—" કેમ સાંભળ્યુંને રમેશ બાબૂ ! વિજયાની પરમ કૃપાળુ પરમાત્માએ રક્ષા કરી છે. બસ હવે હું તેની શોધ માટે અહીંથી બહાર નીકળી પડું છું. આ વિશ્વસંસારના કોઇ પણ પ્રદેશમાં અથવા તો નદીના વહેનમાં, સમુદ્રના ગર્ભમાં, વસુંધરાના ખૂણા ખોચરામાં જે કોઇ સ્થળે મારી વિજયા છૂપાઇ હશે, ત્યાંથી હું તેને શોધી લાવીશ. તેમ છતાં પણ જો હું તેને નહિ મેળવી શકું તો, પછી રમેશ બાબૂ ! તમે મારી

માતાની સંભાળ રાખજો, તેને કોઇ પણ રીતે દુઃખી થવા દેશો નહિ. જો મને મારી વિજયા નહિ મળે, તો હું પણ તેની પેઠે જ આ સંસારમાંથી અદૃશ્ય થઇશ. મારી સ્મૃતિનો સદાને માટે લોપ કરાવીશ. પ્રથમ તો તેને માટે વનેવનમાં ભટકીશ, પહાડી પ્રદેશોમાં રખડીશ, વનના વૃક્ષોને મારી વિજુના સમાચાર પૂછીશ, તે કહેશે ત્યાં ભટકતો ફરીશ. સરિતાના જળમાં, સમુદ્રના વિશાળ જળભંડારમાં પડીને પણ હું તેનો પત્તો મેળવીશ."

હજી છેલ્લું વાક્ય પૂરૂં થતાં ન થતાંની સાથે નિર્મળ અદૃશ્ય થયો. થોડીવારમાં રમેશ પણ વિજયાની શોધ કરવા માટે ઘોડાપર બેસીને ઘરબહાર નીકળી પડયો.



## ષષ્ઠ પરિચ્છેદ

### અદ્ભુત રક્ષા

" ધર્મી નિત્ય કિશોર, બાપુ, અદ્ભુત અગમ અપાર;
સત્ચિત્ આનંદ અમિત છે, ક્રીડત સબ સંસાર;
આદિ પુરુષ અવતારી જો, શેષશાયી બપુ ધારી;
સો જનહિત અવતાર ધરી, ભુવકો ભાર ઉતારી.

અજગરકો અનાયાસ આહાર દેત હેં દયાલ;
શૃંગિશૃંગ દ્રુમજ પોષેં, એસી જાહે મ્હેર હેં;
ઉદ્યમ તેં આજ લીયો, હોતહી પયપાન દિયો;
બિનું માર્ગે જાને દોષ દેખ નહિં જહર હેં;
વ્યાધકો સ્વદેહ સ્વર્ગ, પૂતનાકો અંસુગતિ;
તિન હૂ પેં દયા દેખો કિયો જાને કહેર હેં.
વિશ્વકું ભરત દયા નાથ નામ વિશ્વંભર;
બિસરેંગે તો કું એક, તોપેં કાબેર હે ?"

**દયારામ.**

જે કિનારાપરથી વિજુ કૂદી પડી હતી, તે સ્થળે ગંગાનું જળ ઘણું જ ઉંડું હતું. નિરંતર ઉંચા કિનારા નીચે જળનો પ્રવાહ કાંઇક પ્રબળ હોય છે અને ત્યાંનું જળ પણ ઘણુંજ બહોળું

હોય છે. આ સ્થળે પણ તેમજ હતું. ઉંચેથી વેગપૂર્વક ઉંડા પાણીમાં પડીને વિજુ છેક ભોંય તળીયે જઇ પહોંચી. ભોંય તળીયે પહોંચીને પાણીની સપાટીપર તણાઇ આવતાં પહેલાં પ્રવાહની પ્રબળતાથી વિજુનો દેહ સહજ દૂર ચાલ્યો ગયો. જ્યારે વિજુએ માટીમાં ઉભી રહીને માથું નમાવ્યું, ત્યારે તેના માથામાં એક આઘાત થયો. તેણે સહજ સરી જઇને ફરીવાર માથું નમાવ્યું, એ વખતે તેને કશી પણ ઇજા થઇ નહિ.

વિજુએ માથું ઉંચું કરીને જોયું, તો તેના માથાપર એક ઉંચો પર્વત થાંભલા વગરના વરંડાની પેઠે ઝૂકેલો જણાયો. પહાડની નીચેના પ્રદેશમાં પ્રવાહની અવિરામ પ્રબળતાથી મૃતિકાના ઢગલાનો ક્ષય થઇને એક પ્રકારની ગુહા બની ગઇ હતી. તે ગુહામાં વિજુ-ગળા સૂધી ડૂબીને બેઠી. ઉપરથી તેને કોઇ પણ મનુષ્ય જોઇ શકે, તેવી કશી સંભાવનાજ નહોતી.

આવી સ્થિતિમાં વિજુ ઘણીવાર સૂધી બેસી રહી. ધીમે ધીમે થાક અને ઠંડીથી તેનું શરીર અવસન્ન થવા લાગ્યું, ત્યારે તેણે વિચાર્યું કે:—"બસ હવે આ બધું દુઃખ મારાથી સ્હેવાશે નહિ, હવે તો હું નક્કી મરી જઇશ." વળી પાછો તેના મનમાં વિચાર આવ્યો કે;—"ના, આત્મહત્યા તો નહિ કરૂં. આત્મઘાત કરવો એ મહાપાપ છે. પાપની વાતનો પૂર્વે કદાપિ વિચાર પણ કર્યો નથી, અરે તે વાતને હું બિલ્કુલ સમજી નથી. પણ હવે મને તે બધી વાતો બરાબર સમજાઇ ગઇ છે. જ્યારે જીવમાત્રનો નાશ કરવામાં મહા ઘોર પાતક સમાયલું છે, ત્યારે આત્મનાશ કરવાથી તે પાપનો સંચાર થાય તો તેમાં શી નવાઇ છે?"

આત્મહત્યા એ મહાપાપ છે, એવો વિજુએ દૃઢ નિશ્ચય કર્યો. ત્યાર પછી તેણે પુનઃ વિચાર્યું કે:-"ત્યારે હવે હું શું કરૂં? ક્યાં જાઉં? ક્યાં જઇને આશ્રય લઉં? ભાઇ પાસે જઇ શકું તેમ છું, પરંતુ ત્યાં શી રીતે જાઉં? હારાણ શું હજી સૂધી ઉપર જ હશે? હા. નિશ્ચય હશે. તે જળ અને સ્થળ આદિ સર્વ સ્થળે બરાબર કાળજી પૂર્વક મને શોધતો હશે. ભાગ્યના દોષથી શત્રુ પણ આવો પ્રબળ કેમ મળ્યો છે? હા, ભગવાન! શું તું છેવટે આત્મહત્યા કરાવ્યા સિવાય મારો છૂટકો નહિ જ કરે?"

"બસ, ત્યારે હવે હું જાઉં છું. પરમાત્માના પ્રેમમય રાજ્યમાં ચાલી જાઉં છું. પણ મારા જવાથી મારા પ્રિયતમની દશા શી થશે? મારા મરણના સમાચાર તેમને કોણ પહોંચાડશે?"

આમ કહ્યા પછી વિજુએ પુનઃ પોતાના દુઃખી હૃદયના ઉભરાઓ બહાર કાઢવા માંડયાઃ—

" કોઇ જાજો એ હંસાના માનસની પાસ;
કોઇ કહેજો આ બાળાના અંતરની આશ;—કોઇ.
તારી હંસીના હૈયામાં બળતા અંગાર;
એની આંખલડી છલકાતી આંસૂ ચોધાર;
ભાળ લેજો હો રાજ ત્યાગી સરવરનો વાસ;—કોઇ.
ઘોર રાતલડી સરખો આ ભાસે સંસાર;
માંહી દુઃખડાંની વીજલડી કરતી ચમકાર;
પૂર્ણ કરજે હો રાજ ! તારા પ્રેમની આશ.—કોઇ.*

પણ હાય ! આ દુઃખી બાલાના આ સંવાદ તેના પતિને કોણ સંભળાવશે ? જો આ સમાચાર તેમને મળે તો તેઓ તરતજ અહીં આવી મારો ઉદ્ધાર કરે તેમ છે. પરંતુ તેવો સંદેશ આપનાર પણ કોઇ રહ્યું નથી. સંસારના આ એક અતિ ગહન અને ગુપ્ત સ્થાનમાંથી પરમાત્મા સિવાય બીજું કોઇ પણ મારા હૃદયવલ્લભને આ સંવાદ પહોંચાડે તેમ નથી. ત્યારે શું હવે મારે અનેક આશાઓને આ ભગવતી ભાગીરથીના ઉંડા જળમાં પધરાવીને આ સંસારમાંથી વિમુખ થવું પડશે. હા, તેમ કરવામાં મને કશો વાંધો નથી. પણ મારા જવાના—મરવાના સમાચાર સાંભળતાં જો મારા પ્રાણવલ્લભના હૃદયમાં પોતાના કરેલા કાર્યનો પશ્ચાતાપ પ્રજળી ઊઠશે, તો તેઓ પણ ઝૂરી ઝૂરીને મરશે અને તેમના મરણનું પાપ મારા પર આવી પડશે. હું એક સાથે બે હત્યાઓને આપી શકીશ નહિ. અરે ! મારે તે પાપના યોગે ભયંકર યંત્રણા અથવા પીડા ભોગવવી પડશે. "

આ પ્રમાણે અનેક વિચારો કરવા છતાં વિજુ કોઇ પણ પ્રકારનો એક ઉપાય નક્કી કરી શકી નહિ. વખત ધીમે ધીમે વધવા લાગ્યો. ભૂખ, તરસ અને થાકથી શિથિલ થયેલી વિજયાએ પ્રાર્થના કરવા માંડીઃ—" ભગવાન્, સંસારની સર્વ મોહમયી વાસનાઓ તથા માયાવી સુખદુઃખોને વિસરી સંસારના આ એક અતિ એકાંત અને નિર્જન સ્થાનમાં આવી પહોંચી છું. અહીં કારસ્થાની, પ્રપંચી કે કપટી મનુષ્યના સંચારની સંભાવના નથી. પાપ પણ પ્રવેશ કરી શકે તેમ નથી. આવા પુણ્ય સ્થાનમાં અથવા તારા પ્રેમમય રા-

* કવિ પ્રભુલાલ.

જયના દ્વારમાં હું આજે આવી ઉભી છું. આજ સુધી તને બોલાવ્યો નથી, તારૂં સ્મરણ કર્યું નથી, તારી પવિત્ર પ્રતિમાનું ધ્યાન ધર્યું નથી, તારા અનંત ઉપકારોને સંભાર્યા નથી અને તારી પ્રાર્થના પણ કરી નથી. અરેરે તેવો કોઇ અવસર પણ મને મળ્યો નથી. સંસારમાં રહીને કેવળ પતિને-સ્વામીને પરમાત્મા તુલ્ય માન્યા છે, નેત્રના તારા ગણીને સેવ્યા છે, રાત્રિ દિવસ તેમની પૂજા કરી છે. પતિને જ તારૂં સ્થાન આપીને વિશ્વનૌકાના કર્ણધાર માન્યા છે. પરમાત્મન્ પતિની જ પ્રભુ તરીકે સેવા છે. તેમના મન, વચન, કર્મ અને કાયાથી પૂજા કરી છે. તારૂં સ્થાન તેમનેજ આપ્યું છે. એ સિવાય જગત્ના કોઇપણ પદાર્થમાં મેં આસક્તિ કરી નથી. પતિ વિના વિશ્વના કોઇ મોહમય પદાર્થને પ્રાપ્ત કરવાની ઇચ્છા પણ કરી નથી. નારાયણ! હો મધુ સૂદન! આજે જે વિશ્વાસ લઇને હું તારી પાસે આવી છું, તે વિશ્વાસ, તે ભક્તિ, પ્રભુ જોજે કે કદાચ વિનિષ્ટ ન થઇ જાય. આ અબળા પરથી તારો અનુરાગ ઘટી ન જાય."

ઇશ્વર-પ્રાર્થનાના ઉદ્દેશથી તેની આંખમાંથી આંસુની અવિરલ ધારા વહેવા લાગી. તે દ્વારા તેના ગાલ અને છાતીને તરબોળ કરવા છતાં પણ ન અટકી શકવાથી છેવટે ભાગીરથી માતાના જળ ભેળી ભળી જઇને પ્રબળ પ્રવાહમાં વહેવા લાગી; અનંતદેવના ચરણોનું પ્રક્ષાલન કરવાના ઉદ્દેશથી દોડવા માંડી. આંખોનાં આંસુ લૂછ્યા વિના જ રડતી રડતી હાથ જોડી આકાશ તરફ જોઇ વિજુએ પૂછ્યું:-" હે દયામય અનંત વ્યાપી ભગવાન્! આ દીનહીન અપરાધવિહીન બાલિકાને તું અત્યારે કયા અપરાધની સજા આપી રહ્યો છે? કયા દોષની આવી કઠિન શિક્ષા કરી રહ્યો છે? કયા પાપથી આવા બાલિકા વયમાં આટલી બધી અસહ્ય પીડા કરી રહ્યો છે? હે આકાશ દેવતા, જો અત્યાર સુધીમાં મેં કોઇ પણ પ્રકારનું મન, વચન કે કર્મથી કોઇનું અહિત ઇચ્છયું હોય તો આવો, આવો, સત્વર મારાપર તૂટી પડો, મને કચડી નાખો. હે વાયુ દેવતા! જો મેં મારા પતિ વિના અન્ય કોઇ પણ પુરુષની કુકામના કરી હોય તો તમે તમારા પ્રબળ વેગમાં મને તાણી જાઓ, વિશાળ વારિધિના ભયંકર આગારમાં ઘસડી જાઓ. હે અગ્નિ નારાયણ! જો મેં કદાપિ ઇશ્વરીય નિયમોનું ઉલ્લંઘન કરી પાપમાર્ગમાં પદાર્પણ કર્યું હોય, તો આવો, મને બાળીને ભસ્મીભૂત બનાવી દો. હે જાન્હવી માતા! જો મારા હૃદયમાં હિંસા, લાલસા, અપવિત્રતાનો કદાપિ સંચાર થયો

હોય તો તમે પણ તમારા પ્રબળ પ્રવાહમાં મને એકદમ ઘસડી જાઓ. વારિધિના ભયંકર જળમાં નાખીને મને મારી નાખો.”

માથાપર ગર્જના કરતું, વાદળાંથી ઢંકાયલું આકાશ, નીચે કલકલ શબ્દનો ધ્વનિ કરતી, તરંગોને ઉછાળાવતી ભગવતી ભાગીરથી, વચમાં અદૃશ્ય અથવા ભયંકર નાદ કરતો પ્રબળ વાયુ, આદિ સર્વને જોઇને વિજુ કંપવા લાગી. વાયુના તે ભયંકર નાદમાં વચારો કરીને વિજુ કરૂણ કંઠ તેમજ અસ્પષ્ટ સ્વરથી બોલીઃ-“હે અનાથનાથ ! દીનબંધુ, કૃષ્ણ ગોપાલ ! હું કયા અપરાધથી આ બાલિકા વયમાં આટલી બધી પીડા ભોગવી રહી છું, પ્રભુ !” પંચભૂતમાં એ ક્ષીણ કંઠ મળી જવાથી અચંબો ઉપજાવે એવો એક ભયંકર પ્રતિધ્વનિ થયો. વિજુએ સાંભળ્યું કે જળ, સ્થળ અને વ્યોમને વિદીર્ણ કરીને ભૈરવના જેવા ભીષણ નિનાદથી જાણે કોઇ ઉત્તર આપી રહ્યું છેઃ-“પાપિષ્ટા ! સ્વામી પ્રતિના વિશ્વાસને તેં ગુમાવ્યો છે, તેનો વિશ્વાસઘાત કરી આવી છે; છતાં પણ આવો વિલક્ષણ પ્રશ્ન પૂછે છે કે; કયા અપરાધથી હું આટલી બધી પીડા ભોગવી રહી છું ?”

વિજુ કંપી ઉઠી. આ વાત તો પ્રથમ વિજુના મનમાં આવી નહોતી. વિજુએ હાથ જોડી આકાશ તરફ જોઇ પુન કહ્યુંઃ-“ભૂખ અને ઠંડીથી મારૂં શરીર અવસન્ન થવા આવ્યું છે, હવે વધારે વાર હું જીવીશ નહિ; માટે કૃપા કરી મારા એક પ્રશ્નનું ઉત્તર આપો. પ્રભુ, એક વાર્ત્તા મને સમજાવી દો, દયામય ! કહો નારાયણ ! જેઓ વિશ્વાસઘાતક છે, તેમનો વિશ્વાસ પણ મારે કરવો જોઇએ ખરો કે ?”

પંચભૂતને વિદીર્ણ કરીને પુનઃ સ્પષ્ટ ભાષામાં ઉત્તર આવ્યું કેઃ-“વિશ્વાસઘાતકનો ન્યાય આપનાર ભગવાન છે, તું નથી; તારા કર્ત્તવ્યના પથથી, ધર્મમાર્ગથી શા માટે પાછી હઠે છે ? તારા પાતિવ્રતને શા માટે કલંકિત કરે છે ?”

ઉત્તર સાંભળીને વિજુના પ્રાણ કંપી ઉઠ્યા. તે સમયે તેનામાં બેસવાની અથવા તો ઉભવાની શક્તિ પણ ન રહી, તેનું માથું ઘુમવા લાગ્યું. સમસ્ત શરીર લગભગ અવસન્ન તે બહુજ ધીમા અવાજથી બોલીઃ-“હવે હું સમજી શકી છું કે, હું મહા પાપિષ્ટા છું. એ પાપમાંથી મુક્ત થવાનો અન્ય કોઇ પણ ઉપાય જ નથી, નારાયણ?”

“છે.”

"શો ઉપાય છે વારૂ ?"

"પ્રાયશ્ચિત."

"પ્રાયશ્ચિત શું ? મૃત્યુ ?"

"ના."

"ત્યારે શું ?"

"રૂદન."

વિજુએ પુંનઃ પૂછ્યું:–"હે દયામય, હું હવે તેમને ફરીવાર મેળવી શકીશ ખરી કે ?"

આ સમયે વિજુને કશો પણ જવાબ મળ્યો નહિ. તેણે પુનઃ મંદસ્વરથી પૂછ્યું:–"મારા સ્વામીને હું કયારે અને કેવી રીતે મેળવી શકીશ, પરમાત્મન્ ?"

એ મંદસ્વર વાયુના તરંગો સાથે મળીને કયાંયનો કયાંય તણાઇ ગયો, ફરીવાર તેનો પ્રતિધ્વનિ પણ ન થયો; કશું ઉત્તર પણ ન મળ્યું. ઉત્તરની અપેક્ષામાં વિજુ કરુણાપૂર્વક આકાશ તરફ જોતી બેસી રહી. જોઇ જોઇને તેની આંખો ફાટી જવા લાગી. છેવટે શીતળતા અને દુર્બળતાથી અવસન્ન થઇ જવાથી વિજુના હાથ પગ શિથિલ થઇ ગયા. તેનો ચેતનહીન દેહ ગંગાના પ્રવાહમાં તણાતો ચાલવા લાગ્યો.



## સપ્તમ પરિચ્છેદ

### સુખદુઃખના સંધિમાં !

" અજબ છે રંગ આલમના, ભર્યો છે સ્વાર્થ સંસારે;
હૃદય શું ધૈર્ય તે ધારે, સમય પલટાય છે જ્યારે;
કરે સારે સમય સેવા, સગાં સ્નેહી ત્રીયા ભ્રાતા;
સહુએ શત્રુતા ધારે, સમય પલટાય છે જ્યારે.
ઘડી વીતી વડાઇની, પછી પ્રીતો સગાઇની;
ન રાખે કોઈ પણ ક્યારે, સમય પલટાય છે જ્યારે;
નથી બળવાન પ્રાણી તું, સમય બળવાન જાણી તું;
શરણ લે ચક્રપાણીનું, સમય પલટાય છે જ્યારે. "

કવિશ્રી પ્રભુલાલ દયારામ.

વિજુ ગંગાના પ્રવાહમાં તણાઇ ગઇ એ ખરૂં, પરંતુ તે મરી નહિ. તેના તણાતા શરીરે એક વૃદ્ધ ખારવા અથવા ખલાસીની નજર ખેંચી. તે એ તણાતા શરીરને જોતાંની સાથે જ જળમાં કૂદી પડી વિજુને હોડીમાં લઇ આવ્યો. વરસાદથી ભિંજાયલા મલ્લિકાના પુષ્પના જેવું વિજુનું મુખ જોઇને ખલાસી ભક્તિથી ગદ્‌ગદિત થયો. તેણે વિચાર્યું કે, કદાચ સાક્ષાત્ ગંગા દેવીજ હશે. ત્યારપછી તે એકદમ પોતાની હોડીને કિનારા પર લાવીને વિજુને પોતાને ઘેર લઇ ગયો. આગના તાપ અને શેકથી તથા દૂધ પાવાથી કેટલીક વારે વિજુને ચેતન આવ્યું.

ખલાસી અને તેની પત્ની નિત્ય પ્રભાતમાં ઉઠીને વિજુને પ્રણામ કરતાં. વિજુએ એક દિવસ ખલાસણને પૂછ્યું કેઃ-" મને તમે લોકો શા માટે પ્રણામ કરો છો ? હું તો બ્રાહ્મણની કન્યા નથી, તેમજ કોઇ દેવી કે અપ્સરા પણ નથી. "

ખલાસણે ઉત્તર આપ્યું:-" અમે તો તમને દેવી માનીને જ પ્રણામ કરીએ છીએ. "

વિજુએ ધાર્યું કે, એ પ્રણામ પોતાને નહિ, પણ પોતાના અનુપમ રૂપને કરે છે. સંસારમાં જેને રૂપ છે, તે જ દેવતા ગણાય છે, જેને ધન છે તે જ સમાજના નેતા મનાય છે. રૂપના ચરણોમાં પડીને લોકો તેની પૂજા કરે છે અને ધન દરિદ્રતું દલન કરી આત્મ-

પ્રસાદ પ્રાપ્ત કરે છે. તે રૂપના યોગે કેટલાક મનુષ્યો વંશની મર્યાદાને પણ ભૂલી જાય છે.

વિજ્જુ જ્યારે કાંઇક સાજી સારી થઇ ફરવા લાગી, ત્યારે તેને ખલાસીને ત્યાંથી ચાલ્યા જવાની ઇચ્છા થઇ આવી. ત્યાંથી ક્યાં જવું અને શું કરવું? એનો વિજ્જુએ પ્રથમથીજ નિશ્ચય કરી રાખ્યો હતો.

વિજ્જુ છેક દુબળી થઇ ગઇ હતી. તેનામાં ચાલવાની શક્તિ રહી નહોતી, છતાં પણ તે ધીમે ધીમે રસ્તો કાપતી વધૂગ્રામ તરફ ચાલવા લાગી. વધૂગ્રામ અત્યારે તેને માટે તીર્થ સ્થળ સમાન થઇ પડયું હતું. તે પુણ્યમય ધામમાં પાપનું પ્રાયશ્ચિત કરવા માટે વિજ્જુ માર્ગ કાપતી ચાલવા લાગી. તેના જે કુસુમને પણ લજ્જાવે તેવા કોમળ ચરણો લોહીના જેવા રંગથી રંગાઇને મર્મર પત્થરના બનાવેલા ઓરડાની તળીઆંની શોભામાં વૃદ્ધિ કરતા હતા, આજે તેજ ચરણો કાંકરા, કાંટા અને તણખલાંથી ઘવાઇને લોહીની ધારાઓ વર્ષાવતા જતા હતા, છતાં પણ તે પોતાના પતિને મળવાની અભિલાષાથી તેની કશી પણ દરકાર કર્યા વિના માર્ગ કાપવા લાગી. પદ્મ અથવા કમળમાં છૂપાયલા મધૂના જેવા જે પરસેવાનાં બિન્દુનું મુખપંકજપરથી હરણ કરવાના ઉદ્દેશથી વસંતનો અનિલ અથવા વાયુ દોડાદોડ કરી મૂકતો હતો, તેજ બિન્દુઓ અત્યારે ભાનુના તાપથી સુકાઇ જવા લાગ્યાં. જે કમલના દળને લાંચ્છિત કરે તેવા અંગપર પુષ્પના અલંકારો પણ મલિન ભાસતા હતા, તેજ અંગ આજે મલિન, શુષ્ક અને ધૂળમાં રગદોળાઇ ગયા જેવું થઇ ગયું હતું. વિજ્જુએ કદાપિ માર્ગ કાપ્યો નહોતો, માર્ગનું દુઃખ કદાપિ ભોગવ્યું નહોતું, તેથી જરાક આગળ જતાંની સાથેં જ તે થાકીને બેસી ગઇ. થોડીવાર વિશ્રામ લઇ એકદમ ઉઠીને પુનઃ રસ્તો કાપવા લાગી.

જે રસ્તાને લોકો એક દિવસમાં કાપી શકતા હતા, તેજ રસ્તે ચાલતાં વિજ્જુના પાંચ દિવસ વીતી ગયા. જે માર્ગે ભૂતના ભયથી લોકો એકલા ચાલતા નહોતા, તેજ માર્ગે વિજ્જુ એકલી રાત્રિના અંધકારમાં પણ ચાલવા લાગી. જે જંગલમાં લોકો લૂટારાના ભયથી દિવસે પ્રવેશ કરતા નહોતા, તેજ જંગલમાં વિજ્જુએ ભયશૂન્ય હૃદયથી રાત્રિ વીતાડી. જે પ્રકાશને વિજ્જુએ જોયો હતો, તેજ પ્રકાશને હૃદયમાં ધારણ કરીને તે અત્યારે ભયની ભાવનાનો ત્યાગ કરીને બેધડક ચાલી જતી હતી.

વિજ્જુને દિવસે માર્ગ કાપતાં ઘણો જ ત્રાસ પડતો હતો. કારણ કે, તેને રસ્તામાં એકલી જતી જોઇને જે કોઇ સ્હામું મળે તે બે ચાર વાતો સંભળાવે તેવો સંભવ હતો. પુરાણા વિચારના જે કોઇ મળે તેઓ વિના ભાગ્યે ગળે ફાંસો ખાઇને મરવાનો ઉપદેશ આપે તેવો સંભવ હતો. પ્રૌઢ વયનાં મનુષ્યો મળે તો મશ્કરી કરે, યુવતીઓ મળે તો હસે અને યુવકો મળે તો પીછો પકડે એવો ભય રહ્યા કરતો હતો. આ બધી બાબતોનો વિચાર કરીને વિજ્જુએ દિવસે ચાલવાનું માંડી વાળ્યું. કોઇ પણ દેવમંદિર અથવા કોઇ પણ ગૃહસ્થને ત્યાં વિજ્જુ દિવસે આશ્રય લેતી અને તે સાથે રસ્તો પણ જાણી લેતી; તથા સંધ્યા થતાંની સાથે જ રસ્તે ચાલવા માંડતી. તે સમયે ગમે તેટલો વરસાદ વરસે, ગમે તેવો પવન ફૂંકાય, તો પણ વિજ્જુ તેની કશી પણ દરકાર રાખ્યા વિના નિશ્ચિંતતાથી રસ્તો કાપ્યા કરતી. તેના મનમાં ભયનો લેશ માત્ર પણ સંચાર થવા દેતી નહિ.

વિજ્જુ નૌકામાં બેસીને શા માટે ન ગઇ? તે પોતાનું કંકણ વેચીને ખલાસીઓને ભાડું આપી શકે તેમ હતી. પરંતુ વિજ્જુએ તેમ કર્યું નહિ; તે પગ રસ્તે જ ચાલતી થઇ. તેણે વિચાર્યું કે, તીર્થના અભિલાષીઓએ તો પગે ચાલીને જ જવું જોઇએ; કારણ કે, તે તેને માટે ઘણા જ ગૌરવની વાત ગણાય છે. તે સિવાય બીજી પણ એ એક વાત છે કે, વિજ્જુના મનની ચંચળતા એટલી બધી વધી ગઇ હતી કે, તે કોઇ પણ સ્થળે એક ઘડીવાર પણ જંપીને બેસી શકતી નહોતી. તેના હૃદયમાં જાણે એક પ્રકારનો અગ્નિ સળગી રહ્યો હતો, તે અગ્નિદાહથી જ, તેની જ્વાળાથી જ અસ્થિર થઇને વિજ્જુ દુર્બળ તથા અવસન્ન દેહને લઇને ભટકતી ફરતી હતી. રસ્તે ચાલવાથી તે જ્વાળા કાંઇક ઓછી થઇ શકે તેમ હતી, પરંતુ સ્થિર થઇને બેસવાથી તે દાહ વધી જાય તેવો સંભવ હતો.

ગોપાળપૂરના નામના કોઇ એક ગામમાં આવીને વિજ્જુ ઘણી જ થાકી ગઇ. તેણે વિચાર્યું કે તે સ્થળે જ બેચાર દિવસ રોકાયા પછી વધુગ્રામ તરફ આગળ વધીશ. પરંતુ જેવી સાંઝ થવા આવી કે, વિજ્જુ પાછી સ્થિર રહી શકી નહિ. દીવાનાની પેઠે ઉઠીને ઉભી થઇ. તેણે વિચાર્યું કે;-"ના, ના, હવે કયાંય પણ થોભીશ નહિ, ત્યાં જઇને જ તેમના ચરણમાં આ બોજો ઉતાર્યા પછી સુખેથી આરામ લઇશ. અહીં અટકવાની ઇચ્છા કરવા છતાં પણ શું હું ઉભી રહી

શકીશ ખરી કે? ના, મારી શક્તિ શી? તે જાણે મારા વાળ પકડીને આગળ ઘસડી જાય છે."

મસ્તકપર આવી પડેલા ચિન્તારૂપ બોજાને ઉતારવા માટે વિજુ દોડવા લાગી. દિવસપર દિવસો કાપવા લાગી. ધીમેધીમે વિજુ વધુગ્રામ પાસે જઇ પહોંચી. એક દિવસ સાંઝે નદીના કિનારાપરનો માર્ગ કાપતી તે ચાલી જતી હતી. લજ્જા અને ભયથી મુક્ત થયેલા અને ચિન્તાથી શૂન્ય બનેલા પોતાના મનશ્ચક્ષુ સમક્ષ માત્ર એક જ વસ્તુનું ધ્યાન ધરી પોતે પકડેલા માર્ગે ચાલી જતી. પરંતુ વિજુ છેવટે થાકી ગઇ છેક દુર્બળ બની ગઇ; તેનામાં હવે ચાલવાની શક્તિ રહી નહિ. ધૂળ અને કાદવ કીચડવાળા રસ્તામાં જ વિજુ સૂઇ ગઇ. તેણે સૂતાં સૂતાં જ આકાશ ભણી દૃષ્ટિ કરી હાથ જોડીને કહ્યું:—
"ક્યાં છો મારા પ્રભુ! ક્યાં છો? આવો એક વાર આવો, આ દીન દુહિતાને દર્શન આપો. તમને મળવાની આશાથી, તમને હૃદયની વાત કહેવાની આશાથી દોડી આવી છું. આ સ્થળે જ—મારી તીર્થયાત્રાના માર્ગમાં જ હું ધારૂં છું કે, મારા જીવનનું અવસાન થશે!" વિજુનો કંઠ રૂંધાઇ જવા આવ્યો; તેની આંખોમાંથી આંસૂની અવિરલ ધારાઓ વહેવા લાગી.

આ સમયે એકાએક મનુષ્યનો અવાજ તેના કાને સંભળાયો. વિજુ એ સાંભળી વીજળીના વેગે ઉઠીને ઉભી થઇ. તેના શરીરમાં જાણે નવીન શક્તિનો સંચાર થયો. તે એકદમ ઉઠીને ઉતાવળી ચાલવા લાગી. ત્યાર પછી પ્રથમ સાંભળેલો અવાજ તેને વિશેષ સ્પષ્ટતાથી સંભળાવા લાગ્યો. તે અવાજ વિજુનો જાણીતો હોવાથી તે ક્ષણવારમાં જ તેને ઓળખી ગઇ. પરંતુ તે અવાજ સાંભળતાંની સાથે જ વિજુનું આખું શરીર થરથર કંપી ગયું. વિજુ ગભરાઇને નીચે બેસી ગઇ.

## અષ્ટમ પરિચ્છેદ

### પ્રેમીજનોનું મિલન

"શૂન્ય જણાતા આ બ્રહ્માંડે બ્રહ્મ રૂપ એ ધરનારો;
આત્મતણા પ્રતિબિંબ પ્રમાણે અણુ અણુમાં ફરનારો;
આ જડ તનનું ચેતન એ ધારૂં આવાં લાખો તનડાંઓ વારૂં;
તો પણ તેને તુલ્ય ન આવું એવો વિશ્વંભર મારો;
હંસ હંસણી જોડયાં ફિરતારે માનસરૂપી સરમાં સંસારે;
હંસ જતાં પણ હંસ ન છોડું એ છે લોચનનો તારો."

**માયાવીવીરનાટક.**

નિર્મળ ગંગાનો કિનારો પકડી અશાન્ત હૃદયથી પગ રસ્તે ચાલવા માંડયો હતો. તેની સાથે નોકર ચાકર, પૈસા કે અન્ન આહાર આદિ કાંઇ પણ નહોતું. નિઃસહાય, નિરાધાર અને અનુતાપથી બળેલા હૃદયવાળો રડતો નિર્મળકુમાર વિજ્જુની શોધમાં આષાઢ શ્રાવણની વારિધારાને મસ્તકપર ધારણ કરી, કાંટાથી છવાયલા જંગલને વીંધીને વ્યાકુળ હૃદયથી દોડી નીકળ્યો હતો.

બે દિવસ, ચાર દિવસ અને એવી જ રીતે ઘણા દિવસો માર્ગમાં ને માર્ગમાં જ વીતી ગયા, છતાં નિર્મળને તેની કશી ખબર જ પડી નહિ. કોઇ દિવસ તે આહાર કરતો તો કોઇ દિવસ ભૂખ્યો પણ રહી જતો. કોઇ રાત્રે લોકોના સમુદાયમાં આશ્રય લેતો, તો કોઇ રાત્રે વૃક્ષ તળે જ આશ્રય લઇને પડયો રહેતો. પ્રભાતમાં ઉઠીને નિર્મળ ગામો ગામમાં તપાસ કરતો ભટકતો ફરતો હતો; અને છેક થાકી જવાથી તરતજ આરામ લેતો. કોઇ દયાળુ વ્યક્તિ દયા કરીને તેને અન્ન આપે તોજ તેની ભૂખ ભાંગતી હતી. જો કોઇ આશ્રય આપતું ત્યારે જ તેને આશ્રય મળતો; નહિ તો અનાહારે પાણીથી ભીંજાયલા વૃક્ષનીચે શ્રાવણ માસના વરસાદની ધારાને માથાપર ધારણ કરતાં જ તેને પડયું રહેવું પડતું હતું.

નિર્મળના પગમાં પગરખાં નહોતાં, તે ક્યારે કયે સ્થળે ફાટીને ખોવાઇ ગયાં હતાં, તેનું પણ નિર્મળને સ્મરણ નહોતું. શરીરપર પહેરણ કે ખેસ આદિ કાંઇ પણ નહોતું. તે બધું કાંટા સાથે ઘસાઇને ધીમે ધીમે નષ્ટ થઇ ગયું હતું. પોશાકમાં માત્ર એક જ વસ્ત્ર

હતું. અને તે પણ ફાટયું તૂટયું, મલિન અને કાદવથી ખરડાયલું હતું. પગનાં તળીઆં કાંટા કાંકરાથી ધવાઇ ગયાં હતાં, લોહીથી ખરડાઇ ગયાં હતાં. શરીર મલિન અને ધૂળમાં રગદોળાઇ જવા આવ્યું હતું. માથા પરના વાળ પણ રુક્ષ અને કીચડવાળા બની ગયા હતા. આહાર અને નિદ્રા આદિ સર્વનો ત્યાગ કરી, પૂર્ણ આશાને હૃદયમાં ધારણ કરીને નિર્મળ વિજ્જુની શોધમાં લેશ માત્ર પણ આરામ લીધા વિના ચાલી નીકળ્યો.

ઘનઘોર અને ગીચ ઘટાદાર જંગલ જોતાંની સાથે જ નિર્મળ એકદમ તેમાં પ્રવેશ કરતો હતો. તે ધારતો હતો કે, વિજ્જુ એવા કોઇ જંગલમાં જ છૂપાઇ રહી હશે. એવી આશાથી તે જંગલના બધા ખૂણા ખોચરા પણ જોઇ વળતો. તે તપાસ કરવામાં તેનો લગભગ આખો દિવસ વીતી જતો. નિષ્ફળ થવા છતાં પણ નિર્મળ નિરાશ થતો નહોતો. પપૈયાનો આર્તનાદ, કોકિલાનું મૃદુ મંજુલ ગાન સાંભળીને નિર્મળના મનમાં તે વિજ્જુનો કંઠસ્વર હોવાનો ભ્રમ થઇ આવતો હતો. જંગલમાંનાં સૂકાં પત્રોનો મર્મધ્વનિ સાંભળીને વિજ્જુનાં પગલાં હોવાનો તેને સંદેહ થઇ આવતો હતો. કલ્લોલિનીનો કુહૂ કુહૂ ધ્વનિ સાંભળીને નિર્મળ કોઇ કોઇ વેળાએ વિજ્જુના હસવાનો અવાજ ધારીને તે તરફ દોડતો હતો. વરસાદ બંધ રહ્યા પછી વૃક્ષના પાંદડાંપરથી જળ પડતાં વિજ્જુ રડી રહી છે એવી કલ્પના કરીને નિર્મળ કોઇ વાર ભ્રમમાં પડી જતો હતો.

વખતનો હિસાબ રાખ્યા સિવાય, માર્ગ કુમાર્ગનું ધ્યાન રાખ્યા સિવાય અને ખાવાપીવાનું ભાન ભૂલી જઇ નિર્મળ માત્ર એક જ વસ્તુનું ધ્યાન ધરતો ભટકવા લાગ્યો. માર્ગમાં કોઇ પણ મનુષ્યનો મેળાપ થતાં તે પૂછતો કેઃ–"અરે ઓ ભાઇ! આ માર્ગે એક યુવતી જતી જોવામાં આવી છે કે?" જવાબમાં કોઇ કોઇ જણાવતું કેઃ–"ના ભાઇ, અમે તો કોઇને પણ જતું જોયું નથી." આ સાંભળીને નિર્મળ નિરાશ બની જતો. ગામોગામમાં જઇ તે ત્યાંના લોકોને પૂછતો કેઃ–"તમોએ કોઇએ એક સુંદરી કન્યાને આ ગામમાં આવેલી જોઇ છે ખરી કે?" ઉત્તરમાં કોઇ તેની મશ્કરી કરતું તો કોઇ ગાળોના વરસાદ પણ વરસાવતું. આ પ્રમાણે લગભગ એકાદ માસનો અવધિ વીતી ગયો.

એક દિવસ બપોરે નિર્મળકુમાર ગંગાના કિનારપર આવેલા માર્ગે ચાલ્યો જતો હતો. એ સમયે એક પ્રવાસીની સાથે તેનો મેળાપ

થયો. તેની સાથે કેટલીક પૂછપરછ કરવાથી નિર્મળને જણાયું કે, એક અપરિચિતા બાલિકાએ કયાંકથી આવીને ગોપાળપૂર ગામમાં એક ખલાસી અથવા ખારવાને ત્યાં આશ્રય લીધો છે.

નિર્મળે પૂછયું:—"ત્યારે ભાઇ, એ ગોપાળપૂર ગામ અહીંથી કેટલેક દૂર આવેલું છે વારૂ?"

પ્રવાસીએ કહ્યું:—"તે ગામ નજીકમાં જ છે, ગંગાના સ્હામા કિનારાપર જ આવેલું છે."

એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના નિર્મળકુમાર એકદમ ગંગામાં કૂદી પડયો. એ જોઇને પેલો પ્રવાસી તો આભો જ બની ગયો. તે વિસ્મયતાથી આંખો ચોળતો ત્યાંને ત્યાં જ ઉભો રહ્યો. એ વખતની નિર્મળની સ્થિતિ જોતાં તે દીવાનો હશે કે શું, એવો એક પ્રકારનો તે પ્રવાસીને ભારે સંદેહ થવા લાગ્યો. પરંતુ હજી તેનો સંદેહ દૂર થયો નહોતો, એટલામાં તો નિર્મળ ગંગામાં તરતો તરતો પેલે પાર પહોંચી ગયો.

કિનારાપર પહોંચ્યા પછી નિર્મળે ગોપાળપૂર ગામની શોધ કરી. શોધ કરતાં સહજમાં જ તેનો પત્તો મળ્યો. નિર્મળે ત્યાં ગયા પછી ઘેરે ઘેર પૂછપરછ કરવા માંડી. ઉત્તરમાં તે જાણી શકયો કે, એક દિવસ વિજુ તે ગામમાં રહેતી હતી, પરંતુ કેટલાક દિવસ પહેલાં તે કયાંક ચાલી ગઇ છે. પણ તે કયાં ચાલી ગઇ છે, તે કોઇ-નાથી કહી શકાયું નહિ.

નિર્મળ નવીન ઉત્સાહથી આશાતુર થઇને પુનઃ શોધ કરવામાં પ્રવૃત્ત થયો. શોધ કરવામાં બીજા પણ બે ચાર દિવસો વીતી ગયા. આ પ્રમાણે કેટલાક દિવસો સુધી અવિરામ પરિશ્રમ કરવા છતાં પણ જ્યારે વિજુનો પત્તો ન મળ્યો, ત્યારે નિર્મળનો ઉત્સાહ મંદ પડવા માંડયો. તેનું શરીર પણ થાકથી અવસન્ન થઇ જવા આવ્યું. ચાલ-વાની શક્તિ ખોઇને નિર્મળ પાસેના એક નાના ગામડા તરફ ચાલવા લાગ્યો. તે ગામ નદીના કિનારાપર આવેલું હતું. નિર્મળ ગામ સુધી પહોંચી શકયો નહિ, તેના પગ શિથિલ અને અવરા થઇ ગયા; એથી તેણે બિચારાએ લાચારીથી ગંગા કિનારાપર આવેલા એક વૃક્ષ તળે આરામ લીધો. નિર્મળને બે દિવસ થયાં અનાજ મળ્યું નહોતું; તેમજ ઊંઘ પણ આવી નહોતી. તેના જેવા ગાંડા માણસને બોલાવીને અનાજ પણ કોણ આપે? આશ્રય પણ કોણ આપે? નિર્મળના પગ છોલાઇ ગયા હતા, ગાલ સુકાઇ ગયા હતા અને ધૂળમાં રોળાયલા વાળની લટો લલાટને ઢાંકીને મુખપર ઝુલી રહ્યા હતા. શરીરપર વસ્ત્ર નહોતું; કમરપર માત્ર એક ધોતી

જ પહેરેલી હતી. માથાપર ટોપી નહોતી, પગમાં પગરખાં નહોતાં. ખીલતી મલ્લિકાનાં ફૂલ જેવી મુખકાંતિ સૂર્યના કિરણના તાપથી સૂકાઇને મલિન થઇ ગઇ હતી. આવા વેશમાં નિર્મળને કોણ ઓળખી શકે? કોણ તેને દીવાનો અથવા ગાંડો ઘેલો ન ગણી કાઢે વારૂ?"

નિર્મળે જ્યારે વૃક્ષતળે આશ્રય લીધો, ત્યારે સંધ્યા વીતી જવા આવી હતી. રાત્રિએ પોતાનો અંધકાર ફેલાવી દીધો હતો. આકાશ વાદળાંથી છવાઈ ગયું હતું અને પૃથ્વી અંધારાથી છવાઇ ગઈ હતી. આકાશ અથવા પૃથિવીમાં ક્યાંય પણ પ્રકાશ દેખાતો નહોતો. ઝાડપાન, નદી નાળાં. આકાશ અને પૃથિવી આદિ સર્વ અંધકારમાં છૂપાઇ ગયાં હતાં. પૃથિવી સ્તબ્ધ અને યોગ મગન બની ગઇ હતી. વિહંગો જંપી ગયાં હતાં, શાન્ત થઇ ગયાં હતાં. વૃક્ષો સ્થિર અને શક્તિહીન બની ગયાં હતાં. નદી સુષુપ્તિમાં લીન થઇ ગઇ હતી. નિર્મળ તે સ્તબ્ધ પ્રકૃતિની ગોદમાં સૂતો સૂતો વૃક્ષના થડપર માથું રાખી, આકાશ તરફ જોઇ એક જાગ્રત સ્વપ્ન અનુભવતો હતો. તે પોતાની પ્રાણેશ્વરી વિજયાને જોઇ શકતો હતો.

નિર્મળ કોઇ વેળાએ વિજુને ધીમા સ્વરથી બોલાવતો હતો. કોઇ વેળાએ સ્નેહપૂર્વક તેનો સત્કાર કરતો હતો. વિજુ જાણે તેની પાસે જ હતી, તેના હૃદયમાં જ આવી વસી હતી. સહસા વિજુની મધુરીમૂર્ત્તિ નિર્મળના માનસ નયન આગળથી અદૃશ્ય થઇ ગઇ. નિર્મળ બૂમ પાડી ઉઠયો. તે બોલ્યોઃ—"ક્યાં છે, મારી પ્રતિજ્ઞાના આધાર, મારા સર્વસ્વ ધન તું ક્યાં છે? હમણાં તો મારી સામે જ હતી. ક્ષણવારને માટે દેખાવ આપીને તું ક્યાં ચાલી ગઇ? ઘણા દિવસ પછી, યુગ યુગાન્તર પછી તને એકવાર ચકિતની પેઠે જોઇ શક્યો છું. તને બરાબર જોતાં પહેલાં જ, તને જાણ્યા પહેલાં જ વીજળીની પેઠે વાદળાંના ઓથમાં આમ એકાએક તું કેમ છૂપાઇ ગઇ? તું આકાશની ગોદમાં કે અંધકારની ગોદમાં ક્યાં છૂપાઇ છે તે હું જોઇ શકતો નથી. જ્યાં હો ત્યાંથી ઉતરી આવ. મારી પાસે આવ. હું તને આંખો ભરી ભરીને જોઇ લઉં; હૃદય ભરીને તારો સ્પર્શ કરી લઉં તથા આકાંક્ષા મટાડીને તને ચાહી લઉં. એકવાર આવ. પાછી ઉતરી આવ. મારા હૃદયમાં આવ અને મને શાન્તિ આપ. આફરિન, આફરિન! વિજુ તારા રૂપપર આફરિન છું! અહા તું કેવી સુંદર છે! વિજુ! તું આટલી બધી રૂપાળી છે! આ શું! આમ અચાનક તેં હજારો કરોડો ભાગમાં વહેંચાઇને આકાશ તથા

પૃથ્વીને છવરાવી દીધાં છે? જ્યાં જોઉં છું, ત્યાં તું જ જણાય છે! આકાશમાં તું છે, વાદળામાં તું છે, વૃક્ષમાં તું છે અને જળમાં પણ તું છે. બધું જાણે તારામાં જ છૂપાયું છે, બધું જાણે તારામાં મળી ગયું છે; પૃથિવી, આકાશ, જળ, વાયુ, નક્ષત્રમંડળ આદિ સર્વ જાણે તારામાં ભળી ગયું છે. હું તો તારા સિવાય બીજું કશું પણ જોઇ શકતો નથી. તું મારા હૃદયમાં જ છે અને મારા હૃદયની બહાર પણ છે. આ શું? હું પણ તારામાં મળી ગયો છું? હું સ્ત્રી છું કે પુરુષ? હું વિજુ છું કે નિર્મળ? હું કોણ છું?"

આમ કહેતો કહેતો નિર્મળ ઉન્મત્તની પેઠે ઉઠીને ઉભો થયો. અંધારૂં આકાશ, અંધારી પૃથિવી, અંધારી નદી, અંધારાં વૃક્ષો આદિ બધું અદૃશ્ય થયું; અંધકાર તિરોહિત થયો–દૂર થયો. બ્રહ્માંડની ચારે બાજૂએ વિસ્તરેલો વ્યોમપ્રદેશ, હજારો સૂર્યનાં કિરણોના જેવા પ્રકાશની છટાથી અચાનક જાણે ચળકી ઉઠયો! તે અનંત આકાશમાંથી જ્યોતિર્મયી વિજળીની પ્રતિમૂર્ત્તિ નિર્મળનાં નયન સમક્ષ તરી આવી. નિર્મળ ચીત્કાર કરી બોલ્યોઃ–"વિજુ! મારી જીવન સર્વસ્વ પ્રિયતમા, આજે ઘણા દિવસે હું તને મેળવી ભાગ્યશાળી થયો છું. માન અભિમાન, ભોગ વિલાસ, લજ્જા-શર્મ આદિ સર્વ છોડીને તને મેળવી શકયો છું. હવે હું જીવનમાં અથવા મરણમાં તને કદાપિ છોડીશ નહિ. જીવન મરણમાં હવે આપણી જૂદાઇ થશે નહિ. હવે તને મેં મારા હૃદય મંદિરમાં પૂરી રાખી છે. અત્યારે તારામાં હું તન્મય બની ગયો છું. તારા સ્વરૂપ સાથે મારૂં સ્વરૂપ મળી ગયું છે તારો અને મારો બન્નેનો આત્માપણ એક બની ગયો છે." આમ કહેતાં કહેતાં નિર્મળ પોતાનું ભાન ભૂલીને પર્વત પરથી નદીના પ્રવાહમાં ગબડી પડયો.

નિર્મળનું ચૈતન્ય એકદમ વિલુપ્ત થયું નહિ, સુષુપ્તિ અને જાગરણના સમાગમ વખતે નિદ્રાના સહચરી મોહથી આચ્છન્ન થઇને નિર્મળ બાલુકાપર પડયો રહ્યો. તેવી અવસ્થામાં પણ નિર્મળે એક અપૂર્વ સ્વપ્ન જોયું. તેણે જોયું કે, જાણે અનંત આકાશના પટપર ચિતરેલી વિજુની ઉજ્જવલ મૂર્ત્તિ ધીમે ધીમે ઉતરી આવી છે, જાણે ઉતરી આવીને નિર્મળ પગ પાસે શાંતિથી ઉભી રહી છે. તે જોઇને નિર્મળ મોહનિદ્રામાં અર્દ્ધવિકસિત સ્નેહપૂર્ણ સ્વરે બોલ્યોઃ–"વિજુ! આવી છે? શું આજે આટલા દિવસે તેં તારા વિયોગી સ્વામી પર દયા કરી છે? હા પ્રાણેશ્વરી, આવ! આવ. મારા હૃદયમાં છૂપાઇ જા."

નિર્મળ હજી સૂધી મોહાચ્છન્ન જ હતો. તે આંખો મીંચીને

બધું જોઇ રહ્યો હતો. થોડીવારમાં તે મોહ દૂર થયો, નિદ્રા અને સ્વપ્ન અળગાં થયાં. તે ચમકી ઊઠી ઉભો થયો. સ્થાવર જંગમ, આકાશ પૃથિવી, કલકાદિની ભાગીરથી, આદી સર્વ એકએક પછી એક આંખો આગળ તરી આવ્યાં. દૂરની વસ્તુઓ જોયા પછી છેવટે તેણે પોતાની ગોદમાં ઉભેલી એક વ્યક્તિ તરફ દૃષ્ટિપાત કર્યો; તો તરતજ તેને જણાયું કે, પોતાના પગ પાસે ખરેખર વિજયા જ ઉભેલી છે; એ જોઇને નદીના કિનારાને ભીંજાવી પ્રેમમયી જાન્હવીનાના જળને ઉછળાવી ચીત્કાર કરી નિર્મળકુમાર બોલી ઉઠયોઃ– "વિજુ! હૃદયેશ્વરી! હૃદયના ધન! મારી જીવન સર્વસ્વ! તું આવી છે? આવ, આવ, પ્રેમમયી પૂતળી! આવ, આવ, મારા અંતરના આરામ આવ. મારી હૃદયવીણાના મધુરા સ્વરરૂપી વિજયા! આજે તારા મિલનથી મારો મોક્ષ થયો છે. તારા વિરહી પતિ પર તેં જે દયા કરી છે, તેનો અવધિ જ નથી. ખરેખર સ્ત્રીઓ દયાની દેવીઓ જ છે. હૃદયવલ્લભા! તારા વિયોગથી મારા હૃદયના તાર તૂટી ગયા હતા, મારૂં મનોમંદિર તદ્દન શૂન્ય બની ગયું હતું! આજે તને દેખતાં મારા આનંદનો અવધિ જ રહ્યો નથી."

આ સમયે તે રમણી નિર્મળના ચરણોમાં ઢળી પડી અને ત્યાર પછી આંખોનાં આંસૂથી તેના ચરણોને ભીંજાવીને તે રડતી કહેવા લાગીઃ–"પ્રભુ, સ્વામિન્! દેવતા! તમારા દર્શનથી તૃપ્ત થઇ છું." બસ, આનાથી વધારે તે બોલી શકી નહિ. નિર્મળે આવેગપૂર્વક તેને પોતાના હૃદય સાથે ચાંપી દીધી. તે સમયે વાયુના હિલ્લોલોથી પતાકાની પેઠે તેનું શરીર કંપતું હતું. વાક્ય ઉચ્ચારવાની તેનામાં શક્તિ રહી નહોતી. છતાં તેના હોઠમાંથી કેટલાક શબ્દો તો અવશ્ય નીકળી પડયાઃ–"વિજુ! વિજુ! મારી વિજુ!"

પરમાત્માએ તે વિરહી દંપતીનું મિલન કરાવી આપ્યું. પરસ્પરના ભગ્ન હૃદયોને એકતાના તારથી સાંધી દીધાં, પતિના મનમાં પત્નીના અનુરાગનો અબ્ધિ પ્રબળ વેગપૂર્વક ઉછળી આવ્યો અને પત્નીના હૃદયમાં પતિ પ્રતિના પ્રેમનો પ્રબળ પયોધિ ભીષણ ગર્જનાઓ કરતો ગાજી ઉઠયો. બન્નેના મનનો ક્ષોભ, ઘૃણા–તિરસ્કાર, કલેશ અને અભાવ આદિ સર્વ દૂર થયાં. સુખનો સાગર ઉછળી ગયો. તેમના દુઃખ રૂપી નાટકના અંકનો અંતિમ પડદો તે નિર્જન, એકાંત ભૂમિમાં જ પડી ગયો. ઉભયના ભાગ્યનો કલેશરૂપ અંધકાર દૂર થયો અને સંપ, સુખ અને શાન્તિમાં શાન્ત શશધર તેમના ભાગ્યાકાશમાં ઉદિત થયો, હૃદયની અનેક વેદનાઓ નષ્ટ થઇ, શાંતિ સુધાના મધુર પ્રવાહે તેમાં સંચાર કર્યો. અસ્તુ.

# નવમ પરિચ્છેદ

## મધુર મિલન

प्रियाया विरह रामो पश्यन्न्य सारितां पतिम् ।
मया नयनजं वारि वारितुं नव शक्यते ॥

याः पश्यन्ति प्रिय स्वप्ने धन्यास्ता सखि योषितः ।
अस्माकन्तु गते नाथे गता निद्रापि वैरिणी ॥

रत्नकर्णिका.

નિર્મળ ઘણા દિવસે ઘેર આવ્યો. જે સમયે તેણે ઘરમાં પ્રવેશ કર્યો તે સમયે તેની માતા પૂર્વકથિત દેવમંદિરમાં બેસીને ભગવતી દેવીની પ્રાર્થનામાં તલ્લીન બની ગઇ હતી. તે એક મૃગચર્મ પર બેસી હાથમાં તુલસીની માળા ધારણ કરી, માતા દુર્ગા પાસે પોતાના પુત્રના મિલનની પ્રાર્થના કરી ગંભીર સ્વરથી એક સ્તોત્રનો ઉચ્ચાર કરી રહી હતીઃ—

જય જય જય જયા જગદાત્રિ, જય જય જય બંગ જગદ્ધાત્રિ;
જય જય જય સુખદે અન્નદે, જય જય જય વરદે શર્મદે;
જય જય જય શુભે શુભંકરી, જય જય જય શાન્તિ ક્ષેમંકરી;
દૈત્યક દલનિ, સન્તાનપાલિની, જય જય દુર્ગે દુર્ગતિનાશિની;
જય જય લક્ષ્મિ વારીન્દ્ર બાલિકે, જય જય કમલાકાન્ત પાલિકે;
જય જય ભક્તિશક્તિદાયિકે, પાપતાપભયશોકનાશિકે;
મૃદુલગંભીરધીરભાષિકે, જય મા કાલિ કરાલિ અમ્બિકે;
જય હિમાલય નગબાલિકે, અતુલિત પૂર્ણચન્દ્ર ભાલિકે;
શુભે શોભને સર્વાર્થ સાધિકે, જય જય શાન્તિ શક્તિ કાલિકે;
જય મા કમલાકાન્ત પાલિકે, નમોસ્તુતે દેવિ વરપ્રદે શુભે;
નમોસ્તુ તે કામચરે સદા ધ્રુવે.
બ્રહ્માણીન્દ્રાણી રુદ્રાણિ ભૂતભવ્યે યશસ્વિનિ;
ત્રાહિ માં સર્વ દુઃખેભ્યો દાનવાનાઃ ભયંકરિ,
નમોસ્તુ તે જગન્નાથે જનાર્દિનિ નમોસ્તુ તે;
પ્રિયદાન્તે જગન્માતઃ શૈલપુત્રિ વસુન્ધરે,

ત્રાયસ્વમાં વિશાલાક્ષિ ભક્તો નામાર્ત્તિનાશિનિ:
નમામિ શિરસા દેવીં બન્ધનોસ્તુ વિમોચિત:."

અન્નપૂર્ણા જ્યારે ઉપર્યુક્ત સ્તોત્રનો ઉચ્ચાર કરી સમસ્ત મંદિરને કંપાવી રહી, તે સમયે નિર્મળ તેની પાસે જઇ પહોંચ્યો. અને બોલ્યો કે:—" માતા આપનો આ પુત્ર પ્રણામ કરે છે. "

પુત્રને આવી પહોંચેલો જોવા છતાં અન્નપૂર્ણા પોતાની પ્રાર્થનામાંથી લેશ માત્ર પણ ચળિત થઇ નહિ. દેવીની પ્રાર્થના પૂર્ણ થયા પછી અર્ઘ્ય આપી તે નિર્મળ પાસે આવી બોલી:–" કેમ મારા આંખોના તારા, તું આવી પહોંચ્યો. મારી વ્હાલી વિજયાનો કાંઇ પતો મળ્યો કે ? "

ઘણા દિવસ પછી આજે નિર્મળનું મુખ જોવાથી તેના આનંદની સીમા ન રહી; તો પણ તે વિજુને મળવા માટે અધીરી થઇ ગઇ. કેટલીક વાર સૂધી શાન્ત રહ્યા પછી નિર્મળ બોલ્યો:–" માતા ! માતા ! મહિમામયી માતા ! "

અન્નપૂર્ણાએ કહ્યું:—" કેમ ભાઇ ? "

નિર્મળે કહ્યું—" લાવ્યો છું."

" કોને લાવ્યો છે, ભાઇ ? "

" જે વસ્તુને મળતાં આપને આનંદ થાય તે, માતા ! "

" શું તું મારી વિજયાને લાવ્યો છે ?"

" તેના કરતાં બીજી કોઇ પણ વસ્તુ મળે તો તમને તેનાથી પણ વધુ આનંદ ન થાય વારૂ ? "

"ના, ભાઇ! ભગવાન મળે તો પણ હું તેવી સુખી તો નજ થાઉં ! "

" ત્યારે તેનેજ લાવ્યો છું. "

" કોને ? વહુને ? વિજુને લાવ્યો છે ? "

" હા, માતા ! "

" ક્યાં છે ? મારી વહુ, વ્હાલી વિજયા ક્યાં છે ? "

" ઘાટ પર, નૌકામાં. "

ઉન્માદિની પેઠે અન્નપૂર્ણા દોડી. ઘાટપર નૌકા નાંગરી હતી. વિજુ નૌકામાં બેસી પોતાના ઘણા વખત થયાં છોડેલા ઘર તરફ જોઇ રહી હતી. અન્નપૂર્ણાએ દોડી જઇને વિજુને પોતાની છાતી સાથે ચાંપી દીધી. બન્ને જણીઓ ઘણીવાર સુધી રડી રડીને હૃદય જ્યારે સહજ શાન્ત થયું, ત્યારે અન્નપૂર્ણાએ વિજુનો હાથ ઝાલી

ઉઠાડીને કહ્યું:—"બેટા, મારા ઘરની લક્ષ્મી, તારા વિના તો મારૂં ઘર તદ્દન સૂનું સૂનું લાગતું હતું. આવ, બાપૂ આવ, મારા અંધારા ઘરમાં આલોક કરવા આવ."

સાસૂએ હાથ ઝાલીને વહુને ઘરમાં આણી ક્ષણુારમાં તો વિજુના આવવાના સમાચાર આખા ગામમાં ફેલાઇ ગયા. ગામની સ્ત્રીઓ માંહોમાંહે કહેવા લાગી કે, ચાલો, વિજુ આજે પિયરમાંથી આવી છે માટે તેને મળી આવીએ." આ પ્રમાણે સમાચાર ફેલાતાંની સાથેજ અડોસ પડોસની ઘણી સ્ત્રીઓ વિજુને મળવા માટે આવી લાગી. વિજુ તે બધીને ખૂબ હળી મળીને ભેટી. વિજુએ સર્વ સ્ત્રીઓને જોઇ, પરંતુ સોહાગ તેના જોવામાં આવી નહિ. તે આનંદપૂર હતી અને હમણાં પણ ત્યાંજ રહેતી હતી. કેદારદાદાએ પોતાના કરેલા બધા અપરાધોની ક્ષમા માગીને તેની બધી મિલ્કત સોહાગને સોંપી દીધી હતી; તેમજ સોહાગના પિતાનું તેણે જે કાંઇ છીનવી લીધું હતું તે બધું હેમને આપી તેનું વિલ કરી આપ્યું હતું. સર્વ વસ્તુઓનો ત્યાગ કરીને હમણાં તે ખરેખર વૃંદાવન-નિવાસી થઇ ગયો હતો.



## દશમ પરિચ્છેદ

### અનુતાપનો અગ્નિ !

*A* broken and a contrite heart
*O God*, thou wilt not despise.
—*Ps.-41, Vers 19.*

कृत्वा पापं हि सन्तप्य तस्मात् पापात् प्रमुच्यते ।
नैवं कुर्यां पुनरिति निवृत्त्या पूयते तू सः ॥
मनु ११ अध्याय ।

વિજુએ સોહાગને મળવા માટે તેડાવી. હાસ્યમુખી સોહાગે આવીને આનંદમયી વિજયાને પ્રણામ કર્યા. વિજુએ તેનો હાથ પકડી ઉઠાડી અને ત્યાર પછી તે હસતી હસતી તેને પોતાના ઓરડામાં લઇ ગઇ.

સોહાગે પૂછ્યું:—"આજ સુધી તમે પિયરમાં કેમ રોકાઇ રહ્યાં, ભાભી સાહેબ ?"

વિજુએ જવાબ આપ્યોઃ—"અહીં આવવા છતાં પણ તમારો મેળાપ થયો નહોતો."

"પણ હવે તો મેળાપ થયો છે ને ? મારી વાતને ઉડાવી ન દો. હું કહું છું તેનો જવાબ આપો. કહો, તમે આજ સુધી પિયરમાં કેમ બેસી રહ્યાં હતાં વારૂ ?"

"તમારે માટે વર શોધવામાં રોકાઇ હતી, તેથી જરા વિલંબ થઇ ગયો છે."

"બહુ સારૂં, મારી પીડા વેઠનાર એક માણસ મળ્યું, એ જોઇ મારી ચિંતા ટળી."

"જૂઓ સોહાગ બ્હેન–"

"શું જોઉં, ભાભી ?"

"મેં સાંભળ્યું છે કે તમે એક બહુજ શાણાં અને બુદ્ધિમાન છો."

"હશે ! હું તો તે જાણતી નહોતી."

"મશ્કરી કરવી મૂકી દો, સીધી વાત કરો. થોડા દિવસ પહેલાં તો મેં તમને એક ખરાબ અને કુત્સિત માની લીધાં હતાં."

આ વખતે સોહાગે ઉત્તર આપ્યું નહિ, સહજ ભમ્મર ચઢાવીને તે ચૂપજ બેસી રહી. વિજુએ કહ્યું:—"પરંતુ હવે જોઉં છું કે,—"

"હવે શું જૂઓ છો?"

"હવે જોઉં છું કે તમે એક રમણીરત્ન છો."

"હશે! ત્યારે મને હવે તમારા મસ્તકપર પધરાવો. રત્ન તો મસ્તક પરજ શોભે છે."

"સોહાગ!"

"કેમ ભાભી?"

"મેં અપરાધ કર્યો છે."

"ભાઇનો ને?–હજારવાર."

"ના, તમારો."

"ભાભી! આવી વાત ન કરો, મને ઘણી શર્મ આવે છે."

વિજુએ કશો પણ જવાબ વાળ્યો નહિ. થોડીવાર સુધી બન્ને શાન્ત રહ્યા પછી વિજુ બોલી:—"સોહાગ!"

"વળી શું છે?"

"મને ઇચ્છા થાય છે કે,—"

"પિયરમાં જવાની કે?"

"જાઓ, જાઓ, દૂર ખસો."

"ત્યારે શાની ઇચ્છા થાય છે?"

"ના, તે વાત તમને કહીશ નહિ."

"કહેવીજ પડશે નહિ, તો માથું ફોડીશ."

"મારા ભાઇ સાથે તમારાં લગ્ન કરવાની."

બાલિકાની ઉચ્છૃંખલતા ક્ષણવારમાં દૂર થઇ; તે મુખ ફેરવી લઇને ચૂપજ બેસી રહી.

વિજયાએ કહ્યું:—"પરંતુ—"

સોહાગ ધ્યાન દઇને સાંભળવા લાગી.

"પરંતુ તેમ તો થાય એમ નથી."

સોહાગને ઇચ્છા થઇ કે "પૂછી જોઉં કે, કેમ?"

વિજુ બીજું કોઇ ન સાંભળી શકે એવી રીતે પોતાના મનમાં બોલવા લાગી કે:—"હું ધારૂં છું કે હવે મારા ભાઈ લગ્ન કરશે નહિ."

સોહાગે ઉઠવાની તૈયારી કરી. વિજુએ તેને પૂછ્યું:–"તમે મારા ભાઇને જોયા છે ?"

સોહાગે માથું નમાવીને જણાવ્યું કે, "જોયા છે."

વિજુએ વિસ્મિત થઇ પૂછ્યું:—"ઓ મા ! ક્યાં જોયા છે ? ભાઇ તો એવા કુત્સિત નથી ને ?"

"કુતિસત્ કોને કહે છે ?"

વિજુએ તીક્ષ્ણ દૃષ્ટિથી સોહાગ તરફ જોયું. તે બાલિકાનો મનોભાવ વિજુથી અવિદિત રહ્યો નહિ. સોહાગ પણ સમજી ગઇ કે, વિજયા બધી બીના જાણી ગઇ છે. લજ્જાથી સોહાગનું મુખ લાલચોળ થઇ ગયું.

વિજુએ પૂછ્યું:—"તું મારા ભાઇને ચાહે છે કે ?"

સોહાગ ઉત્તર ન આપતાં નાસવાની તૈયારી કરવા લાગી. વિજુએ તેને છાતીપર ખેંચી લઇને કહ્યું:–"જે મારા ભાઇને ચાહે છે, તેને હું પણ બહુજ ચાહું છું. તમને બીજું કોઇ ઓળખતું નથી, ચહાતું નથી. સોહાગ-સોહાગ, તમને હવે હું છોડીશ નહિ."

ત્યાર પછી કેટલાક દિવસે નિર્મળ માતાની અનુમતિ લઇ વિજુ સાથે વિશાળપૂર ભણી વિદાય થયો. આ વખતે તે વિજુની જિદ્દથી વિશાળપૂર જવાને તૈયાર થયો નહોતો, પણ પોતાની ઇચ્છાથીજ ચાલી નીકળ્યો હતો. નિર્મળે ઘેર આવીને જ્યારે સાંભળ્યું કે, રમેશ ઘોડાપરથી પડીને પથારીવશ થયો છે. તે સાંભળીને તે તેને મળવા માટે વ્યાકુળ થઇ ગયો. વિજુ પણ તેની સાથે જ ગઇ. તેઓ બન્ને પ્રથમની ઘણી જ સ્મૃતિઓવાળી નૌકામાં બેસીને બપોર પછી વિશાળપૂર જવા માટે ચાલી નીકળ્યા.

બીજે દિવસે સવારે નૌકાની છતપર બેસી વિજુએ નિર્મળને પૂછ્યું:-"મારે તમને એક પ્રાર્થના કરવાની છે."

નિર્મળે કહ્યું:—"એમાં આટલો બધો સંકોચ કેમ રાખે છે ? જે કહેવું હોય તે કહી દે."

"તીર્થયાત્રા કરવાની ઇચ્છા થઇ છે."

"તીર્થ ? અહીં તીર્થનું ક્ષેત્ર ક્યાં છે ?"

"હા છે, બહુજ નજીકમાં છે."

"તે તો હું જાણતો નહોતો. પણ ત્યાં જતાં વહાણને ક્યાં આગળ નાંગરવું પડે છે ?"

"તે હું બતાવી આપું છું."

થોડીવારમાં નક્કી કરેલી જગ્યાએ આવી વહાણુ થોભી ગયું. વિજુ તથા નિર્મળ કિનારાપર ઉતરી આવ્યાં. આ સમયે તેમની સાથે ત્રીજું કોઇપણુ માણુસ નહોતું. નિર્મળે અજાયબી ભરેલી નજરે જોયું કે, એટલામાં કોઇ પણુ દેવાલય અથવા તો માણુસને રહેવાનું સ્થાન નથી. એ જોઇને તેણે પૂછ્યું:-" વિજુ ! અહીં તો એક ઇંટ પણુ જણાતી નથી. તું કહેતી હતી તે દેવાલય ક્યાં છે ? તે તીર્થ-સ્થળ ક્યાં છે ? "

વિજુએ જવાબ દીધો:—" આ સામે જણાતું સ્થળ એજ મારૂં તીર્થક્ષેત્ર છે. એ સ્થળે જ હું ધર્મ શિખી છું, તમને, તમારા મહિમાને જાણી શકી છું. "

નિર્મળે કહ્યું:—" હું તો તારી વાતને સમજી શકતો નથી, વિજયા ? "

વિજુ બોલી:—" પાસે ભાગીરથીના ગર્ભમાં મારી નૌકા ડૂબી હતી, સામેની ખુલ્લી જગોમાં હારાણુ મારાપર ધસી આવ્યો હતો. કેમ હવે તો મારી વાત સમજવામાં આવીને ? "

" ના. "

" ત્યારે હજી જરા આગળ ચાલો. આવો હું તમને મારૂં યોગ સ્થાન, મારૂં તીર્થ ધામ બતાવું. "

બન્ને જરા આગળ ચાલ્યાં. કિનારાની કોરપર એક મોટું પીપ-ળાનું ઝાડ હતું. બન્ને તે ઝાડ તળે આવી પહોંચ્યા. તેમણે જોયું કે, ત્યાં એક જણુ સૂઇ રહ્યો છે. એ જોઇને બન્ને અજાયબ થયાં. સૂતેલા પુરુષને જોતાંની સાથે જ વિજુ ઓળખી ગઇ. તે સહજ આગળ વધીને બોલી:-" હારાણુ ! તું વળી પાછો અહીં ક્યાંથી ? "

જે સૂતો હતો, તે ખરેખર હારાણુ જ હતો. તેની અવસ્થા ઘણી જ અફસોસકારક થઇ ગઇ હતી. તેનામાં જે કાંઇ સુંદરતા, સુખકરતા હતી, તે સર્વનો લોપ થયો હતો. પણુ અત્યારે તો તેની જે બિભત્સતા હતી તે તેવીને તેવી જ અથવા તો તેનાથી પણુ વધારે વધી ગઇ હતી. તેને જોતાં જ નફરત આવી જાય તેમ હતું. શરીરપર એક સેંકડો કાણાંવાળું નાનું અને મેલું કપડું પહેર્યું હતું. આંખો ઉંડી ઉતરી ગઇ હતી. શરીર હાડપિંજર જેવું બની ગયું હતું. વાળ રુક્ષ, સૂકા બની ગયા હતા. તે મડદાં જેવો થઇ ગયો હતો. તેનામાં ઉઠવાની શક્તિ રહી નહોતી. કયારેક તે શુદ્ધિમાં આ-વતો તો કયારેક છેક બેભાન બની જતો હતો.

વિજુના અવાજે હારાણના કાળજાંને સ્પર્શ કર્યો. તે તેના તરફ જોઇ જોયું. જે જોયું તે પરથી તેના મરણના મુખમાં આવી પડેલા શરીરમાં નવીન શક્તિનો સંચાર થયો. તેણે ઉઠીને બેસવાની કોશિશ કરી; પરંતુ બેસાયું નહિ. તે પડી ગયો. ત્યારે તે વિજુ તરફ જોઇ ધીમે ધીમે બોલ્યો:-"આવી છે? મારી છેવટની પ્રાર્થનાને, તે, છેવટની ભિક્ષાને કાનપર ધરી છે? મારી છેલ્લી વાસના સાંભળી સ્વર્ગમાંથી ઉતરી આવી છે? જરા ઉભી રહે, હું તને જરાવાર જોઇ લઉં, તારા મુખ તરફ જોતા જોતા મરી જાઉં? મને હવે વધારે વાર નથી, વધારે વાર તને રોકી રાખીશ નહિ."

વિજુએ કહ્યું:—"આ જનહીન પ્રદેશમાં કેમ પડયો છે? ચાલ, તને તારે ઘેર મૂકી આવું."

હારાણે કહ્યું:—"ઘેર? ઘેર તો ઘણા દિવસ વીતાડયા છે. જે દિવસ તને ગંગાના જળમાં ડૂબાડી મારી છે, તે દિવસથી જ ઘરનો ત્યાગ કર્યો છે. દેશોદેશમાં અશાંત હૃદયથી ભટકી ભટકીને છેવટે આ સ્થળે મરવા આવ્યો છું. મેં ધાર્યું હતું કે, જે તું જ્યાં મરી છે, ત્યાં તારો પ્રેમાત્મા પણ છે. જો મારા દેહના અંત વખતે તારા પ્રેતાત્માની કરુણ દૃષ્ટિને આકર્ષણ કરી શકીશ, એવી આશામાં લુબ્ધ થઇને અહીં મરવા માટે આવ્યો છું. આજે મારો દિવસ ધન્ય થયો છે, મરણ સુખનું નિવડયું છે. આજે તારો પ્રેતાત્મા જોઇને મને શાંતિ મળી છે. પરંતુ આ શું અજાયબી ભરેલું દૃશ્ય છે? મને જણાય છે કે, જાણે હું તારી જીવતી પ્રતિમાને જોઇ રહ્યો છું."

વિજુએ કહ્યું:—"હું મરી નથી; તું અત્યારે મને ખરેખર જીવતી જ જોઇ રહ્યો છે."

હારાણ બોલ્યો:—"હવે મને ભૂલાવવાની કોશિશ ન કર. મેં જે કાંઇ જોયું છે, તેને તું શી રીતે ભૂલાવી શકીશ?"

ત્યારે વિજુ પોતે કેવી રીતે બચી શકી હતી, તે સંબંધી બધી બીના તેને જણાવી દીધી. તે સાંભળી હારાણ વિસ્મયપૂર્વક આંખો ઉઘાડી વિજુ તરફ જોઇ રહ્યો. તેનાં શુષ્ક નયનોમાંથી અશ્રુધારા વહેવા લાગી. એ જોઇ હારાણે વિજયાને ભાંગ્યા તૂટયા અવાજથી કહ્યું:—"વિજયા! દેવી, આજે તેં મારી છાતીપરથી એક મોટા પર્વત જેવડી ચિંતાને દૂર કરી છે. મારે અત્યારે તારો કયા શબ્દોમાં ઉપકાર માનવો તેની કલ્પના પણ કરી શકાતી નથી. મારૂં હૃદય આનંદના તરંગોથી પરિપૂર્ણ થઇ ગયું છે, હું બધી ગઇ ગુજરી વિસરી ગયો છું. આટલા દિવસે પછી હું નરકમાંથી છૂટી શકયો છું."

વિજુએ કહ્યું:—"તેં પણ મારો નરકમાંથી ઉદ્ધાર કર્યો છે. જે આત્માભિમાન અને અવિશ્વાસથી અહીં આવ્યો હતો, તે બધાને તું ભૂલી જઇને મારી પાસે ક્ષમા માગે છે, તો હું કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા વિના તને ક્ષમા આપું છું. તારી દયાથી જ હું મારા સ્વામીને ઓળખી શકી છું, ભગવાનને પ્રાપ્ત કરી શકી છું."

હારાણે કહ્યું:—"અને મેં તે દિવસે શું ઓળખ્યું છે, તે તું જાણે છે કે? મેં તને ઓળખી છે, ધર્મને માટે મનુષ્ય જીવન આપી શકે છે, ભગવાનના કરતાં પણ મનુષ્ય મહાન હોઇ શકે છે, તે બધું તે દિવસે ઓળખી શક્યો છું, જાણી શક્યો છું. તું જ મારો ભગવાન છે, તું જ મારો ધર્મ, ગુરુ અથવા દેવતા છે!"

થોડીવાર સુધી શાન્ત રહી હારાણ પુનઃ બોલ્યો કે;—"હું આ સંસાર છોડીને, આ સુંદર પૃથ્વી છોડીને, બધાના કરતાં તને છોડીને અજ્ઞાત રાજ્યમાં ચાલ્યો જાઉં છું. જો જન્માતર હશે તો—"

કહેતાં કહેતાં હારાણનો કંઠ ક્ષીણ થવા આવ્યો. હારાણ ધીમે ધીમે મૃદુસ્વરથી કહેવા લાગ્યો:—"જો જન્માતર હશે તો, જાણે તારા આશીર્વાદથી મારા પશુત્વનો ધ્વંસ થશે. હું જન્મજન્માન્તરમાં આત્મ વિસ્મૃત થઇને દેવી અથવા કન્યા રૂપે, ભગિની અથવા સંગિનીરૂપે તારી ઉપાસના કરી શકીશ."

હારાણ ચૂપ થયો, થોડીવાર તેનાથી બોલાયું નહિ. વિજુ જરા આગળ વધીને હારાણની નજીકમાં ગઇ. નિર્મળ પાછળ ઉભો રહી ચૂપકીથી તે દૃશ્ય જોવા લાગ્યો. હારાણ નિર્મળને જોઇ શકતો નહોતો. વિજુના દેહ અને મુખ સિવાય તે બીજા કશા પણ પદાર્થને જોઇ શકતો નહોતો. થોડીવાર વિશ્રામ લીધા પછી હારાણ અસ્પષ્ટ સ્વરથી બોલ્યો:—"હાય-હાય શું સુંદર! જે પૃથ્વીમાં તું છે તે પૃથ્વી કેવી સુંદર છે? તને હૃદયપર ધારણ કરીને પૃથ્વી સુંદર બની છે, તારા રૂપના પ્રકાશથી સૂર્ય પણ સુંદર બની ગયો છે. તારા સ્પર્શથી વાયુ સુંદર થયો છે! તારી છાયાને હૃદયપર ધારણ કરીને આકાશ સુંદર બન્યું છે! જાન્હવી પણ તારા યોગે જ શોભી ઉઠી છે! આ સુંદર-વિશ્વમાં-તું-અતિ-સુંદર છે. આ-સૌંદર્ય-આ સૌંદર્યની રાણીને-છોડીને--સદાને માટે-વિદાય-લેવા પડશે, બસ, એજ-દુઃખ છે; નહિ તો મરણમાં-શું-સુખ-સમાયલું છે. પરંતુ—પરંતુ-ફરીવાર-મેળાપ-થશે-કે-"

હવે તેનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ; સર્વ સમાપ્ત થઇ ગયું.

પાસેના ગામના લોકોને બોલાવીને નિર્મળે હારાણના શબનો દાહ કરાવ્યો.

જ્યારે શબદાહ થતો હતો, ત્યારે વિજુએ એક જૂદુંજ કાર્ય કર્યું. જે ખારવાએ તેની રક્ષા કરી હતી, વિજુ તેની ઝૂપડીમાં જઇ પહોંચી અને અજાયબ થયેલાં ધીવર દંપતીના મુખ સમક્ષ પુષ્કળ દ્રવ્ય મૂકીને તે પાછી હસતી હસતી ચાલી આવી. તે ખલાસી તથા તેની સ્ત્રીએ ધાર્યું કે, ગંગાદેવી પ્રસન્ન થઇને આ રૂપિયા આપી ગઇ છે. ખલાસણ આનંદની સાથે તે દ્રવ્યને ઘરના એક ખૂણમાં દાટવાની તૈયારી કરવા લાગી. પરંતુ ખલાસી તેને તેમ કરતી અટકાવીને બોલ્યો:-" મને દ્રવ્યની કશી જરૂર નથી, હું તો દેવી પાસેથી વરદાન લેવા ઇચ્છું છું." ઘણીવાર સુધી વાતચીત કર્યા પછી વિજયા પાસે વરદાન માગવા જવાનો તેમણે નિશ્ચય કર્યો. ત્યાર પછી તે દંપતી વિજુનું આપેલું દ્રવ્ય લઇને ગંગાદેવીના શોધમાં ચાલ્યાં. ગંગાદેવી ગંગા નદીમાં જ રહે છે, એટલે તેનો પત્તો સહજમાં મળી શકશે, એવું તેમણે બન્નેએ અનુમાન કર્યું. આ પ્રમાણે અનુમાન કરી તેઓ ગંગાના કિનારાપર આવી પહોંચ્યાં. ત્યાં આવ્યા પછી તેમણે જોયું કે, ગંગાના પ્રવાહમાં એક વહાણ તરી રહ્યું છે. એ જોઇને ખલાસીની સ્ત્રીએ વિચાર્યું કે, ગંગામાએ અત્યારે વહાણનું રૂપ ધારણ કરી લીધું છે. આવા વિચાર પર આવી તેણે પોતાની પાસેના દ્રવ્યને ગંગાના જળમાં પધરાવી દીધું અને તે ભક્તિથી ગદ્ગદિત થયેલા કંઠથી વહાણ પાસે જઇને સ્વાગત એક વરદાન માગી લીધું. તથા તરત જ તે ત્યાંથી પાછી વળી.

આ તરફ હારાણના શબને બળતાં સંધ્યા થવા આવી. જ્યારે ચિતા ઠરી ગઇ, ત્યારે નિર્મળ નૌકા છોડીને પુન: વિશાળપૂર ભણી વિદાય થયો. પરંતુ તેને વધારે દૂર જવું પડયું નહિ; માર્ગમાંજ રમેશની સાથે તેનો મેળાપ થઇ ગયો.

રમેશ જે દિવસ વિજુની તપાસ માટે અશ્વપર બેસી ઘર છોડીને બહાર નીકળી પડયો હતો, તે દિવસે જ તે ઘોડાપરથી પડી જવાથી ભયંકર રીતે ઘાયલ થયો હતો. આજ સુધી તે પથારીમાંથી ઉઠયો નહોતો, તેનામાં ઉઠવાની શક્તિ પણ નહોતી. આજે પણ તે ઘણો દુર્બળ હતો, છતાં વિજુનો પત્તો મળ્યો છે, એમ સાંભળીને

તેને મળવાની ઇચ્છાથી આજે અધીર મનથી વધૂગ્રામ ભણી જતો હતો. રમેશ વહાણમાં આવતો હતો. નિર્મળ તેને જોતાંની સાથે નાની હોડી ઉતારી રમેશના વહાણ પાસે જઇ પહોંચ્યો. ધીમેથી રમેશના ઓરડામાં જઇને બીજી બધી વાતો કહેતાં પહેલાં જ બોલ્યો:–"ભાઇ, મને ક્ષમા કરો. સમજ્યા કારવ્યા વિના મેં ભ્રમમાં પડીને તમારા જેવા દેવતાને મારે ઘેરથી હાંકી કાઢ્યા હતા. હું ખરેખર મૂર્ખ જ છું. તમે દયા કરીને મને ક્ષમા કરી શકો છો, પરંતુ આ ક્ષોભ અને આ મનોવ્યથા મારા મનમાં સદાને માટે રહેશે ને રહેશે જ."

રમેશે કહ્યું:—"ભાઇ ! મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. ભ્રમ એ મનુષ્ય સ્વભાવનું પ્રથમ અંગજ છે. પરંતુ તે ભ્રમનો સ્વીકાર કરવાનું કેટલાક મનુષ્યોમાં સાહસ હોય છે વારૂ ? પોતાના કરેલા અપરાધને માટે આંખમાંથી આંસૂ વહાવે એવાં કયાં મનુષ્યો છે વારૂ ? જે તેમ કરી શકે છે, તે જ મહાન છે. પણ હવે તે બધું જવા દો અને કહો કે અત્યારે મારી વિજુ કયાં છે ?"



# એકાદશ પરિચ્છેદ

## અધમતાનો અંત !

गुणी गुणं वेत्तिनवेत्ति निर्गुणः
बली बलं वेत्ति न वेत्ति दुर्बलः ।
पिको वसन्तस्य गुणं न वायसः
करी च सिंहस्य बलं न मूषिकः ॥

ત્યાર પછી ૭ માસ વીતી ગયા છે. જે આશા રમેશના હૃદયમાં આજ સૂધી સંજીવિત હતી, તે મટી ગઇ છે, તેણે સોહાગને મેળવી છે. નવવધૂને લઇને રમેશ આજે આનંદથી ઉભરાતા હૃદયે ઘર તરફ આવ્યો છે.

ફાલ્ગુન માસ હતો, ચાંદની રાત હતી. ફૂલના ગંધને શરીરપર ચોળીને મલયાનિલ પ્રફુલ્લિત બની ગયો હતો.

પુષ્પોદ્યાનમાં રમેશે એક ક્ષુદ્ર અથવા મનોહર ભવન બનાવરાવ્યું હતું. તે ભવનની સર્વ વસ્તુઓ અતિ સુંદર હતી. દ્રવ્યદ્વારા જેટલી સુંદરતા ખરીદી શકાય, તે સઘળી સુંદરતાનો તે ઘરમાં સમાવેશ કરવામાં આવ્યો હતો. ઘરની દીવાલોપર ફૂલો, વેલી અને બુટાઓને જૂદા જૂદા રંગથી ચિતરવામાં આવ્યાં હતાં. ઓરડાના ભોંય તળીયાં પર સંગેમરમરના પત્થર જડવામાં આવ્યા હતા. રૂપાની દીપદાનીમાં ચળકતા દીવાઓ રાખવામાં આવ્યા હતા અને તેની આસપાસ તરેહ તરેહ જાતનાં ફૂલોની માળાઓ લટકાવવામાં આવી હતી. તે ઉજ્વલ દીવાઓના પ્રકાશથી ચમકી ઉઠેલા ઓરડામાં, સુગંધની ભભક મારતા ઓરડામાં તે વરવધૂ એક અતિ મનોહર પલંગપર બેઠાં હતાં.

બન્ને જણાં ચૂપકીથી બેઠાં હતાં; પરંતુ સુખના આવેશમાં તલ્લીન બની ગયાં હતાં. સોહાગે જેની સ્વપ્નમાં પણ કલ્પના કરી નહોતી, તે વસ્તુને અનાયાસ જ મળવાથી અત્યારે તેના આનંદની સીમાજ રહી નહોતી. દેવતા જેવો સ્વામી, કુબેરના જેવું ઐશ્વર્ય તથા સ્વામીનો અપૂર્વ સ્નેહ આદિ સર્વ તેને મળ્યું હતું. તે ધારતી હતી કે;–"પૂર્વ જન્મનાં કોઇ પુણ્યના પરિણામે તેને આટલું સુખ મળી શક્યું છે, તેને આવું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે." સોહાગ હવે રહી શકી નહિ,

રડી પડી. તે જોઇને રમેશે પૂછ્યું:–" સોહાગ રડે છે શા માટે ?"

સોહાગે ઉત્તર આપ્યું નહિ. ફક્ત એકવાર કરુણામયી દૃષ્ટિથી સ્વામીના મુખ ભણી જોયું. તે શર્મવાળી નજર તથા આંખોમાં આવેલાં આંસુનો ભાવ તરત જ ચાલાક રમેશ જાણી ગયો. પરંતુ સોહાગના મુખેથી જ તે વાર્તા સાંભળવાના હેતુથી રમેશે ફરીવાર પૂછ્યું;–" કહે, કહે સોહાગ તું રડે છે શા માટે ?"

સોહાગ તો પણ નિરુત્તરજ રહી. પરંતુ રમેશે છોડી નહિ. નવવધૂના મુખથી પ્રેમની કથાઓ સાંભળવાની પ્રેમીને ઘણી જ આકાંક્ષા રહે છે. રમેશનું વય કાંઇક વધુ હોવા છતાં પણ તે પૂરો પ્રેમી હતો. તે તે આકાંક્ષાને અટકાવી શકયો નહિ. સોહાગને ઉશ્કેરવાના ઉદ્દેશથી બોલ્યો કે;–"સોહાગ હું કાળો કુબડો છું. ઉમ્મરમાં પણ તારા કરતાં ઘણો જ મોટો છું. પરંતુ જો સ્નેહથી–પ્રેમથી અને આદરથી એ અભાવ દૂર થવાનો સંભવ હોય તો મારા હૃદયમાં જે કાંઇ સ્નેહમય વસ્તુ છે, તેનાથી તને જીંદગી સુધી સંતોષ્યા કરીશ."

સોહાગ અજાયબીથી આંખો ફાડીને પતિના મુખ તરફ જોઇ રહી. આ સમયે તેની આંખના એક ખૂણામાં અનુરાગ દેખાઇ આવતો હતો અને ભમ્મરમાં સહજ તિરસ્કારનો સમાવેશ થયેલો હોય, એમ જણાઇ આવતું હતું.

તે દૃષ્ટિનો અર્થ રમેશ જાણી ગયો. આનંદથી તેનું હૃદય ડોલી ગયું. છતાં પણ તેણે પોતાની વાતને છોડી નહિ. તેણે ફરીવાર પૂછ્યું;–" ત્યારે તું શા માટે રડતી હતી, કહે જોઇએ વારુ ?"

સોહાગ આંખો નમાવીને ધીમે ધીમે કહેવા લાગી;–" હું વિચારતી હતી કે, તમારા જેવી દયા, આકાશના દેવતાઓમાં પણ હશે કે નહિ ? તેઓ પણ શું મારા જેવી પાપી પર દયા કરતા હશે ખરા કે ?"

આમ કહેતાં કહેતાં સોહાગનો કંઠ કંપી ઉઠયો, ગાલપરથી આંસુ વહેવા માંડયાં. રમેશે સ્નેહની સાથે તેને હૃદય સાથે ચાંપી લીધી અને ત્યાર પછી તે તેને બગીચામાં લઇ ગયો.

ચાંદનીથી છવાયલા બગીચામાં ઘણીવાર સુધી ફરીને તેઓ બન્ને પાછાં ફર્યાં. તેમના શયનગૃહમાં ચળકતો દીવો સળગતો હતો. ત્યાં પ્રવેશ કરતાંની સાથે જ બન્નેએ અજાયબી સાથે જોયું કે, જે પલંગપર, જે સ્થળે તેઓ થોડીવાર પહેલાં બેઠાં હતાં, તે સ્થળે ગુલાબનાં ફૂલની બે માળાઓ પડી છે. માળાઓ થોડીવાર પહેલાં અહીં નહોતી,

એટલામાં કોણ મૂકી ગયું ? રમેશે માળાઓ હાથમાં લઇને બરાબર ધ્યાન પૂર્વક તપાસી જોઇ. તેણે જોયું કે, તે માળાનાં ફૂલો તરતનાં તાજાં ચૂંટેલાં છે અને કપડાના નાના કકડામાં એકઠાં કરવામાં આવ્યાં છે. વળી તે ઉપરાંત તેણે વધારામાં જોયું કે એ કપડાના કકડામાં અને ફૂલની નાની કરંડીમાં ઠેકઠેકાણે લોહી ચોંટેલું છે. આ જોઇ રમેશ બહુજ અજાયબ થયો. તેણે વિચાર્યું કે;–" આ માળાને અહીં કોણ રાખી ગયું હશે ? "

રમેશ એકદમ ઘરમાંથી બહાર આવીને તપાસ કરવામાં રોકાયો.

ઘરમાંથી બગીચામાં જતાંની સાથે જ રમેશે અજાયબીની સાથે જોયું કે, એક મેલાં કપડાંવાળી સ્ત્રી એકદમ દોડી બગીચામાંથી બહાર નીકળીને નદી તરફ ચાલી જાય છે. એ જોઇને રમેશે પણ ચૂપકીથી તેની પૂંઠ પકડી.

નદીના કિનારાપર આવીને જોયું કે, તે સ્ત્રી પાણીમાં ઉતરી રહી છે અને એકદમ ઉંડા પાણીમાં જવાની કોશિશ કરી રહી છે. જ્યારે તે ગળા સુધી પાણીમાં જઇ પહોંચી, ત્યારે જરાવાર થોભીને તેણે એકવાર પાછું ફરી જોયું. તે વખતે ચંદ્રમાની પૂર્ણ છટા તેના મુખ પર પડી. મુખના અવયવો સ્પષ્ટ રીતે જણાવા લાગ્યા. રમેશે તેને ઓળખી ગયો. તેની ચાલ જોઇને પ્રથમથી જ તેના મનમાં એક શંકા થઇ આવી હતી, અત્યારે તે શંકા ખરી નિવડી. રમેશે કહ્યું:—" જ્યોત્સ્ના ! "

કોઇએ કશો પણ જવાબ આપ્યો નહિ. રમેશને જણાયું કે તે સ્ત્રી જવાબ આપવાને બદલે ઉલટી ઉંડા પાણીમાં આગળ વધી રહી છે. રમેશ એ જોઇને તરતજ પાણીમાં ઉતરી પડયો. જોતજોતામાં તે સ્ત્રીની દાઢી ડૂબી, નાક ડૂબ્યું, આંખો ડૂબી અને છેવટે વાળ પણ ડૂબી ગયા. કર્ત્તવ્યનું ભાન ભૂલેલા રમેશે અજાયબ અથવા દંગ થઇને ફરીવાર બોલાવી:—" જ્યોત્સ્ના, જ્યોત્સ્ના ! "

કોઇએ જવાબ આપ્યો નહિ. રમેશે જોયું કે, નદીનું જળ જાણે કુંડાળાં નાંખીને કહી રહ્યું છે કે;—" આ સ્થળે તારી જ્યોત્સ્ના ડૂબી છે ! "

રમેશ લેશ માત્ર પણ વિલંબ ન કરતાં નદીના જળમાં કૂદી પડયો. તેણે જ્યાં જ્યોત્સ્નાને ડૂબતી જોઇ હતી, ત્યાં જ ડૂબકી મારી. જળના તળીયાં ઠેકઠેકાણે શોધીને તે પાછો જળની સપાટીપર

નીકળી આવ્યો. ક્યાંય પણ જ્યોત્સ્નાનો પત્તો ન મેળવી શકવાથી તે ફરીવાર બોલાવવા લાગ્યોઃ—"જ્યોત્સ્ના! ઓ જ્યોત્સ્ના!"

કોઈએ ઉત્તર આપ્યું નહિ, સર્વ શાન્ત જ રહ્યું. રમેશે ફરીવાર ડૂબકી મારી, પણ થોડીવારમાં જ તે પાછો બહાર નીકળી આવ્યો. તેણે બહાર આવી મોટેથી બૂમ પાડીને કહ્યુંઃ—"જ્યોત્સ્ના! જ્યોત્સ્ના! ઓ જ્યોત્સ્ના!" પવનના તરંગોમાં રમેશને પોતાનો ને પોતાનો જ બોલેલો 'જ્યોત્સ્ના!' શબ્દ સંભળાયો. પડધાની ભ્રમણામાં પડીને રમેશે ફરીવાર બૂમ મારી કહ્યુંઃ-"જ્યોત્સ્ના! જ્યોત્સ્ના!"

પરંતુ જ્યોત્સ્ના ક્યાંથી મળે? જ્યોત્સ્નાને બોલાવતાં બોલાવતાં અને તેની તપાસ કરતાં પ્રભાત થઈ જવા આવ્યું. જ્યોત્સ્ના ડૂબી ગઈ, ઉષાનો ઉદય થયો. રમેશ પાણીમાંથી બહાર નીકળી આવ્યો.

**સમ્પૂર્ણ.**

---

# પરિશિષ્ટ.

---

But seek ye first the Kingdom of God and his righteousness; and all these things shall be added unto you–Bible, Matthew, Cheap. VI. vers 33.

× × × ×

સંસાર ક્ષેત્રના પાપ તથા પુણ્યના ભીષણ સંગ્રામમાં, પુણ્યનો વિજય થયો, પુણ્યના આશ્રિતોનો વિજય થયો; પાપનો પરાભવ થયો, પાપના આશ્રિતોનો પણ પરાજય થયો. આ સંસાર એક પ્રકારનું ભીષણ સંગ્રામ સ્થાન જ છે, તેમાં પાપ અને પુણ્ય, ધર્મ અને અધર્મ, નીતિ અને અનીતિ, અહિંસા અને હિંસાનાં યુદ્ધો નિરંતર ચાલૂજ રહે છે. તે યુદ્ધ કિંવા સંગ્રામમાં પ્રથમ પાપની પતાકા ફરકતી જોવામાં આવે છે, અધર્મનાં વિજયનાં ચિન્હો જણાય છે, અનીતિ ઉન્નતિના શૃંગપર વિરાજતી જોવામાં આવે છે, હિંસા પોતાની પ્રચંડ શક્તિનો વિસ્તાર કરી શકે છે, પરંતુ અંતે પાપનો ક્ષય થાય છે, અધર્મનો અંત આવે છે. અનીતિનો સંહાર થાય છે

અને હિંસા પ્રલયને પામે છે. એ વાર્ત્તા સર્વથા નિર્વિવાદ અને નિ:સંશય છે. એના પ્રત્યક્ષ પ્રમાણરૂપે રામ અને રાવણનો સંગ્રામ, કૌરવ અને પાંડવનું પ્રચંડ યુદ્ધ તથા નંદ અને મૌર્યવંશનો સંઘર્ષ આદિ સર્વ અદ્યાપિ અનેક દેશના ઇતિહાસના પૃષ્ઠો પર સુવર્ણાક્ષરથી ચળકી રહ્યાં છે, એટલે આ સ્થળે તેનું વિશષ પ્રતિપાદન કરવાની આવશ્યકતા જણાતી નથી.

એ વિશ્વ વ્યાપી નિયમ પ્રમાણે આપણી આ નવલકથામાં પણ સંસારરૂપ સંગ્રામમાં પુણ્ય તથા પુણ્યના આશ્રિતોનો વિજય અને પાપ તથા પાપનાં આશ્રિતોનો પરાજય બતાવવામાં આવ્યો છે. ભગવતી વિજયા, નિર્દોષ અને સરળ નિર્મળ, પરોપકારી રમેશ, પાપહીના સોહાગ આદિ ધર્મનાં આશ્રિતો અનેક સંકટો વેઠવા છતાં સંસાર-સંગ્રામમાં વિજયી થયાં છે. દગાબાજ હારાણુ, કપટી કિંકર, પાપીયસી જ્યોત્સ્ના, દુષ્ટા યમુના આદિ પ્રથમ પોતાના પ્રપંચ યુદ્ધમાં વિજયી થવા છતાં છેવટે ધર્મના પ્રચંડ આઘાતથી પરાજિત થઇને દુર્ગતિને પામ્યાં છે, એ તો સર્વ કોઇ સહજમાં જાણી શકે તેમ છે. આ પરથી સિદ્ધ થાય છે કે, સંસારના સંહારમય સંગ્રામમાં પુણ્યનો જય અને પાપનો ક્ષય જ થાય છે. આથી સહુને પુણ્યના આશ્રિત થવાનો અતિ ઉત્તમ ઉપદેશ મળી શકે છે. પાપના આશ્રિતનું અહિત-અનિષ્ટ અવશ્ય થાય છે જ, માટે તેના સમ્પર્કમાં ન આવવું એ તો સ્વાભાવિક જ સર્વને વિદિત થઇ શકે છે. અસ્તુ.



મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે પુસ્તકાલય

તરફથી

નવી પ્રકટ થયેલી સચિત્ર નવલકથાઓ

અને બીજાં ઉપયોગી પુસ્તકોનું સંક્ષિપ્ત

# સૂચિપત્ર

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર્સ એન્ડ પબ્લીસર્સ

ત્રણ દરવાજા—અમદાવાદ

MAHADEV RAMCHANDRA JAGUSHTE.

BOOKSELLER & PUBLISHER

Three Gates,-AHMEDABAD.

महादेव रामचंद्र जागुष्टे

तीन दरवाजा—अमदावाद

સને ૧૯૧૭ સંવત ૧૯૭૩

અમદાવાદ.

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં—શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

સચિત્ર નવલકથા

# લતા અને લલિતા.

## ભા. ૧-૨-૩-૪

### લખનાર ચુનીલાલ વર્ધમાન શાહ

લતા અને લલિતા એ બે બ્હેનો હોવા છતાં જૂદા જૂદા રંગ ઢંગમાં અને જૂદા જૂદા સ્વભાવની માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ નવલકથામાં કરી શકાય છે. અંગ્રેજ કુમારિકાના પ્રેમદર્શનથી હિંદુ છોકરી ઉપર કેવી અસર થાય છે, કેળવાયલા પુત્રને ચોક્કસ કુમારિકા સાથે પરણવાની ફરજ પાડનાર પિતા તેનું કેવું માઠું પરિણામ મેળવે છે અને રાજવંશીઓમાં કેવી કેવી ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ જોવામાં આવે છે તે સઘળું તેના પ્રથમ ભાગમાં આવે છે. બીજા ભાગમાં વાર્તાના નાયકનું એક વાનપ્રસ્થ જોગીરાજ સાથેના સહવાસનું તથા સૂર્યસિંહ શોભના અને રમાના સ્નેહદર્શનનું ચિત્ર આવે છે. સ્વર્ગમાંથી નંદિનીના પત્રો વાંચવા જેવા છે અને તે વાંચકને પરલોકનું ભાન કરાવે છે. વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક છે અને ચારે ભાગોમાં સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપવામાં આવ્યાં છે. સુંદર છપાઇ, ઉંચા કાગળ, પાકું સોનેરી સુશોભિત પૂઠું, દરેક ભાગનાં પૃષ્ઠ ૨૦૦. કિમ્મત દરેક ભાગની ૦-૧૨-૦ મુજબ રૂ. ૩-૦-૦.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા-અમદાવાદ

**અતિ ઉત્તમ ગ્રન્થ ! અદ્‌ભુત અદ્વિતીય ગ્રન્થ !**
**એક એક નકલ પ્રત્યેક્ ઘરમાં રહેવી જ જોઇએ ! દરેક ગૃહસ્થે વાંચવું જ જોઇએ.**

# રતિશાસ્ત્ર
# કોકશાસ્ત્ર

આ અમૂલ્ય અદ્વિતીય ગ્રન્થ સર્વોપરી છે. એમાં ઘણાં જુનાં જુનાં પુસ્તકો શોધીને યુવાન્ સ્ત્રી પુરુષોને અતિ ઉપયોગી થઇ પડે એવા ગુપ્ત વિષયો-દવાઓ પ્રકટ થયાં છે. એમાં સ્ત્રી પુરૂષની ચાર જાતિ, તેમનાં લક્ષણ, કામદેવનાં રહેવાનાં સ્થળ, ગુપ્ત આસનોનાં વર્ણન, સંયોગ માટે તીથી, વાર, નક્ષત્રનો વિચાર, અદ્‌ભુત વાજીકરણ, વશીકરણ પ્રયોગો, ગર્ભ રહેવાના ઉપાય, ગર્ભપાત-ગર્ભસ્રાવની રામબાણ અનુભવ-સિદ્ધ દવાઓ, અનેક રોગો ઉપર ઉત્તમ ટુચકા, ઇચ્છાનુસાર પુત્રપુત્રી ઉત્પન્ન કરી શકાય એવા પ્રયોગો, પુરુષ અને સ્ત્રીનાં ગુપ્ત લક્ષણો, રજોદર્શન ફળ, રજસ્વળા કર્તવ્ય, પુત્રપુત્રી થવાના દિવસો, ગર્ભપરીક્ષા, યુવાવસ્થા, વીર્યપ્રભાવ, નપુંસકતા, તેને માટે અનેક ઔષધો, ધાતુની નિર્બળતા, તેની દવાઓ, પૌષ્ટિક ઔષધો, ઋતુઓમાં પાળવાના નિયમો બળવાન્ અને દીર્ઘાયુ થવાના ઉપાયો, વિર્યવર્દ્ધક ગુટીકાઓ, મુખગંધ, ખીલ, ચાઠાં, નેત્રરોગ, જીભરોગ, વાળ વધવાની, વાળ કાઢવાની, તાવની, ગુપ્ત રોગની, કાનની, કંઠમાળની, કોઢ, ક્ષય, શ્વાસ, દમની દવાઓ, સરસ્વતી આવડે તે માટે ચૂર્ણ, મંત્ર, જંત્ર, મરડો, પેશાબ, ઉધરસ, ખસ, ખરજવું, ખીલ, આદ્ધાશીશી, સલેખમ, જુ, લાખ, જલંદર, સાપ, વીંછી, મબારખી, કૉલેરા, સ્ત્રીના કમળનો સોજો, રક્તપિત્ત દરાજ, ભગંદર, કાંસાશ્વાસ, નાસુર, કમળો, ફેફરૂં, રતાંધળાપણું, હરસ, વિસ્ફોટક, ભાંગરાક૫, દિવ્ય દષ્ટિ, વગેરે ઉપરાંત બુઢ્ઢા ના થવાય તે માટે, ગર્ભિણીના અતિસાર માટે, બાળકોના રોગ માટે ઘણી અકસીર જુની ઔષધીઓ શોધીને પ્રકટ કરી છે.

એક વખત અવશ્ય વાચી વંચાવી લાભ લ્યો, **ગુજરાતી ભાષામા આવો બીજો કોઇ પણ દળદાર, ઉપયોગી ગ્રન્થ નથી.** સોનેરી નામો સાથે પાકુ પૂઠું-**કીંમત રૂ. ૩-૪-૦** ( પોસ્ટેજ સાથે ) આજે ને આજેજ પત્ર લખો:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**
બુકસેલર-ઠે. ત્રણ દરવાજા—**અમદાવાદ**